# જીવન-સંદેશ

[ આધ્યાત્મિક સંદેશો આપતી એક સંતની પ્રસાદી ]

[ શ્રી. સંતબાલજીના આમુખ સાથે ]

: સંપાદક :

શ્રી. નંદલાલ ભોગીલાલ શાહ

શ્રી. હેમંતકુમાર ગુણાભાઈ નીલકંઠ



સંદેશ પ્રકાશન મંદિર

# જીવન-સંદેશ

[આધ્યાત્મિક સંદેશો આપતી એક સંતની પ્રસાદી]

: સંપાદક :

શ્રી. નંદલાલ ભોગીલાલ શાહ

શ્રી. હેમંતકુમાર ગુણાભાઈ નીલકંઠ




: પ્રકાશક :

ધી સંદેશ લિમિટેડ વતી

નંદલાલ ચુનીલાલ બોડીવાળા

ઘીકાંટા, અમદાવાદ.

પુસ્તક ૧ લું | કિંમત રૂા. ૨-૮-૦ અઢી રૂપિયા | વર્ષ ૩ જું



[ આવૃત્તિ પહેલી ]

મુદ્રક અને પ્રકાશક:
ધી સંદેશ લિમિટેડ વતી
નંદલાલ ચુનીલાલ બોડીવાળા
ઘીકાંટા, પીત્તળીઆ બંબા સામે;
અમદાવાદ.

મુદ્રણસ્થાન:
ધી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસ
ઘીકાંટા,
પીત્તળીઆ બંબા સામે,
અમદાવાદ.

ॐ मैया

# આમુખ

---

**આ** 'જીવનસંદેશ' ગ્રંથ શ્રી. હેમંતકુમાર પાસેથી સાંભળ્યો. આ જ લેખકના અંગત જીવનની અને એમનાં ઓળખીતાં સ્વજનો સાથેના સંબંધિત જીવનની વાતો જાણી. પત્રો અને કાવ્યો રૂપે લખાયેલાં લખાણનાં આજ સુધી પુસ્તક-રૂપે પ્રગટ થયેલાં આ પહેલાંનાં દશે પુસ્તકો જોઇ ગયો. મને લાગ્યું છે કે આ પુસ્તક એ બધાં લખાણોના દોહનરૂપે સત્ત્વ-રૂપે અને છતાં ય થોડોક ભાગ બાદ કરીએ તો બાકીનો સાવ નવીન અને કેટલોક ભાગ તદ્દન મૌલિક છે. **આથી હું આને સાધકો માટેનું સ્મૃતિશાસ્ત્ર લેખાવતાં અચકાતો નથી.**

આ લખાણના મૂળ લેખક પોતાના કથનમાં સંપૂર્ણ સત્યનો દાવો કરતા નથી, એમાં પરિવર્તનને અવકાશ છે એમ સ્વીકારે છે, અને એમના જ અંગભૂત ગણાતા જનો ઉપર લખાયેલું આ લખાણ છે એટલે આ લખાણમાં થયેલો સ્વાનુભવ અને નમ્રતા ભર્યાં છે; એટલે આ બે લક્ષણોવાળાં લખાણો સમાજને ઘડવામાં જેટલે અંશે ઉપયોગી થશે તેટલે અંશે તે સ્મૃતિ-શાસ્ત્રના નામને ચરિતાર્થ કરશે. આ લખાણોને આમજનતા આગળ તુરત મૂકવામાં જે જોખમ છે તે જોખમને આ લખાણના મૂળ લેખકની ઉત્તરોત્તર જાગૃતિ અને જેમને નિમિત્તે આ લખાણ નીપજ્યાં છે તે પરિચિત સાધકોની સાવધાની એ જોખમ નિવારશે એવી અપેક્ષા છે.

## લેખકની માન્યતાનો સાર

હું સમજ્યો છું તે મુજબ લેખકની માન્યતા આ છેઃ-

જીવન એક સંગ્રામ છે અને એથી જ સાધનાના કુરુક્ષેત્ર પર રહેલા મનરૂપી અર્જુનનું ગુરુ એટલે અંતરમાં રહેલા ઊર્ધ્વભાવ અથવા પ્રેમરૂપી પ્રભુભાવ આગળ સારથી-પણું સ્વીકારાવીને જગતરૂપી જળમાં તરવા માટે પ્રથમ પોતાનાં પુરુષાર્થ અને શ્રદ્ધા બન્ને જાગૃત રાખવાં. શ્રદ્ધાની દૃઢતા વધ્યે છેવટે તો "**कुर्वन्नपि न करोति**" અથવા **अकुर्वाणोऽपि कुरुते**" જેવી સહજ દશા થશે.

## સાધના સાધનો

આવી સાધના માટે તેઓ વ્યાખ્યા આ જાતની બાંધે છેઃ- સાધના એટલે ભક્તિ, જ્ઞાન, ધ્યાન અને કર્મ માર્ગનો સમન્વય,— એમ કહે છે. આગળ જતાં "ભક્તિ એટલે ભાવનાનો ધોધ. જ્ઞાન એટલે એ હેતુ. ધ્યાન એટલે એમાં એકાગ્રતા અને કર્મ એટલે બધાંને સુયોગ્ય-સુમેળ રીતે વર્તવાનો પટ" એમ પણ વદે છે.

## જીવંત વહેણ

લેખકનો ભાવનાધોધ હિમાલયની પુત્રી ગંગા નદીથી માંડીને 'કેશવચરણ' સુધી પહોંચી પાછો વળી, પોતાની જન્મદાત્રી જનેતાને ચરણે અંજલિરૂપે ઢળે છે અને એની ગતિ તીવ્ર છતાં એટલી નમ્ર બની જાય છે કે પોતાને માર્ગદર્શક ગણતા સેવકો આગળ પણ એ ચરણ ચુંબવા ટળવળે છે.—

—અને પરિણામે એમની ભક્તિ, એમનું ધ્યાન, એમનો યોગ, એમનાં કર્મ આ માત્ર નાની સરખી સ્વજન-મંડળીમાં કેંદ્રિત બને છે. ત્યાગની દૃષ્ટિએ આ મહાન ત્યાગ છે. તપની દૃષ્ટિએ આ મહાન તપ છે. એક માત્ર ભયસ્થળ છે અને તે 'સંતોનાં દુર્ગમ વર્તન' અને 'પૂર્ણ-પુરુષ' જેવા લેખોમાં તરી આવે છે. ગુરુવાદને બે બાજુ છે. તે પૈકીની એક ગુરુવાદમાંથી ફળનારાં અનિષ્ટોને આ લખાણમાં ઢાલ મળી જાય તેવું છે, પરંતુ સાથે સાથે સમસ્ત માનવી સ્વભાવનું દિવ્ય રૂપાંતર કરવું અને પળેપળ સક્રિય રહેવું એવી જે જવાબદારી ગુરુ અથવા સંતની એ લેખોમાં દર્શાવાઇ છે તે તરફ ધ્યાન રહે તો એ ભયસ્થળથી ઊગરી જવાય તેમ છે.

સાંભળવા પ્રમાણે આ ગ્રંથના લેખક પોતાનાં આ સ્વજનોના ઘર કલહના સ્થૂળ નાનામોટા પ્રશ્નો કે કલહોથી માંડીને તેમના આંતરિક હુમલાઓ સુધી ચોકી રાખે છે, છતાં નમ્ર રહે છે અને આત્મીયતા વધારે છે. 'યુગ્મ-ભાવના', 'જગતની વાસ્તવિકતા', 'દુ:ખસુખ અને આસક્તિ', 'વ્યષ્ટિમાં સમષ્ટિનો ઉકેલ', એવા લેખોમાં ભારોભાર મૌલિકતા જણાય છે. 'ઉદારમાનસ', 'વિવેક', 'સ્મૃતિ', 'શ્રદ્ધા', અને 'સહિષ્ણુતા'— વગેરે લખાણોમાં પ્રવાહ, રોચકતા અને સૌંદર્ય જોઇ સાહિત્યિક અને સાંસ્કૃતિક બન્ને દૃષ્ટિએ સુંદર છાપ પડે છે.

'ઇશ્વર જ બધું સંભાળે છે?' 'સાધકોનું વડીલો, નોકરો પ્રત્યેનું વર્તન, માંહોમાંહેનું વર્તન', વગેરેમાં ઠીકઠીક

ચાબખા દેખાય છે અને કાવ્યોમાં કવિતા કરતાંય વિચાર-પ્રચુરપણું વધુ અને નમ્રતાભર્યો અભિન્ન સ્નેહ તરવરે છે. છેવટે,

**"મળેલો ધર્મ જે હોય, એને ઉવેખીને બીજે ધર્મ મેળવવા જાય, એને ધર્મ નહીં મળે."**

આ પંક્તિ ગુંજી રહે છે.

મહાત્માજી જતાં આજે આપણા દેશમાં જે શક્તિ વેરવિખેર થઇ રહી છે, તેને સાંકળવા અને દેશને માટે લોર્ડ માઉન્ટબેટને જે ઉચ્ચ ભાવિ ઉચ્ચાર્યું છે, તેને સફળ બનાવવા જે સાધકબળ ઉપયોગી થવાનું છે તેમાં આવાં યોગ્ય હાથે લખાયેલાં લખાણ ગૂજરાતી ભાષા જાણતી જનતાને રૂપિયાઆનાપાઈથી મપાતા જીવનને કે ઉપલક ક્રિયામાં કે કર્મકાંડમાં મનાતા ધર્મને સાચા સ્વરૂપે સમજવાની દિશામાં વાળવામાં ઉપયોગી થશે, એ વિષે મને શંકા નથી.

**વંથલી** (સૌરાષ્ટ્ર) **'સંતબાલ'**
**તા. ૨૭-૧-'૪૮**



# આભાર

ધાર્મિક, સામાજિક અને રાજકીય ક્ષેત્રોમાં અનેકને સલાહસૂચન તથા દોરવણીની પ્રવૃત્તિમાં ઠીક ઠીક લક્ષ અને સમય આપતા હોવા છતાં પૂજ્ય મહારાજશ્રી સંતબાલજીએ સમય વગેરે કાઢીને આ પુસ્તક આદિથી તે અંત સુધી સાંભળ્યું ને તેમાંથી અર્થગંભીર વાકયોની તારવણી કર્યા ઉપરાંત આ લેખકનાં બીજાં પુસ્તકો પણ જોઈ જઇને તેમાંથી પણ એવી નોંધો લીધા પછી ઠીક ઠીક વિચાર અને પરિશ્રમને અંતે અમને જે સહાનુભૂતિ ભરી કદરવાળો સુંદર આમુખ લખી આપ્યો છે તે માટે અમે એમનો ભાવપૂર્વક આભાર માનીએ છીએ.

શ્રી. પ્રતાપરાય ઉપાધ્યાયનો આભાર માનવો એ અમારો પોતાનો જ આભાર માનવા બરાબર છે એટલા નજીક તેઓ આવી ગયા છે. તેમ છતાં એમની સહૃદયતા, ઉત્સાહ અને ભાવ મનનશીલ જોરદાર વાણીમાં વ્યક્ત થઇને જે પ્રસ્તાવના એમણે લખી છે તે માટે તેમનો પણ કૃતજ્ઞતાના અને પ્રેમના સદ્ભાવે અમે આભાર માનીએ છીએ.

નંદલાલ શાહ
હેમંતકુમાર નીલકંઠ

卐

# પ્રકાશકનું નિવેદન

**'સંદેશ** ભક્તિરસ ગ્રંથમાળા'ના ગ્રાહકોના કર કમળમાં એક સંતની આ વિરલ પ્રસાદી ધરતાં હું આનંદ અનુભવું છું.

મ્હારી છેલ્લી દોઢ વર્ષની માંદગી દરમ્યાન હું કેટલાક સંતો-ભક્તો વગેરેના પરિચયમાં આવ્યો છું. મારા ચોપન વર્ષના વ્યવસાયી જીવનમાં તો ઘણી ઘણી વિરલ વ્યક્તિઓના પરિચયમાં હું આવ્યો છું. આ બધા પાસેથી મ્હને જે કંઈ જ્ઞાનની પ્રસાદી અને અનુભવ મળેલાં છે એ બધાનો હું ખૂબજ ઉપકારી છું. કારણ કે તેમની પ્રસાદીએ મ્હારા જીવન ઘડતરમાં એક યા બીજા સ્વરૂપે મહત્વનો ભાગ ભજવ્યો છે. છેલ્લા થોડા સમયમાં આ પુસ્તકના લેખકના અંતરગત સમાગમમાં હું આવ્યો છું. તેઓ એક આદર્શ સંત છે—સમાજ સેવક છે. તેઓ કોઇ પણ જાતની કીર્તિની વાંચ્છના રાખતા નથી. તેઓ તેમનું સાહિત્ય અદ્રશ્ય રહીને સમાજને આપ્યા કરે છે. તેઓ સાચા, સરળહૃદયી મૂક સેવક છે. કોઈ પણ વ્યક્તિની સેવા કરવામાં તેઓ ક્ષોભ અનુભવતા નથી. તેઓ પોતાનું નામ અને પરિચય જાહેરમાં મૂકવા નહિ ઇચ્છતા હોવાથી તેઓનો વિશેષ પરિચય અહિં આપી શકું તેમ નથી.પરંતુ ટૂંકમાં એટલું જ કહીશ કે, આ પુસ્તક એક સંતની અણમોલ કૃપા પ્રસાદી છે જે સમાજના પ્રત્યેક માનવીને જીવનમાં હરહંમેશ ઉપયોગી થાય તેવી છે.

આ પુસ્તકનું લખાણ જીવનના જુદા જુદા પ્રસંગોને સ્પર્શે એ રીતે પત્ર રૂપે લખાયેલું છે. જુદીજુદી વ્યકિતઓને તેમની કક્ષા પ્રમાણે પ્રત્યુત્તર રૂપે આધ્યાત્મિક સંદેશ આપવામાં આવ્યો છે. આ સંદેશ ખરેખર કલ્યાણકારી છે.

આ પુસ્તકના આમુખમાં **પૂજ્ય શ્રી સંતબાલજીએ** લખ્યું છે કે, **" હું આને સાધકો માટેનું સ્મૃતિશાસ્ત્ર લેખાવતાં અચકાતો નથી "** આ હકીકત વાચકોને આ પુસ્તક પૂર્ણપણે વાંચી –સમજ્યા પછી સમજાશે.

સાચો ધર્મ સમજાવતું આ પુસ્તક સમાજના ઘડતરમાં ખૂબ જ ઉપયોગી થાય તેવું છે. એક મહાન સંતની વિરલ કૃતિ મેળવવા માટે **' સંદેશ લિ. '** ભાગ્યશાળી થયું છે એ માટે હું આનંદ અનુભવું છું સાથે સાથે એ સંતનો હું ખૂબ જ ઋણી છું.

આ પુસ્તકની વિદ્વતાભરી પ્રસ્તાવના લખી આપવા માટે **ભાઈશ્રી પ્રતાપરાય ઉપાધ્યાયનો** અને અનેક વ્યવસાયોમાંથી પણ સમય મેળવી આમુખ લખી આપવા માટે **પૂ. સંતબાલજીનો** હું ખૂબ આભારી છું.

આ પુસ્તકના સંપાદકો **શ્રી. નંદલાલ ભોગીલાલ શાહ** અને **શ્રી. હેમંતકુમાર ગુણાભાઇ નીલકંઠનો** પણ હું ખાસ આભારી છું.

**'જીવન-સંદેશ'** ગુજરાતની જનતાને સાચું માર્ગદર્શન આપશે અને સમાજનું કલ્યાણ કરવામાં ઉપયોગી નિવડશે એવી આશા છે.

**'સંદેશ ભક્તિરસ ગ્રંથમાળા'** ના ગ્રાહકો આ દીવ્ય સંદેશ આપતા પુસ્તકને પ્રેમથી આવકારશે એમ ઇચ્છી વિરમું છું.

ગુરુ પૂર્ણિમા
**અમદાવાદ**

લિ. ભવદીય
**નંદલાલ ચુનીલાલ બોડીવાળા**
મેનેજિંગ ડીરેક્ટર
'ધી સંદેશ લિ.'

# શુદ્ધિપત્રક

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૨ | ૧૬ | પેગંબરો | પયગંબરો |
| ૩૮ | ૧૪ | અવો | એવો |
| ૧૦૦ | ૨ | શર્દૂલવિક્રીડિત | શાર્દૂલવિક્રીડિત |
| ૧૦૦ | ૩ | પતિ | પતિ |
| ૧૦૮ | ૧૦ | પોતાના | પોતાને |
| ૧૨૨ | ૫ | રિવાજોને | રિવાજોને |
| ૧૮૦ | ૪ | ફેંકાયલાં | ફેંકાયેલાં |
| ૧૮૦ | ૨૨ | નથા | નથી |
| ૧૯૬ | ૨૦ | વન | જીવન |
| ૨૩૮ | ૩ | ઇદ્રિયોની | ઇંદ્રિયોની |
| ૨૯૨ | ૧૨ | સ્વભાવના | સ્વભાવનાં |
| ૩૦૧ | ૧૯ | સમાજ | સમાજની |
| ૩૧૯ | ૫ | પરિપર્ણુતા | પરિપૂર્ણતા |

# અનુક્રમણિકા.

**વિષય** **પૃષ્ઠાંક**

**વિષય** **પૃષ્ઠાંક**





# સંપાદકના બે બોલ

આ ચોપડીમાંનું લખાણ ઘણુંખરું તો કાગળરૂપે છે. તે કાગળો જુદીજુદી વ્યક્તિઓને લખાયેલા છે. તે તે કાગળમાં જે વિષયનો ઉલ્લેખ છે તે વિષયનું સમગ્રપણું તેમાં નથી. પરંતુ જે જે ભાઇએ જે અંગે કાગળમાં પૂછાવ્યું હોય તેટલા પૂરતો ઉત્તરરૂપે તે તે કાગળ લખાયેલો છે.

ચોપડીનું ઘણુંખરું લખાણ તો જુદાં જુદાં માસિકમાં અવારનવાર છપાઇ ચૂકેલું છે, ને તેને અહીં એકઠું કરીને સંગ્રહિત કરેલું છે.

આ કાગળો જુદાંજુદાં નામે જુદાંજુદાં માસિકમાં છપાયેલા છે, પરંતુ તેથી તે વ્યક્તિ જુદીજુદી નથી, પણ એક જ છે. લેખક પોતે અજ્ઞાત રહેવા માગતા હોવાથી અને જે લેખકનું નામ આપવામાં આવ્યું હોય તે લેખકના પ્રેરક ને સંચાલક તથા લખાણને ઉદ્ભાવનાર લેખક પોતે જ હોવાથી તેમનું નામ પ્રસિદ્ધિમાં મૂકેલું છે; એમાં કોઇકને વિસંવાદ ભલે લાગે પરંતુ ઘણે ઠેકાણે તો સંપાદક તરીકે જ નામ આપેલું છે. ને કોઈ ઠેકાણે સંપાદક તરીકે નામ ન આપ્યું હોય ત્યાં પણ લખનારના મનની વિચારસરણી ને ક્રમબદ્ધ આલેખન, લેખકની જ વિચારસરણી ને લેખકના જ દૃષ્ટિબિંદુનું અને સાચી રીતે તો લેખકના ભાવાર્થનું જ તે લખાણ છે, એટલે જુદા નામવાળો તો માત્ર તેની કલમ જ બનેલો છે, તે વાત અમારે મન હકીકતની ભૂમિકાવાળી છે.

જે કોઈ જે વિષયનો ભક્ત હોય તેજ ભક્તના હૃદયની અને તેના ભાવાર્થની યોગ્ય કદરભક્તિ કરી શકે. શ્રીયુત પ્રતાપરાય, હરિજન આશ્રમ, સાબરમતી, ના કન્યાવિદ્યાલયના આચાર્ય છે. એમના જીવનનું વલણ આધ્યાત્મિક ભાવનાથી સંયુક્ત છે. તેઓ સંસ્કૃત લઈને બી. એ. થયેલા છે. કશું પણ કંઈ નિમિત્ત વિના ઊપજતું કે બનતું નથી. તેમની પ્રસ્તાવના મેળવવાનું પણ એવું કોઇ ગૂઢ નિમિત્ત જ સાંપડેલું છે.

આ લેખકની દસેક કૃતિઓ બહાર પડી ચૂકેલી છે. શ્રી સસ્તુ સાહિત્યે ૪, શ્રી રામકૃષ્ણ પરમહંસ સમિતિએ ૩, શ્રી ભક્તિમાર્ગ કાર્યાલયે ૧, શ્રી સાયલાસ્ટેટના રાણીસાહેબ શ્રી. કુસુમ કુંવરબાએ ૧, શ્રી. શાંતિલાલ નાનાલાલ દવે સલુણવાળાએ ૧, એમ કુલ ૧૦ ચોપડી બહાર પાડી છે. જેઓની આધ્યાત્મિક વૃત્તિ જરાતરા પણ સળવળેલી છે, તેમને તેમને તે તે ચોપડીનું લખાણ ગમ્યું છે ને તેવી કદર–આદરના પત્રો તેમણે તેમને (લેખકને) પાઠવ્યા છે. અને તેમની કદર–પુષ્પાંજલિ તરીકે આ લેખકનું આવું આધ્યાત્મિક વિષયનું લખાણ છપાવવાને કાજે નાની મોટી રકમો પણ મોકલી આપી છે. તે રકમ બધી મળીને આશરે ૩,૪૦૦) જેટલી થવા આવેલી છે. અમે તે સર્વ સહાનુભૂતિ ધરાવ-નારાં સદ્‌ભાવી જીવોનો અમારાં બધાં વતી હૃદયપૂર્વક આભાર માનવાની તક લઇએ છીએ. તેમના તેમના સહાનુ-ભૂતિભર્યા પ્રેરણા બળથી જ અમારું આ કામ આગળ ધપતું ચાલે છે.

આ ચોપડીનું કેટલુંક લખાણ તદ્દન સરળ, સાદું ને

પહેલા જ વાચને સમજાય તેવું છે, જ્યારે કેટલાક લખાણની ભાષા જરા ઊંચી પણ લાગે છે અને આમ લખાણ એકજ લેખકનું હોવા છતાં તેમાં ઉપર જણાવ્યા પ્રમાણેનો વિસંવાદ જણાય છે. એક જ ધાટીનું લખાણ દરેક લખાણમાં નથી, તેનું ખરું કારણ તો એ છે કે જે જે વ્યક્તિને લેખકે લખ્યું છે તે તે વ્યક્તિની સમજ અને સાહિત્યની કક્ષાનો પણ લેખકે ખ્યાલ રાખેલો છે. લેખકનું પદ્ય ગદ્ય કરતાં હંમેશાં ઘણું સરળ હોય છે અને એ એમને પોતાને વ્યક્ત થવાને ઘણું સરળ સાધન થઇ પડેલું છે.

આ ચોપડીમાંનું પ્રત્યેક લખાણ લેખકનાં સ્વજનને સંબોધીને છે. કેટલુંક લખાણ તેમના (સ્વજનના) મનમાં ઊઠેલી કોઇ કોઇ વૃત્તિઓને સમાધાન રૂપે સમજણના પ્રદેશનું લખેલું છે. અને ખાસ કરીને કવિતા જેવું જે લખાણ છે તે લખાણ લેખકને પોતાનાં સ્વજનમાં જ્યારે જ્યારે નિમિત્ત-યોગે અંતરની દૃષ્ટિવૃત્તિ વળે ને તેમને (લેખકને) તે તે સ્વજનો જીવનના આદર્શના ભાવતોલે ન લાગતાં એમને જે ઉત્કટ સંવેદન થાય છે, તેના દ્યોતકરૂપે તે તે લખાણ છે. લેખકને પોતાનાં સ્વજનના તે કાળના (લેખકથી જે કાળે કોઈ નિમિત્ત ભાવે તેમના તેમનામાં દૃષ્ટિ ને વૃત્તિ પ્રેરાઇ હોય) તેમના તેમના જીવનપ્રવાહને યદ્વાતદ્વા વહેતો જોઇને કેટકેટલી ને કેવી કેવી કારમી વેદના થાય છે તે તે કવિતાના લખાણમાંથી સમજાય તેવું છે. લેખક એવી હૃદયંગમ ઉત્કટ ભાવના પોતાનામાં પ્રેરાવીને પોતાના સ્વજનના અંતરને દ્રવાવવાને આવી રીતે પોતાની વૃત્તિ-ઓનો ઉપયોગ કરે છે. પ્રત્યેક વૃત્તિ એ પ્રત્યક્ષ શક્તિસ્વરૂપ

છે, ને તેનાથી તેનું કામ લઇ શકાય છે—જો તેવી વૃત્તિ જ્ઞાનભક્તિપૂર્વક વાપરવાની કળા જીવનમાં પ્રગટી હોય તો. માને પોતાના બાળકને મળમાં રમતું જોઇને જેમ ગ્લાનિ, દુઃખ ને ચીડ પણ ચડે છે તેમ પોતાના સ્વજનને જીવન-આદર્શની ભાવનાથી યોગ્ય રીતે સંકળાયેલાં ન જોઇને લેખકને જે દુઃખ થાય છે તે દુઃખ તેમના લખાણમાં સ્પષ્ટ તરવરતું લાગે છે. તે દુઃખ અમને જાગૃત કરો એ જ પ્રાર્થના.

લેખકને વિષે કશું લખવું એ તો અમારે અમારી જાતનાં વખાણ કર્યાં બરાબર ગણાય, ને લખવું પણ શું ? તેઓ કશું જ નથી ને છે એટલું જ બસ છે.

આ ચોપડીના લખાણમાંથી જે કોઇને કાંઇ પણ પૂછાવવા જેવું લાગે તે તેઓ, માર્ફત શ્રી. નંદલાલ ભોગીલાલ શાહ, હરિજન આશ્રમ, સાબરમતી એ સરનામે જરૂર લખી પૂછાવી શકે. સાથે જવાબ માટેનું પરબીડિયું બીડવા વિનંતિ છે.

શ્રી. "સંદેશ ભક્તિ ગ્રંથમાળા"એ આ લેખકનું લખાણ છપાવવાને માટે માગણી કરતો કાગળ તા.૧૮-૧૦-'૪૫ ને રોજ લખેલો તે સને ૧૯૪૮માં ફલિતાર્થ બને છે તે કાજે તે કાર્યાલયનો અમે હૃદયપૂર્વક આભાર માનીએ છીએ.

હરિજન આશ્રમ, સાબરમતી
ફાગણ સુદ પુનમ. સં.૨૦૦૪

**નંદલાલ ભોગીલાલ શાહ**
**હેમંતકુમાર ગુણાભાઈ નીલકંઠ**

# પ્રસ્તાવના

શાણા સમાજશાસ્ત્રીઓ મનુષ્યની પ્રાથમિક જરૂરિયાત અન્નવસ્ત્રાદિ છે એમ કહે છે. પરંતુ મનુષ્યજીવનનું સૂક્ષ્મ અવલોકન કરતાં જણાય છે કે મનુષ્યની પ્રાથમિક જરૂરિયાત મનઃશાંતિ છે. અહીં પ્રશ્ન થશે કે મનુષ્યેતર કોઇ પ્રાણીને આવી શાંતિની જરૂર ખરી કે? મનુષ્યેતર પ્રાણીઓમાં જીવન વિષે જાગ્રત ભાન ન હોવા છતાં જીવન પાછળ કામ કરી રહેલી ગૂઢ ચેતનામાં એક સાહજિક શ્રદ્ધા હોય છે. પણ મનુષ્યને માટે જીવનનું રહસ્ય ઊકેલવાની વિશેષ શકયતા પ્રાપ્ત થઈ છે. આ રહસ્યનો સાક્ષાત્કાર જો સાધનાદ્વારા કરવામાં ન આવે તો મનુષ્યેતર પ્રાણીઓની જીવનપ્રવૃત્તિ અને મનુષ્યની જીવન–પ્રવૃત્તિમાં કશો જ ઝાઝો તાત્ત્વિક ફેર નથી. ચેતનાયુકત સહજ શાંતિની પ્રાપ્તિ આ જીવનરહસ્યના સાક્ષાત્કાર વિના શકય નથી.

અન્નવસ્ત્રાદિની વિપુલતા હોવા છતાં જો ઉપરોક્ત શાંતિ મનોભૂમિમાં સ્થાપિત ન થઈ હોય તો તે કશા ઉપયોગની નથી. ત્યારે શાંતિની પ્રાપ્તિ પછી જ બીજી બધી વસ્તુઓ ખરેખર સુખપ્રદ બને છે. ત્યારે હવે જો મનઃશાંતિ એ જ મનુષ્યજીવનની પ્રાથમિક જરૂરિયાત છે તો પછી મનઃશાંતિ પ્રાપ્ત કરી અને પછી પ્રાપ્ત કરાવનાર જે કોઇ હોય તે સમાજનો અને જગતનો ઉત્તમ સેવક છે. અન્નવસ્ત્રાદિની પ્રાપ્તિ કરાવનાર જો લોકસેવક તરીકે પ્રતિષ્ઠા પામે છે તો શાંતિ અપાવનાર આવા લોકસેવકોની પ્રતિષ્ઠા

તો અનંતગણી હોવી ઘટે. આજે સમાજમાં શાંતિની પ્રાપ્તિ કરનાર અને પછી બીજાંને કરાવનાર આધ્યાત્મિક વ્યક્તિઓ અપુરુષાર્થી ને સમાજજીવનને નિરુપયોગી ગણાય છે. પોતાના જ હિત વિષેની સમાજનું આવું અજ્ઞાન ખરેખર દયા પાત્ર છે.

ચંદ્રલોકમાં પહોંચવાના પ્રયત્નો, ઉત્તર અને દક્ષિણ ધ્રુવની શોધ કરનારા સાહસિકો, હિમાલયનાં ઉત્તુંગ શૃંગોને માપવાના થતા પ્રયાસો, સમાજના આદરને પાત્ર બન્યા છે; જોકે આ બધાં સાહસોથી આંતર રાષ્ટ્રીય મૂડીમાં એક પાઈનો પણ હાલમાં તો વધારો થયો દેખાતો નથી. તો પછી અંતઃચેતનાના પ્રદેશોની શોધ માટે અવિરત પરિશ્રમ ઉઠાવતા સાધકો શામાટે ઓછા આદરપાત્ર ગણાય? સમાજની એવા પરત્વેની અવહેલના અને અવગણનાની વૃત્તિ સમાજને પોતાને જ અન્યાય કરનારી છે. આવા આત્માઓ અંતઃ-ચેતનાની શોધ કરનારા મહાન વૈજ્ઞાનિકો છે. જો આણુની શક્તિ શોધીને જગત ઉપર વિનાશ વરસાવતા વૈજ્ઞાનિકોને જગત પ્રતિષ્ઠા આપી શકે છે તો જીવનની સર્વ સમસ્યા-ઓનો યોગ્ય સમાધાનકારક ઉકેલ શોધી આપનાર આત્માઓ શામાટે ઓછા પ્રતિષ્ઠિત ગણાય? વિજ્ઞાનની કોઈ પણ એક શોધ પ્રગટ થયા પછી તેનો લાભ ઉઠાવવા આખું જગત દોડે છે. તો જીવનની પાયાની જરૂર પૂરી પાડનાર સંતો ને યોગીઓ તરફ શામાટે ઉપેક્ષા સેવવામાં આવતી હશે?

સમાજની પ્રવૃત્તિઓમાં એક મૂળભૂત દોષ રહેલો છે. સહુ કોઇ જીવનમાં શાંતિની જરુર સ્વીકારે છે. પરંતુ તેઓ એમ માને છે કે આ શાંતિ તેઓની કહેવાતી પ્રવૃ-

ત્તિઓના ફળરૂપે આપોઆપ આવી મળશે; પરંતુ આ એક મહાન ભ્રમ છે. શાંતિની પ્રાપ્તિ પહેલાંની પ્રવૃત્તિઓ એ 'કર્મ' નથી પરંતુ ખાલી ચેષ્ટામાત્ર છે. સાધનાદ્વારા શાંતિ સ્થપાયાં પહેલાં સાચાં કર્મનો અધિકાર જ પ્રાપ્ત થતો નથી. દાખલા તરીકે શરીર પર કોઇક જાતનું જંતુ ચડેલું હોય તો તે જંતુને દૂર ન કરીએ ત્યાં સુધી સ્વાસ્થ્યથી કોઇપણ કાર્ય થઇ શકતું નથી; તેવીજ રીતે અશાંત મન પ્રવૃત્તિઓમાં એકાગ્ર થવા દેશે નહીં, અને એકાગ્રતા વિનાની પ્રવૃત્તિઓનાં પરિણામ સંગીન અને ચિરંજીવી હોવાનાં પણ નહીં જ. આથી એમ સિદ્ધ થાય છે કે સમાજ જેને પુરુષાર્થ કહે છે, લોકસંગ્રહ કે સેવા કહે છે તે કરવાને પણ પ્રથમ શાંતિની પ્રાપ્તિ થવી ઘણી જ આવશ્યક છે. તો પછી આ પ્રાપ્તિ કરનાર અને કરાવી આપનાર સંત વિના સમાજને એક ક્ષણ પણ કેમ ચાલી શકે? સંતની આટલી બધી અગત્ય હોવા છતાં સમાજ તેની ઉપેક્ષા શા કાજે કરતો હશે? આનું કારણ સમાજના સ્વભાવમાં રહેલી જડતા છે. સમાજે માની લીધેલાં મંતવ્યો, સિદ્ધાન્તો, સત્યની સમજણો, નીતિનિયમો, રિવાજો, અનેક પ્રકારની કલ્પનાઓ — એ બધાંને સંત નિમિષ માત્રમાં પોતાના જીવનદ્વારા અવાસ્તવિક સિદ્ધ કરે છે. સમાજ એમ માને છે કે અન્નવસ્ત્ર વિના સમાજને એક ઘડી પણ ન ચાલે; તો સંત આ બધી વસ્તુ જીવનમાં કેટલી બધી ગૌણ છે, એવી પ્રતીતિ કરાવી આપે છે. લંગોટી પહેરી વાઇસરોયના મહેલમાં અને બકિંગહામ મહેલમાં પણ પ્રતિષ્ઠાપૂર્વક પહોંચી શકાય છે, એવું સમાજે ક્યાં નથી જોયું? મોટા આલિશાન પ્રાસાદોથી પ્રતિષ્ઠા વધે છે એમ સમાજ માને તો ઝૂંપડીના માર્ગે

દોડતા રાજામહારાજાઓ, વાઈસરોય અને ગવર્નરોને કોણે જોયા નથી? ધનથી પ્રતિષ્ઠા વધે છે એમ સમાજ માનતો હોય તો વસિષ્ઠ, ગૌતમ, સાંદીપનિ આદિ નિષ્કંચન બ્રાહ્મણોના ચરણ આગળ રાજાધિરાજના મુગટ નમતા સમાજે ક્યાં નથી જોયા? વિદ્વત્તામાં પ્રતિષ્ઠા રહેલી છે એમ સમાજ માને તો નિરક્ષર જ્ઞાની સંતો જેમકે નરસિંહ, મીરાં, તુકારામ, રામકૃષ્ણ આદિઓના જ્ઞાન પાસે વિદ્વાનોની વિદ્વત્તાની કશી કિંમત નથી એવું ક્યાં અજ્ઞાત છે? આમ સમાજની એકેએક માન્યતાઓના પાયામાં સુરંગ ચાંપી સંત સમાજને અસ્વસ્થ કરી મૂકે છે. આ કારણે જ સમાજ સંતોની સંનિધિ સહન કરી શકતો નથી. સમાજને વહેવારને નામે જે તે બધું ચાલવા દેવું છે. ત્યારે સંત ભગવાન ઉપર જ સાચો વ્યવહાર નભી શકે એવું સિદ્ધ કરી બતાવે છે. સમાજ વ્યવહારને નામે સંકુચિતતાને નભાવે છે જ્યારે સંત હૃદયની શુદ્ધ ઉદારતાના પાયાપર વિશાળ, ઉન્નત વહેવાર નિર્માણ કરે છે. આમ સમાજના એકેએક કાર્યમાં સંત પોતાની વિશિષ્ટ રીતે તેને આંખો પાડે છે. ને આથી સમાજ સંતથી હંમેશાં અકળાયલો જ રહે છે. પરંતુ હકીકતમાં તો જો આવા સંતો ન હોય તો સમાજજીવન સ્થગિત થઈને કોહવાઈ જ જાય.

આવા ઉત્તમ સમાજસેવકની પ્રતિષ્ઠાને પાત્ર એક સંતનું આ પુસ્તક છે. 'મનને'ની એમની ચોપડીની પ્રસ્તાવનામાં એ ઉપાધિ લેખક શ્રી.મનુ સૂબેદાર સાહેબ તરફથી પામેલા જ છે. ગીતાકારે કહ્યું છે.

" यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः"

તો જીવનના અધિષ્ઠાતા પરમ ચૈતન્યરૂપ પરમાત્માને તત્ત્વતઃ પ્રીછનાર એવો કોઈ કશ્ચિત્ આ સંત છે. આ ગ્રંથ યશને માટે અથવા સાહિત્યમાં સ્થાન પ્રાપ્ત કરવા માટે લખાયેલો નથી. આ ગ્રંથની વાણી જીવનના પ્રત્યક્ષ અનુભવનો પડઘો માત્ર છે. શાસ્ત્રમાં કહેલું છે કે સ્મૃતિ કરતાં શ્રુતિ-પ્રમાણ વધારે પ્રતિષ્ઠિત છે; ને શ્રુતિ ગ્રંથો કરતાં પણ બ્રહ્મનિષ્ઠ આત્માની વાણી વધારે પ્રમાણભૂત છે. આથી જ રામરાજ્યમાં આખરે અંતિમ આશ્રય જે તે ઉકેલને કાજે વસિષ્ઠનો જ લેવામાં આવતો હતો. આ ગ્રંથની વાણી એવા પ્રકારની પ્રતિષ્ઠાવાળી છે. એટલે જીવનના રહસ્યનો પ્રમાણભૂત ઉકેલ તેમાં છે. શ્રુતિ જો સાહિત્ય ગણાય તો આ ગ્રંથ પણ સાહિત્ય છે.

આ ગ્રંથમાં બે વિભાગ છે. ગદ્ય અને પદ્ય.

**ગદ્ય—**

આ ગ્રંથનું ગદ્ય વસ્તુસ્પર્શી છે. પોતે જે અનુભવ્યું છે, તે વાચક હૃદયથી સ્વીકારી, તે ગ્રહણ કરી લે એટલી જ તેની અપેક્ષા છે. શબ્દ અને અર્થની વિષમતા આ ગદ્યમાં નથી. "ગુરુ અને સાધક," "પૂર્ણ પુરુષ," એ આ ગ્રંથના મુખ્ય ગદ્ય લેખો છે. 'ગુરૂ અને સાધક'નો લેખ આધ્યાત્મિક માર્ગે ચઢેલા જિજ્ઞાસુઓને ખૂબ જ મદદરૂપ નીવડે તેવો છે. જીવનસાક્ષાત્કારના પરિણામે બુદ્ધિ, હૃદય આદિ કરણોનું કેવું દિવ્ય રૂપાંતર થાય છે, તેની પ્રતીતિ આ ગ્રંથના લેખો કરાવે છે. લેખક સાક્ષર નથી; પરંતુ લેખકના જ્ઞાનની સંગીનતાનો સામનો કરવા કોઇ સાક્ષર સમર્થ નથી. આ ગ્રંથના લેખો સંપૂર્ણ પ્રતીતિ કરાવે છે કે

જ્ઞાનપ્રાપ્તિનું સાધન ગ્રંથો, શાળાઓ કે મહાશાળાઓ નથી, પરંતુ જીવનનો સાક્ષાત્કાર જ છે, કે જે સાક્ષાત્કારના પરિણામે જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય એ ત્રિપુટિ એક બને છે.

લેખો વાંચતાં પોતાના અનુભવોનો લાભ અન્યને આપવા માટેની લેખકને કેટલી બધી ઉત્કટતા છે, તે પ્રત્યક્ષ થાય છે. આધ્યાત્મિક વ્યક્તિઓને સમાજવિરોધી કહેનારા ભૌતિકવાદીઓની માન્યતા કેટલી બધી પાયા વિનાની છે, તે આથી સાબીત થાય છે.

આ ગ્રંથના ગદ્ય લેખો સૌ સામાન્ય વાચકો હકીકતે સમજશે એમ માનવું વધારે પડતું ગણાશે. પર્વતની તળેટીમાં ઊભા રહેલા લોકોને પર્વતની ટોચ ઉપર ઊભો રહેલો મનુષ્ય ગમે તેટલી તીવ્રતાથી અને ગમે તેટલા પ્રેમથી "આ, આ રહ્યું, આ, આ રહ્યું" એમ કહીને બતાવે તોપણ તળેટીના લોકો તે બરાબર જોઈ શકે નહીં. આમ છતાં પોતાનું દર્શન અન્યને આપવાની ઉત્કટતા અને સચ્ચાઈ એટલાં તો તીવ્ર સંવેદનકારક છે કે વાચકને એમ જરૂર લાગે કે 'ભલે, અમે આજે પૂરું ન સમજી શકીએ; પણ આ આત્મા કે જેણે આ બધું સમજેલું છે, તેની સમજણ કંઈ પોકળ નથી. ચાલો ત્યારે, આપણે ધીમે ધીમે તેની પાસે પહોંચીએ કે જેથી તેની સમજણમાં ભાગ પડાવી શકાય.'

'વિવેકશક્તિ,' 'પ્રેમ' વગેરે લેખોમાં એક આશ્ચર્ય એ થાય છે કે ગઝલોમાં વહેતી ભાવગંગા ક્યાં ઊંડી ઊતરી ગઈ!

**પદ્ય**

જો ક્રાંતદર્શન અને ભાવિનું સ્ફુટત્વ એ કાવ્યનાં

લક્ષણ હોય તો આ ગ્રંથનાં કાવ્યો એ ઉત્તમ કાવ્યો છે. આ કાવ્યનું કાવ્ય તરીકે મૂલ્યાંકન કરતાં પહેલાં આપણે એ જાણી લેવું જરૂરનું છે કે આવાં કાવ્યો એ તો આ કવિના જીવનની સ્વાભાવિક અભિવ્યક્તિ છે. એ કાવ્યમાં જ જીવે છે. ટુંકમાં કવિનું અને કાવ્યનું વ્યક્તિત્વ અભિન્ન છે. જેમ પ્રાચીન ઋષિઓને પોતાના જીવનદર્શનની અભિ-વ્યક્તિ માટે અનુષ્ટુપ છંદ સિદ્ધ થયો હતો, એજ રીતે આ કવિને અનુષ્ટુપ, અને ગઝલાદિ છંદ સિદ્ધ થયેલા છે. એટલે કાવ્યમય જીવનની અભિવ્યકિત એ તેના જીવનની સ્વાભાવિક, સરળ પ્રવૃત્તિ છે.

આમાંનાં કોઈ કાવ્યો શિષ્ટ સાહિત્યનાં માસિકોમાં મોકલવામાં આવે તો એ કાવ્યોને સંકોચ વિના તંત્રીઓ પાછાં જરૂર મોકલે, પરંતુ જો કવિતાના સાચા અર્થમાં આ કાવ્યને સમજવાનો પ્રયત્ન કરવામાં આવે તો આ કાવ્યો જ સાચાં કાવ્યો છે એમ કહેવામાં અતિશયોક્તિ ન ગણાય. કવિ–સાહિત્યકાર જ્યારે બુદ્ધિ અને મનથી પરના પ્રદેશોમાં કવચિત જ–અને તે પણ બહુ સ્થિર રીતે નહીં તેમ–પ્રવેશે છે, ત્યારે આ સંત કવિને માટે તો આ પ્રદેશ જ પોતાનો પ્રદેશ બનેલો છે. ત્યારે એ પ્રદેશમાં સ્થિર થયેલી ચેતનાના સ્ફુરણરૂપ પ્રજ્ઞાનું ઋત કેટલું ચમ-ત્કૃતિપૂર્ણ સામર્થ્યવાળું હોય તે કલ્પી શકાય છે. ક્રાંતદર્શન-ની બાબતમાં તો આવા મનસાતીત ભૂમિકામાં વિહરતા યોગી–કવિની સાથે સાહિત્યકાર–કવિઓ ક્યાં ટકી શકે?

વાલ્મિકીએ રામાયણ રચ્યું ત્યારપછી તો ઘણે વખતે રામનો જન્મ થયો. એટલે રામાયણકાળનું સર્જન આ દ્રષ્ટા

કવિના સંકલ્પથી જ થયું હતું. સાચો કવિ સાચો દ્રષ્ટા જ નહિ પણ સ્રષ્ટા પણ છે. પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાં કવિ શબ્દ બ્રહ્મવાચક છે.

આ ગ્રંથના કાવ્યમાં પણ આવું સ્રષ્ટુત્વ પ્રત્યક્ષ થાય છે. શિષ્યોમાં અભિમુખતા નિર્માણ થાય ત્યારે જ ગુરુની ચેતનાશક્તિ તેઓના આધારમાં કામ કરતી થઇ શકે. ગુરુકૃપા કે ઇશ્વરકૃપા તો પર્જન્યવત્ છે. મૂસળધાર વરસાદ પડે તો પણ જેમનાં (વાસણો) પાત્રો અભિમુખ છે તે જ ભરાય. બાકીનાં કોરાં રહી જાય. જ્યારે ગુરુકૃપા તો છે જ પણ શિષ્યોમાં અભિમુખતા શી રીતે નિર્માણ થાય એ જ પ્રખર પુરુષાર્થનો વિષય છે. સંતના જીવનમાં સ્વાભાવિક રીતે જ નમ્રતા અને પ્રેમના ભાવો વહેતા રહે છે. જે શિષ્યોના અહંકારને અને રાગદ્વેષાદિને નિર્મૂળ કરતા રહે છે. આ ગ્રંથના કાવ્યોમાં આવી સંતસુલભ નમ્રતા અને વિશુદ્ધ પ્રેમનાં દર્શન થાય છે. શિષ્યોમાં અભિમુખતા નિર્માણ કરવાની સમર્થતા આ ભાવોમાં રહેલી છે. અભિમુખતા નિર્માણ થયે જીવનસર્જનનું કાર્ય સિદ્ધ થવામાં સમર્થ યોગીને માટે પછી કોઇ અંતરાય રહેતો નથી. એક વખત શિષ્ય ગુરુને પોતાના આધારમાં સ્થાન આપે, પછી તો તેના એકેએક કોષમાં નવચેતના જાગે અને જીવનનું પુનઃસર્જન થાય છે. આવા જીવનસર્જનનું સામર્થ્ય આ કાવ્યોમાં પ્રત્યક્ષ થાય છે. એટલે કવિ સ્રષ્ટા છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

લોકસેવકો, લોકહિતને દૃષ્ટિમાં રાખી તે કાજે ગંભીર પ્રયત્ન કરતા આપણે જોઇએ છીએ. પણ સાથે સાથે તેઓ

લોકહૃદયમાં પ્રવેશેલા નથી. માત્ર એક બાજુએ રહીને લોકની સેવા કરતા હોય છે, જ્યારે અહીં તો સ્વજનના હિત માટે કવિના હૃદયમાં ઉત્કટ સંવેદન અનુભવાય છે. આવા યોગીઓની પરહિતની દૃષ્ટિનો વિચાર કરતાં આપણા ભૌતિક લોકસેવકો પણ પરહિતની સેવા કાજે તેમના હૃદયમાં પ્રવેશ કરી, હૃદયની ઉત્કટ વેદના ધરાવતા થઇ જાય એ શું જરૂરનું નથી ? અથવા બીજી રીતે કહીએ તો એવી દશા થયા કેડે જ લોકોનું હૃદય સાચી રીતે જાણી શકાય છે.

અંતમાં સંતના ચિન્મય આકાશમાં પ્રવેશ થવો એ પણ જીવને માટે મહાન સુભાગ્ય ને સૌભાગ્ય ગણાય. સંતની ચેતના તેના અસ્તિત્વ માત્રથી જ અવ્યક્ત રીતે જીવોનું કલ્યાણ કરતી હોય છે. તેઓની સંનિધિમાં આવનારની ગતિ અનિચ્છાએ પણ શ્રેયને માર્ગે થઇ જાય છે, એ પ્રત્યક્ષ અનુભવથી કહું છું. આથી જ તુલસીદાસે સંતોને જંગમતીર્થો ગણાવ્યા છે:—

**“ मुदमंगलमय संतसमाजू, जो जग जंगम तीरथराजू ”**

**इति ॐ**

હરિજન આશ્રમ
**સાબરમતી** } પ્રતાપરાય ઉપાધ્યાય.

# વિજ્ઞપ્તિ

'મનને' 'તુજ ચરણે' 'શ્રી ગંગાચરણે' 'કર્મગાથા' 'પ્રેમગાથા' આદિ ચોપડીઓ આપની પાસે આવેલી હોવાથી આપની સાથે એક જાતનો સંબંધ બંધાયેલો છે, અને એ સંબંધને કારણે નીચેની વિગત આપની જાણ સારુ હકીકત રૂપે લખેલી છે.

ઉપરની ચોપડીઓના લેખક અવારનવાર ઘણા જીવોને જીવનમાં સાત્ત્વિક વૃત્તિનો ઉદ્‌ભવ થઈ શકે તે કાજે અમુક પ્રકારની સાધના કરાવે છે, તથા કેટલાય મિત્રોને જીવનમાં ભગવદ્‌માર્ગનું દિશા–સૂચન પણ કરી રહેલા છે. તેઓની એક વિશિષ્ટ પદ્ધતિ મૌન–એકાન્તની છે. તે મૌન–એકાન્ત કેટલાકને ૨૧ દિવસ, ૨૮ દિવસ, ૩૫, ૪૨ કે ૫૧ દિવસ પણ રખાવે છે અને આની પરંપરા ચાલુ રહ્યાં જ કરે છે. એ મૌન–એકાન્ત અત્યાર સુધી તો સંસારના વાતાવરણમાં લેવાયાં કરતું હોવાથી તેની જોઇએ તેટલી અસર ઉદ્‌ભવી શકતી નથી,—તેવો અનુભવ થવાથી તેમનો વિચાર કોઈ નદી–કિનારે એકાદ શાંત સ્થળમાં રહીને જે કોઈ જીવ કે મિત્ર આ માર્ગે પ્રયાણ કરવા ઈચ્છે, તેમની તેમની સેવા–ભક્તિ કરવાનો છે. આ અંગે દરેક સહાનુભૂતિ ધરાવનાર ભાઈબહેન તરફથી ૬૭,૦૦૦ સુધીની રકમ થયેલી છે, ને અંદાજ લાખ રૂપિયા ભેગા થવાની ઉમેદ છે.

જે રકમ એકઠી થશે તેમાંથી જે કંઈ સ્થાવર જંગમ ઊભું થશે તે તેઓ ગીરવી નહિ મૂકી શકે, વેચાણ નહિ

કરી શકે કે બીજા કોઇને બીજા ઉપયોગ માટે આપી નહિ શકે કે તેમનાં લોહીનાં સગાંને તેમાંથી કશું જ આપી નહિ શકે, તેનો બીજી રીતે ઉપયોગ નહિ કરી શકે અને તે ઉપરાંત તેમના શરીરની હયાતિ નહિ હોય ત્યારે ઊભી થયેલી જે કંઈ સ્થાવર જંગમ મિલ્કત હશે તેનું વેચાણ થયે જે જે રકમ મળેલી હશે તેમને તેમને ફાળે પડતું પરત કરવાની તેમની ઇચ્છા છે. મળેલી રકમો કરતાં જો વેચાણ રકમ વધારે ઊપજશે તો વધારાની રકમમાંથી લેખકનાં લખાણો પ્રસિદ્ધ કરવાની પાછળ તે ખરચવાની ઇચ્છા છે. જો એકઠી થયેલી રકમ કરતાં ઓછી ઊપજશે તો તે પ્રમાણે મળેલી રકમના ફાળે જે કંઈ આવશે તે પ્રમાણમાં તે તે રકમોને ફાળવીને તેમને તેમને યા તેમના વારસોને પરત કરવાની ઇચ્છા છે. આ અંગે જે જે કંઈ વ્યવસ્થા થતી જશે તે આપ સર્વેને જણાવવાનું કરતાં રહીશું. આપે ઉપરની ચોપડીઓનું પ્રકાશન થવામાં જે પ્રેરણા–સહાનુભૂતિ આપી છે તેથી પ્રેરાઇને આ કાગળ અમો આપને લખીએ છીએ.

પરસ્પરના સંબંધને અંગે આમાં કશી આશા–અપેક્ષા નથી. તે બાબતમાં અમારે સ્પષ્ટતા કરવી યોગ્ય લાગી છે, પરંતુ લેખકના લખાણો છપાવવામાં આપોઆપ સહજ મેળે કંઈ પણ પ્રયત્ન વિના જે રકમ એકઠી થઈ તે પ્રેરણા સમાન નીવડી છે. અને તેનાજ આધારે પ્રેરાઇને જે જે સહાનુભૂતિ ધરાવનારાઓ મળેલા છે, તેમને તેમને આ કાગળ અમોએ મોકલેલો છે.

આપ રકમ મોકલો એવું તો કશું જ નથી. પ્રેમ સંબંધને એની સાથે ઝાઝી નિસ્બત નથી, આપની હૃદયની

શુભેચ્છા, સહાનુભૂતિ, આશીર્વાદ મળશે તો પણ અમારે મન તો તે લક્ષ્મી, શક્તિ રૂપેજ છે. તેથી આપને વિનંતિ છે કે ઉપરના ફાળામાં પ્રભુ પ્રીત્યર્થે જે કંઈ આપને આપવાનું ઊગે તે નીચેના સરનામે મોકલી આપી આભારી કરશોજી. કેટલાંક ભાઈબહેનોએ આ કાગળ મોકલ્યા પહેલાં પણ આ યોજનાની જાણ થતાંજ પોતાની રકમ આપેલી છે. તેની નોંધ નીચે પ્રમાણે છે:—

૧,૦૦૦ સૌ. ઇંદુબેન અને નેમીકુમાર, ૧૧,૦૦૦ હેમંતકુમાર નીલકંઠ, ૭,૦૦૦ સૌ. પ્રમીલાબેન અને હસમુખલાલ, ૬,૦૦૦ સૌ. કાન્તાબેન નંદલાલ, ૨૫,૦૦૦ નંદલાલ, ૮,૦૦૦ સૌ. પ્રભાવતીબેન અને ગોપાળદાસ, ૨,૦૦૦ મા. જેઠીબા, ૭,૫૦૦ સૌ. શાન્તાબેન અને વાડીલાલ, કુલ રૂપિયા ૬૭,૫૦૦, એજ વિનંતિ,

**તા. ક.** આ વિનંતિપત્ર કેટલાકને મોકલ્યા પછી નાની નાની રકમો પણ મળેલી છે.

હરિજન આશ્રમ
**સાબરમતી**
તા. ૯–૩–'૪૮
મહાશિવરાત્રી દિન

લિ. સેવકો
**નંદલાલ ભોગીલાલ શાહ**
**હેમંતકુમાર નીલકંઠ**

# अंजलि

હરિગીત

જીવન-કવન વ્હાલાં તણું જે વ્યક્ત કર્તવ્યે થવું
જીવન-કળા એ ઊગવી એને કૃપા પ્રભુ! શી ગણું!
વ્હાલાં જનોના હૃદયની જે ભાવનાનો ભાવ છે,
તે ભાવ, જીવન વ્યાપ્ત બનવા શો મળ્યો સંબંધ છે!

જીવન નથી, જે જીવનમાં ના ભાવ કેરી વ્યક્તતા,
સંબંધ ના સંબંધ તે ના હો હૃદયનો પ્રેમ જ્યાં;
પ્રભુની કૃપાથી જે મળ્યો સંબંધ તે સાર્થક થવા
મુજ દર્દ એ કે ના બને હજી સ્વજનની અભિમુખતા.

હાથે ઘડાવા ઘાટ કારીગર થકી સહુ ચીજને
કેવા હથોડા કારમા તેને ખરે ! સહવા પડે;
એવી સહજ જીવન કળા ખીલવા પ્રભુ-તક-જે મળી
તે ઊગજો વ્હાલાં જનોના હૃદયમાં યાચું લળી.

નાદાનપણું મુજ ગરીબનું કઠતાં, હૃદયમાં જાગીને
હેતુ કશો જો યોગ્ય એનો, ધારી વર્તવું એ રીતે,
ભારે કઠ્યા વિણ ના પડે વરસાદ પણ આ ભૂમિએ
કઠવાપણાની યોગ્યતા ઊગજો સ્વજનનાં હૃદયને.

જીવન કળા જન્માવવા દિલમાં કંઇ જો ભાવ હો
તો તો હથોડા જીરવવાને યુક્ત ભાવે મન રહો;
જો મારી પામરતા હશે, તો કર્મનું પરિણામ તે
આ જીવને નવ છોડશે; વ્હાલો પ્રભુ જોનાર છે.

આ જીવનની જે ચેતના તેના અનુભવ કંઈકને
પ્રભુએ કરાવ્યા છે, છતાં તે કેમ હૃદયે ના ઊગે ?
સંસારના વ્યવહારમાં શીખતાં પડે શું દુઃખ ના ?
ત્યાંયે સહન કરવું પડે તે સ્વજન કાં ન વિચારતાં ?

બોલાવિયાં ન્હોતાં કદી મેં કોઈને કોઇ રીતે
આવી મળ્યાં તો પ્રેમ ભકિત ધારણા ધારો હૃદે,
જેવું થવું હો તે તણી જો હૃદય લગની જગવવા
જાતે થતાં નવ કૈં, રહે એસી કઇ રીત જીવ આ ?

વ્હાલાં સ્વજનનાં જીવન કેરી રીતથી હૃદયે મને
શી વેદના પ્રગટ્યા કરે તે કોણ જાણે ? શી રીતે ?
એ વેદના જે હૃદયની ધરૂં તે સ્વજનના ચરણમાં
એ એકલી મુજ દીન જનની अंजलि છે मावमां



# ગાંધીજીની પ્રભુશ્રદ્ધા

કરાંચી, તા. ૧-૨-'૪૪

પ્રિય ભાઇ,

આધ્યાત્મિક ભાવનાને ખેડી રહેલા....માસિકમાં પૂજ્ય મહાત્માજી વિષે જે લખેલું છે તે યથાર્થ લાગતું નથી. આવા સત્ત્વશીલ સાધુ સંતપુરૂષો મહાત્માજીની જીવનશક્તિને કેમ નહિ સમજી શકતા હોય તે કલ્પનામાંયે આવી શકતું નથી. તેમ છતાં પૂજ્ય સ્વામીજીના પત્રોમાં મહાત્માજી વિષેનું લખાણ વાંચીને પણ એમની પ્રત્યેનો મારો આદરભાવ ઘટયો નથી.

## સાધુ સંન્યાસીઓ અને હરિજનો

૧૯૩૨માં નડિયાદમાં સંતરામ મહારાજની શતાબ્દિ સંવત્સરી હતી. તે અંગે ત્યાં ઘણા મહાત્મા, સંતપુરુષો, સાધુસંન્યાસીઓ પધારેલા. તેમાં અનેક પૂજનીય વિભૂતિઓ પણ હતી. તે મહાપુરૂષોને હરિજનોને બોધ આપવા લઇ જવા કેટલીય મહેનત કરવી પડી હતી.

જેમ ધર્મતત્ત્વને પામવા માટે શરીરની પૂરેપૂરી જરૂર છે, તેવી રીતે સમાજ-શરીર પણ અખંડ રહે અને સમાજમાં ધર્મની ભાવના જીવતી રહે, તે માટે સમાજમાં કોમોની વચ્ચે પરસ્પર શુદ્ધ, નિર્મળ, ધર્મભાવના ઓતપ્રોત રહે તે પણ તેટલું જ જરૂરી છે. તે વેળાએ હરિજન સેવક સંઘના કેટલાક મુખ્ય કાર્ય-

કર્તાઓ તો જેલમાં હતા. હરિજનોમાં ખ્રિસ્તી ધર્મનો પ્રચાર પાદરી લોકો તેવા મેળાઓ વખતે ખાસ કરતા.

એ જોઈને શતાબ્દિ સંવત્સરી સમયે ત્યાં આવેલા બધા સંન્યાસીઓને મળેલો; પણ પડી ગયેલા રિવાજથી જુદી રીતે વર્તવાની બાબતમાં સંસારી સમાજના જેટલી જ રૂઢિચૂસ્તતાનાં સંન્યાસીઓમાં પણ દર્શન થયાં. પણ જે લીધું તેના ઉકેલ માટે એકેએક ઉપાય તો લઇ ચૂકવો જ. તે માટે મંડતાં મંડતાં આખરે એક મહા તેજસ્વી અને નામાંકિત સાધુપુરૂષને હરિજનોમાં બોધ અપાવવા લઇ જવાનું બનેલું, પણ એમાં પણ એમની પાછળ પડીને તે કરાવ્યું હતું. સ્વયંપણે હૃદયનો ઉમળકો તેમાંયે ન હતો.

## ગાંધીજી અને સંન્યાસીઓ

સાધુ સંન્યાસીઓમાં પણ વાડાઓ, મતમતાંતરો ને રૂઢિઓ લગભગ સમાજ જેટલાં જ સજ્જડ છે. એમાંથી મોકળા થવું એ એમને માટે પણ એટલું જ મુશ્કેલ છે. એ પણ એક જાતનો સંસાર છે, ને ગતાનુગતિક, ઘરેડમાં ચાલ્યા કરનારો છે. એમાં ઉત્તમ સાધુ મહાત્માઓ નથી એમ કહેવાનો હેતુ નથી. **જે સંસ્થાની પાછળ સંસ્કાર છે, તપશ્ચર્યા છે, જીવનની આહુતિ છે ને જે સંસ્થા નર્યા ત્યાગમાંથી જ જન્મેલી છે, તે સંસ્થા કોઇ કાળે મૃત્યુ પામવાની નથી.** કોઇ ને કોઇ કાળે ને કોઈ ને કોઇ ગૂઢ રીતે તે નવચેતનવંતી થવાની જ છે એમાં સંશય નથી. આખરે તો એવાં **સમર્પણશાળી જીવનથી જ નવી જ્યોત પેદા થવાની છે,** એ વાત પણ નક્કી છે.

પણ આજકાલ તો પૂજ્ય ગાંધીજીની બાબતમાં સાધુ સંન્યાસીઓમાં અવળો પ્રચાર ચાલે છે. પણ ગાંધીજી તો આત્માની ઝાંખી અર્થે જ સર્વ કર્મ કરે છે. પ્રત્યેક કર્મની અંતરમાં એમની જીવંત ધારણા તેવી રહે છે. એમની ભગવાન પરની શ્રદ્ધા જીવતી જાગતી છે:—

## ગાંધીજીની શ્રદ્ધા

"આવા વ્યાપક સત્યનારાયણના પ્રત્યક્ષ દર્શન સારૂ **જીવ** માત્રની સાથે આત્મવત્ પ્રેમની પરમ આવશ્યકતા છે, અને તે કરવાને ઈચ્છનાર મનુષ્ય જીવનના એક પણ ક્ષેત્રની બહાર નથી રહી શકતો, તેથી જ સત્યની મારી પૂજા મને રાજ્યપ્રકરણમાં ખેંચી ગઈ છે. મને આ પૃથ્વીના અશાશ્વત રાજ્યની કામના નથી. મારો પ્રયાસ તો ઈશ્વરના ધામમાં પહોંચવાનો એટલે મોક્ષ મેળવવાનો છે. એ મોક્ષ સ્વદેશની અને જગતની અવિરત, અવિશ્રાંત સેવા કરવાથી જ મળી શકે એવું મારૂં માનવું છે. હું **જીવ**માત્રની સાથે ઐક્ય, તન્મયત્વ, સાધવા ઇચ્છું છું. ગીતાની ભાષામાં કહું તો શત્રુ તેમજ મિત્ર બંને પ્રત્યે સમત્વની સ્થિતિ મારે મેળવવી છે."

ગાંધીજી ઈશ્વરને "શ્વાસોચ્છ્વાસનો સ્વામી" "નિમકનો દેનારો" "દીવાદાંડી" ગણે છે. તેઓ કહે છે કે "એ સર્વનો પેદા કરનારો છે. તે ન હોય તો આપણે નથી."

આ અવિચળ દ્રઢ ઈશ્વરશ્રદ્ધાએ એમનામાં નવું જ વ્યક્તિત્વ ઉત્પન્ન કર્યું છે; અને એ વ્યક્તિત્વનો પ્રભાવ, એની ધગશ ને એનો પ્રેમ આપણે સૌ જોઈએ છીએ ને અનુભવીએ છીએ. એમને અનુભવ થયેલો છે

કે આધ્યાત્મિક તત્ત્વ એમની સમીપ ને અંતરતર છે. એનાથી વધારે નિકટ અને પ્રિય બીજું કશું નથી. એ તો કહે છે કે "એ નચવશે તેમ નાચીશ." Times of India તો એમને "The Greatest Bluffer" કહે છે પણ એના જેવું કશું નથી. પણ પરદેશીને એની આવી બોલી ન સમજાય તે પણ સમજી શકાય એવું છે. વળી તેઓ કહે છેઃ

"એવી કોઈ અકળ અને ગૂઢ શક્તિ છે, જે વિશ્વંભર છે, સર્વવ્યાપી છે. હું એને જોતો નથી પણ અનુભવું છું. આ અદૃષ્ટ શક્તિ અનુભવાય છે, ને છતાં તેનો કશો પુરાવો આપી શકાતો નથી, કેમકે હું મારી ઈંદ્રિયોથી જેનો અનુભવ કરું છું તે સર્વ વસ્તુઓ કરતાં આનું રૂપ કંઈ જુદું જ છે. તે બહારના પુરાવાથી સિદ્ધ નથી થઈ શકતી પણ જેમણે અંતરમાં એ ઈશ્વરની હાજરી ખરેખરી અનુભવી છે, તેમનાં આચરણ ને ચારિત્ર્ય બદલાઈ જાય છે; ને એ પરિવર્તન જ ઈશ્વરની હસ્તીની સાક્ષી પૂરે છે. એવો પુરાવો સર્વ દેશના ને સર્વ યુગના પેગંબરો ને ઋષિમુનિઓના અનુભવમાંથી મળી આવે છે." વળી આગળ તે પોતે કહે છેઃ—

"એ વસ્તુ કદી દલીલનો વિષય બની શકતી નથી. તમે મને દલીલ વડે બીજાઓને ગળે ઉતારવાનું કહો તો મારે હાર જ કબુલવી રહી. પણ હું તમને એટલું તો કહી શકું છું કે તમે ને હું આ ઓરડામાં બેઠેલા છીએ એ હકીકતની મને જેટલી ખાતરી છે તેના કરતાં વધારે ખાતરી મને ઈશ્વરના અસ્તિત્વની છે. હું એમ પણ કહી શકું છું કે હું હવા ને પાણી વિના કદાચ જીવી શકું, પણ ઈશ્વર વિના નહિ જીવી શકું. તમે મારી આંખો ફોડી નાંખો તેથી

હું મરવાનો નથી. મારૂં નાક ઉડાવી દો તેથીયે હું મરવાનો નથી; પણ તમે ઇશ્વર વિષેની મારી શ્રદ્ધાને સુરંગ લગાવીને ઉડાવી દો તો હું મૂઓ સમજજો."

તે ઉપરાંત :—

"જે ક્રિયા મારામાં ચાલે છે તે અંતર્યામીની છે એમ કહી શકાય કે નહિ તે હું નિશ્ચયપૂર્વક નથી જાણતો; પણ ઘણાં વર્ષોથી જે પ્રમાણે મેં મારાં મોટામાં મોટાં કહેવાયાં છે તે ને નાનામાં નાનાં ગણાય તે કાર્યો કર્યાં છે તે તપાસતાં તે અંતર્યામીનાં પ્રેરાયેલાં થયાં છે એમ કહેવું મને અઘટિત નથી લાગ્યું. અંતર્યામીને મેં જોયો નથી, જાણ્યો નથી. જગતની ઇશ્વર વિષેની શ્રદ્ધાને મેં મારી કરી લીધી છે. એ શ્રદ્ધા કોઈ રીતે ભૂસી શકાય એવી નથી; તેથી એને શ્રદ્ધા રૂપે ઓળખતો મટી અનુભવ રૂપે જ હું ઓળખું છું."

આ વચનો અંતરના ઉંડાણુમાંથી બોલાયેલાં છે. એની પાછળ એમના આત્માનો રણુકાર–ઝણુકાર છે. તે જાણે આપણા જીવનને સ્પર્શ્યા કરતો હોય, ને એવું આપણને અનુભવમાં તે તે કાળે આવ્યું હોય એમ લાગ્યા કરેલું છે. એમની વાણી આપણા હૃદયના તારને ઝણઝણાવી મૂકે છે; એનું કારણ એ છે કે એમના શબ્દો માત્ર ખાલી ખાલી બોલાયેલા નથી; પણ એની પાછળ એમના આત્માનું પ્રેરણાત્મક બળ મુકાએલું છે. શબ્દોની પાછળ આત્મા રમત રમી રહેલો છે. એમનો માનવીની સેવાનો ખ્યાલ એટલે પ્રભુની જ સેવાનો ખ્યાલ છે. ભલે આપણે બધાં એ રીતે દેશભક્તિ કે સેવાના ક્ષેત્રમાં જીવંત ખ્યાલ ન રાખી શક્યાં હોઈએ;

પણ તેથી એમના જીવનધ્યેયને ઝાંખપ લગાડવાનું તો આપણાથી કેમ બની શકે? એમના એકલાના જ અંતરાત્માની ઝંખનાએ કરીને સમાજને એમણે કેટકેટલો પ્રાણ આપ્યો છે! તામસ ને જડતા ભરેલા સમાજને એમણે જાગતો કર્યો છે. એમની એ સેવા આપણાથી આંકી શકાય એમ નથી. એ દેખીતી વાત સાધુ સંન્યાસીઓના ખ્યાલમાં નથી ઊતરી શકી એ એક દુઃખદ ઘટના છે.

પણ તેથી કરીને આપણે તો સર્વ પ્રત્યે આદરભાવ ને પ્રેમભાવની ભાવના જ કેળવવી રહી. જેણે જેણે પોતાની માન્યતા પાછળ પોતાના જીવનને નીચોવી નાંખ્યું છે તેવા જ લોકો પોતાની માન્યતાઓને દૃઢ અનુભવમાં આણી શકે છે, ને તેવાઓ સદા વંદનીય જ છે.



# સાધકને એક પત્ર

વહાલા ભાઇ,

× × ×

## અભેદ ઉપાસના

આપણા જીવનમાં સ્વતંત્રપણે કશુંજ બનતું હોતું નથી. જે કાંઇ બન્યા કરે છે તેના મૂળમાં તો આપણું કર્મજ પ્રધાનપણે કારણરૂપ છે; એમ અનુભવમાં જ્ઞાનપૂર્વક જ નહિ પણ એની ચેતનાશક્તિ સાથે આણ્યાં કરીશું તોજ ભગવાન સચરાચર છે એનો અનુભવ સાધકને થઈ શકવાનો છે.

જગતમાં બધું અભેદ રૂપેજ તત્ત્વરૂપ છે, એટલે જે કંઈ બન્યાં કરે તે આપણે લીધે જ છે. એનું મૂળ કારણ તો આપણામાંનું છે એમ સમજીને એ કર્મ સાથે એવી રીતે વર્ત્યાં કરવાનું છે, કે જેથી તે કર્મ ફરી આપણામાં બંધન રૂપે રહે નહિ. તે તો જ બની શકે કે જો કર્મમાં માત્ર તે કર્મ પ્રમાણેની ભાવના કે વૃત્તિ કે ખ્યાલ પણ ન રાખતાં સાધનાના ભાવ વિકાસનો જીવંત ખ્યાલ, ભાન, જ્ઞાન, રાખ્યાં કરીને તે તે બધું ભગવાનને સમર્પણ થયાં કરે ત્યારે જ આપણને કર્મ અડી શકવાનાં નથી. કર્મની સાથે એનાં ગતિ કે પ્રકારની રીતે આપણે વર્તવાનું નથી જ. તે ધર્મ આપણો નથી. આપણે ઊલટી ગતિએ વહેવાનું છે. **મુશ્કેલીઓમાંથી માણસ શીખે છે.** એનામાં પ્રાણ તેથી કરીને પ્રકટે છે.

જીવનનું તેજસ્વીપણું પણ મુશ્કેલીઓથી જ વધે છે. આત્મશકિત કહો, કે પોતા પરના આત્મવિશ્વાસની ઝાંખી કહો, તે એવાં એવાં થતાં રહેતાં યુદ્ધોમાંથી મળતી રહે છે.

પ્રત્યેક થતા કર્મમાં સાધકે ભાવનાને ઉતારવી જ પડશે. **સાધના એટલે ભકિત, જ્ઞાન, ધ્યાન અને કર્મમાર્ગનો સમન્વય.** ભકિત એ ભાવનાનો ધોધ; જ્ઞાન એ હેતુ; ધ્યાન એટલે કેંદ્રિતપણું ને એકાગ્રતા; કર્મ એટલે એ બધાંને સુયોગ્ય, સુમેળ રીતે વહેવા માટેનો પટ-Channel જેમ જેમ સાધનામાંથી બળ, ભાવના, પ્રેરણા મળતાં જાય તેમ તેમ કર્મમાં તે નીતરવાં જ જોઈએ. દાખલા તરીકે, ભાવનામાં ભકિતનું પ્રાબલ્ય વધતું જતાં સાધકનામાં પ્રેમભાવ વધવાનો જ; પણ તે પ્રેમભાવનો વિસ્તાર પાછો એણે એના જીવનમાર્ગમાં—જે આપમેળે, કર્મ-પ્રારબ્ધ સંજોગે, સહેતુક-પણે મળેલાં છે એમનામાં-પણ કર્યા કરવાનો છે. તો જ એના જીવંતપણાની શકિતનું માપ આપણને મળ્યાં કરવાનું છે. સાધક પોતે એકાંગી જ ન રહી શકે. એ તો સારાયે વિશ્વમાં સંકળાયેલા મહાપ્રભુને પોતામાં અવતારવા બેઠો છે. એ મહાપ્રભુની લીલાનો સ્પર્શ જો એણે કરવો હશે તો એણે પોતાની સાધનામાંથી જાગેલી ભાવનાને પ્રારબ્ધથી પોતાને મળેલાં પ્રત્યે વહેવરાવીને પ્રેમભાવે પ્રેરાયાં કરવું પડશે. એટલે કે તેઓમાં માત્ર સગાંની દૃષ્ટિવૃત્તિ એણે રાખવાની નથી. એ તો છે જ, પણ હકીકતે એણે તો એનાથી પર કોઇ ભવ્ય ભાવનામાં રમ્યાં કરીને, એની ઉત્કટ પરા-યણતામાં રમ્યા કરીને સર્વને ભેટવાનું છે; વળી તેવું કરવામાં પણ પોતાની ભાવનાના વિકાસનાં જ ભાન-જ્ઞાન

મુખ્યત્વે એણે રાખવાનાં છે. કર્મમાં, ભક્તિમાં, જ્ઞાનમાં કે ધ્યાનમાં, સર્વત્ર, એણે પોતાના જીવનધ્યેયની સિદ્ધિ અર્થેજ જે તે કર્યા કરવાનું છે. બીજાનો ખ્યાલ જરાકે રાખવાનો નથી. આવી ધારણા રાખવાથી સાધકને કોઈ રીતે નિરાશા સાંપડવાનો સંભવ રહેતો નથી; કારણકે કંઈ પણ કશું ( અણગમતું ) ઉદ્ભવતાં કે થતાં એનું મૂળ એ પોતાનામાં જ જોવા મથવાનો છે. એનુંજ નામ અભેદ ઉપાસના છે. એમ કરતાં કરતાં જગતનું મૂળ આપણે જ છીએ એમ અંતે સાધકને અનુભવ થયા વિના રહી શકતો નથી, તે જાણશો. સાધકને બીજાંનું જોવાનો અવકાશ જ રહેતો નથી તેવો અનુભવ આપણને થાય છે—પણ તે ત્યારેજ કે જ્યારે સાધનાની ભાવનામાં આપણે એકાગ્ર થતા જઈએ છીએ.

* * *

## વડીલો પ્રત્યે સાધકનું વર્તન

જીવનમાં મળેલાં વડીલો પ્રત્યેનો હૃદયથી આપણો આદરભાવ હોવો કે થવો એ પણ શું સૂચવે છે? જો સાચેસાચ આપણને પ્રભુ પરની ભક્તિ પ્રગટી હોય તો જગતમાં આપણને મળેલાં આપણાં વડીલો પણ એનાં જ પ્રતીક છે ને? એમના પ્રત્યે જો આપણો ભાવ તેવો ન થતો જાય તો ભગવાનની સાધનાનો પણ શો અર્થ? જો જગતમાં સચરાસરમાં તે બધે જ હોય તો એમનામાં કાં ન હોય? એમનામાં હોય તો આપણો ભાવ ત્યાં ભક્તિરૂપે પ્રગટ થવો જ ઘટે. સાધકનું દૃષ્ટિબિંદુ સંસારીનું નથી. એનાથી સવિશેષપણે લોકોત્તર-

પણાનું છે, તે આપણે સમજવાનું છે. જેમ જેમ સાધનાના અખંડ, સતત એકધારા વ્રતરૂપે આદરાયેલા અભ્યાસથી જે ભાવના પ્રકટયાં કરે છે, તેમ તેમ એને હેતુ સાથે આકાર સાધકે આપ્યાં જ કરવાનો છે. તો જ ભાવનાનું સ્વરૂપ વધારે ને વધારે પ્રજ્વલિત રહ્યાં કરવાનું છે. ને એમ થવા જતાં જ દરેકમાં રહેલા હ્રદયસ્થ પ્રભુનાં દર્શન આપણને થવાની શકયતાઓ વધતી જ જવાની છે. સાધકની ભાવના પ્રથમ તો કેંદ્રિતપણે ઘટ્ટ થવી ઘટે. ને તેથી પછી એનો વિસ્તાર પણ થવો ઘટે. ને એમ એક પછી એક ચાલ્યા કરવું ઘટે. જે જે કંઇ કરીએ તે બધું જ સાધનાના વિકાસ અર્થે જ થયાં કરે, ને તે તે બધું એને સમર્પણ કરીને કરતાં જવાય તો જ આવી જ્ઞાનભક્તિપૂર્વકની જીવતી ઘટમાળ ચાલ્યાં કરે. તેથી એવો જીવંત ખ્યાલ સાધકે રાખ્યે જ છુટકો છે.

## સાકાર અને નિરાકાર ધ્યાન

'શ્રીકૃષ્ણ શરણં મમ' એ પ્રાર્થના છે. હે પ્રભુ! તું જ મારૂં શરણ છે. એ ધૂન બોલવામાં કશો જ વાંધો હોઇ ન શકે. પણ 'ભગવાન! તું જ મારૂં શરણ છે' એ ભાવના સતત હ્રદયસ્થ જીવતા ભાન સાથે ત્યારે રહેવી ઘટે. 'શ્રીકૃષ્ણ' બોલતાંની સાથે કોઈ મૂર્તિ કે કલ્પના મન કે ચિત્તપ્રદેશે ઊઠવી ન જોઈએ, પણ ત્યારે હ્રદયમાં એક પ્રકારનો ભાવ રહ્યાં કરે. ઘણાંને શ્રીકૃષ્ણ બોલતાંની સાથે ગાયો સાથેના શ્રીકૃષ્ણ, મોરલીવાળા શ્રીકૃષ્ણ, એવાં એવાં અનેક રૂપો, જેનાં ચિત્રો છબી દ્વારા અથવા પડેલા પરંપરાગત સંસ્કાર દ્વારા જોયેલાં હોય તે તે ખડાં થાય છે,

તે આપણે માટે ઠીક નથી. ભાવનું ઉદ્ભવસ્થાન હૃદય છે ને જો આપણે કોઇ પણ આધાર વિનાની ભૂમિકાનો અનુભવ કરવો હોય તો આપણે એવી કલ્પના–ગમ્ય રમતમાં પરોવાવાનું હોય જ નહિ. પણ જેને તે થતું હોય તે એને માટે શ્રેયસ્કર છે. એવાને મતિભ્રમ પણ આપણે કરાવવો ન ઘટે. આપણે માટે એ પગલું બરાબર નથી. એટલે 'શ્રીકૃષ્ણ' એ ભાવ–વાચક છે, એટલે તે બોલતાંની સાથે આપણાં મન, બુદ્ધિ, ચિત્ત, પ્રાણ ને સર્વ તથા સમગ્ર આપણાં અંગ–ઉપાંગો અને હૃદય—એ બધાં જ એને શરણે જતાં હોય એવી જીવંત ભાવના જાગ્યા કરવી જોઈએ. એ જ મારૂં–આપણું–કર્તવ્ય છે એવું ભાન–જ્ઞાન "મમ" બોલતાં આપણને ઉદ્ભવવું ઘટે. તે પ્રાર્થના બોલતી વખતે આપણે હૃદયથી આ પ્રમાણે અભ્યાસ પાડયાં કરવાનો છે. પ્રાર્થના પણ એક પ્રકારનું ધ્યાન જ છે. પ્રાર્થના સાકાર છે ને ધ્યાન નિરાકાર છે. ધ્યાનમાં આપણે કશો આધાર લેતા નથી; ભાવની વૃદ્ધિ અર્થે પ્રાર્થનાનો સાધન તરીકે આધાર લઈએ છીએ પણ બન્નેનું પરિણામ તો એક જ આવતું હોય છે; ત્યારે આપણે ધ્યાનસ્થ રહ્યાં કરતાં હોવાં જોઇએ. ભાવનાનો **ભાવ**માં લય થઇ જાય એ જ પ્રાર્થનાનું રહસ્ય છે.

---

# પ્રેમનું લક્ષણ

અનુષ્ટુપ

વ્હાલાને જે ઊંડું ઝંખે હૈયામાં પ્રેમ ભાવથી;
જણાયે સ્પષ્ટ એનાં યે લક્ષણો સર્વ રીતથી.

સંભારાતાં હૃદે વ્હાલો, જે જાણે માત્ર એટલું
આંસુને સારવાનું, તે મિથ્યા જાણવું ઝંખવું.

વ્હાલામાં પ્રાણ પ્રોઈને વ્હાલાની આત્મચેતના
ભાવના પ્રેરી જે એક રે' એનામાં જ, ધન્ય તે.

વ્હાલાને જે ગમે એને માન્યામાં તે ન આવતું
એને રૂચે જ તે રીતે જેને ના ઉર રૂચતું,

વ્હાલાને ગમતી રીતે એને આનંદ ના પડે
એને ઉશ્કેરવાનું જે કરે છે અન્ય રીતિએ;

એવું જે પ્રાણી વ્હાલાને સંભારીને રડે, ભલે,
કિંતુ તે સત્ય ના પ્રેમ મિથ્યા છે માત્ર વૃત્તિ તે.

વ્હાલાના કર્મમાં પ્રાણ–ચેતના જે રીતે વધે
એ રીતે પ્રાર્થનાભાવે જે જીવે, વ્હાલું તે ખરે.

"વ્હાલું, વ્હાલું" કર્યે ખાલી કે એવાં લટકાં કર્યે
વ્હાલાનું હૈયું ના કોઇ એ રીતે મેળવી શકે.

પોતે હોમાઇને પ્રેમે વ્હાલામાં એક જે બને
એવું જે, નિજનો વ્હાલો પોતાનામાં કરી શકે.

વ્હાલો જેથી રીઝે એવું જે પ્રાણી ના કરી શકે
એને 'વ્હાલો ય' કે'વાનો ક્યાંયે તે હક્ક ના રહે.

ઓળિયાં બે જુદાં હોય કિંતુ જ્યાં ભાવ એક રે '
એ રીતે જે જીવે તેવાં સાચાં પ્રેમી બની શકે.

સાયલા

---

# ગુરુને શિષ્યનો આધાર

ગઝલ

અમારે જીવવાનું છે, હૃદયની ભાવના જોરે
હૃદયની ભાવના જ્યાં છે જીવનમાં ત્યાં જીવન પ્રેરે,

જગતમાં ભાવ જેનો છે, બધાં કિંમત પૂછે એની
જરૂર પડતાં ખરીદી લૈ બનાવે વસ્તુ તે નિજની.

ન જેનો 'ભાવ' છે કાંઇ, ન એને કોઈ પૂછે છે,
જરૂરી હોય છો ભારે છતાં ચગદાય તે ચરણે

ઠરે છે ભાવ જેનો જ્યાં બધું અંકાય ત્યારે તે,
જગત વ્યવહાર શો ચાલે બધે ગણના કરી 'ભાવે' !

નભે સૌ ભાવની તોલે જીવન સૌ ભાવ-સર્વસ્વ
ગરીબની 'ભાવ' મૂડી છે, ગરીબનું સાચું તે સર્વ.

હૃદયના ભાવ પર મારે ભૂમિકા ચાલવા કાજે
જગતમાં ક્યાંય હો ઠરવા મને તો ઠામ;–ભાવ જ છે.

કૃપાથી 'ભાવ' તે દેજો છૂટે હાથે દીધાં કરજો
કરી વળતર પ્રભુ પૂરો અતુલો આપશો પાછો.

સાયલા

તા. ૨૦-૯-'૪૭

# ગુરુ અને સાધક

તા. —૯—'૪૧
—૧૦—'૪૨

પ્રિય ભાઇ........,

## 'ગુરુ' એટલે શું?

સાધક એક વખત પોતાના જીવનમાં ગુરુની આવશ્યક્તા સ્વીકારી લે છે, તે પછી તેને એની મહત્તા સમજાયા વિના રહેતી નથી. એને સમજાતું જાય છે કે ગુરુ એટલે એના જીવન–વિકાસનાં પગથીઆં ઉત્તરોત્તર ચઢાવતી જનારી એક નીસરણી; ગુરુ એટલે સર્વ બાબતોમાં, સર્વ વ્યવહારમાં, તેમજ સર્વ પ્રકારના આચારવિચારમાં તેની સમજને ઉચ્ચતર ભૂમિકા સાથે જોડનારી સાંકળ; તેના મનના સર્વ વલણોને, તેની સૂક્ષ્મ સમજને સ્પષ્ટ ને દીવા જેવી રીતે સમજણ પાડનારું જાણે કે હાલતુંચાલતું પુસ્તક. તેનાથી આગળ વધીને કહીએ તો માનવી જીવનનું શું રહસ્ય છે, શા માટે આપણને જન્મ મળેલો છે, આ સંસારમાં આવી મળેલાં બધાંની સાથે આપણે કેમ સંકળાયેલા છીએ, જીવનનો હેતુ શો છે, તેની સાથે જગતનો શો સંબંધ છે, એ બધાંની ધીરેધીરે જેની ચેતનાશક્તિ વડે આપણામાં સમજણ પ્રગટ થતી જાય છે તે.

તે ઉપરાંત આખા વિશ્વમાં જે ચેતનાશક્તિ જડ, જડ અને ચેતનની વચ્ચેની મધ્યમાવસ્થા તથા ચેતન–એ ત્રણેમાં ઉત્તરોત્તરપણે પડી રહેલી છે તથા તે બધાનો વિકાસ જેથી થાય છે તે બધું બતાવનાર **જીવનતેજ** તેજ ગુરુ. ગુરુ એટલે વિશ્વની પ્રત્યેક વસ્તુનું કોઈ પરમ ચેતનાશક્તિ સાથે શા

માટે અને કેવી રીતે સંકળાવાનું બને છે તે સમજાવનાર જ્ઞાનશક્તિ. વળી ગુરુ એટલે તે કે જેના હૃદય સાથ વડે સમગ્ર બ્રહ્માંડનો, ભગવાનનો હેતુ શો છે તે સમજાય અને પ્રત્યેક ક્ષણે—ક્ષણથી પણ નાનામાં નાના સમય દરમ્યાન—ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું જે લીલાનૃત્ય સમસ્ત વિશ્વમાં ચાલી રહ્યું છે તે પ્રત્યક્ષ દેખાય તથા આપણા પોતાના જીવનમાં પણ એવું જ લીલાનૃત્ય ભજવાઈ રહ્યું છે તે પણ અનુભવાય.

## ગુરુનું કાર્ય

આમ જે સાધકને ગુરુની મહત્તા સમજાઈ છે તે જીવનમાં ડગલે ને પગલે નવું ને નવું શીખતો જ જાય છે. એવા અનુભવો જેમ જેમ દઢપણે થતા જાય છે, તેમ તેમ ગુરુની પાસે ને પાસે તે આવતો જાય છે. સૂક્ષ્મભાવમાં કહીએ તો ગુરુની સમીપતા કે દૂરપણું કશું છે જ નહિ, કારણ કે **ગુરુ એ તો ભાવરૂપે જ છે.**

શરૂઆતમાં સાધક આગળ વધેલો ન હોવાથી ગુરુની સ્થૂળ સમીપતાની જરૂર એને વધારે રહે છે, તો પણ યોગ્ય ગુરુ તો તેવા સાધકની તેટલા વખતની જરૂર પૂરતો જ તેની પાસે રહેશે; કારણ કે તેથી એક ક્ષણ પણ વધારે રહેવું—એ સાધકનામાં ગુરુ પ્રત્યેની જે યોગ્ય સમજણ કે આદરવૃત્તિ જન્મેલાં કે જન્મતાં હશે તે માટે લાભકારક ન યે હોય. જે વસ્તુ મેળવવાની છે અથવા જેનામાં મન વધારે પરોવવાનું છે, એ જો સતત પાસે જ રહ્યા કરે તો

સાધકના મનમાં તેને માટેનું આકર્ષણ ઘટી જાય છે. તેથી ગુરુ તો સાધકના મનમાં બીજ રોપીને તટસ્થતાથી જોયાં કરે છે, અને તેટલો અદૃશ્યપણે પોતાનો ભાવ જરૂર જેટલા પ્રમાણમાં જ રાખ્યા કરે છે ખરો. જેમ બાળક થોડું થોડું ચાલવા માંડે છે ત્યારે તેની આગળ બે હાથ લંબાવીને આંગળી બતાવીને માબાપ બાળકને સ્વતંત્રપણે ચલાવવાને મથાવે છે, તેમ ઘણીવાર ગુરુ પણ કરે છે. સાધકની સમીપ પોતે રહેતો હોય તે દરમ્યાન એવો કોઇ ને કોઇ પ્રસંગ ગુરુ ઉપજાવ્યા વગર રહેતો નથી, કે જેથી સાધકનું મન ગુરુમાં આમ કે તેમ આકર્ષાતું રહ્યાં ન કરે. તે વખત પૂરતું તેનું મહત્ત્વ કે રહસ્ય ભલે તે ન સમજે. પણ સાધક જેમ જેમ વિકાસ પામતો જાય છે, તેમ તેમ પેલાના જીવનના પ્રસંગોની મહત્તા અને રહસ્ય પ્રાતઃકાળની ઉષાની પેઠે તેના દિલમાં પ્રગટયા વિના રહેતાં નથી. એમ થતાં આખરે તો ગુરુની સમીપતા દરમ્યાન જ એવી તકોની મહત્તા અને રહસ્ય, તે તે તકો સાંપડે તે જ વેળાએ સાધક સમજતો ને અનુભવતો થઇ જાય છે. ગુરુના એવા એવા પ્રત્યેક પ્રકારના વર્તનથી થતા અનુભવોમાંથી તાત્કાલિક બધું ગ્રહી લેનાર સાધકની સ્થિતિ ગુરુ હંમેશ માટે તેની પાસે રહે એવી પછીથી રહેતી નથી. એવા સાધકને તો દૂરનો ભાવ ઘણા સૂક્ષ્મપણે જીવનમાં અનુભવાયાં જ કરે છે. **જીવ**માંથી શિવ થવાને જેમ મન, ચિત્ત, બુદ્ધિ, પ્રાણ, અહંકાર, ઈંદ્રિયો અને શરીર—એ બધાનાં સ્થૂળ સ્વરૂપની જરૂર છે, તેમ ગુરુની સ્થૂલ સમીપતા સાધકના વિકાસમાં ઉપર જણાવ્યું એટલી રીતે જરૂરની છે.

# સાધકનું કર્તવ્ય ને દૃષ્ટિબિંદુ

જે સાધક પોતાનાં જૂનાં મંતવ્યો, સમજણો, ગણતરીઓ, કલ્પનાઓ અને બુદ્ધિની ઘરેડ રાખ્યાંજ કરતો હશે, તેને તે બધામાંથી છોડાવવાનો પ્રયત્ન ગુરુ કોઇ ને કોઇ રીતે કર્યાં જ કરે છે–કોઈ વાર સાધકને આઘાત આપીને અથવા તેની જાણ બહાર એવી કોઇ એને અગમ્ય સૂક્ષ્મ રીતે. સાધકને તેવી રીતે અંતરમાં અંતરથી કોઈ ને કોઈ જાતનો વિરોધ જાગ્યા જ કરતો હોય છે. તે સમજતો હોતો નથી કે આવું કેમ થયાં કરે છે, પરંતુ બે બળોની અથડામણને લીધે સાધકનામાં એવું થવાનું જ. એવી સ્થિતિની યોગ્ય પળ આવતાં, યોગ્ય જિજ્ઞાસાવાળો સાધક તો પોતાને જે પંથે આગળ ધપવાનું છે, તે પંથ માટે ગુરુને શી શી અનુકૂળતા તથા સરળતા સાધકે જ્ઞાનભક્તિપૂર્વક પોતે કરી આપવાં ઘટે, તે તે સમજી જાય છે. તેવો સાધક (ગુરુની વાણીની સલાહ–સૂચના વિના ) જાણે સ્વતંત્ર રીતે પોતાની મેળે જ પોતાને મળતી બધી ગૂંચો કે અથડામણોમાંથી ને પોતાની બધી પકડમાંથી અને કક્ષામાંથી હળવે હળવે નીકળ્યાં કરતો હોય છે એમ એને સમજાતું ને અનુભવાતું જાય છે. બાળક ગમે ત્યાં રમતું હોય તેમ છતાં માના અંતરમાં એનું સૂક્ષ્મ ભાન રહ્યાં કરતું હોય છે, તેવી રીતે ગુરુનો ભાવ સાધકના પ્રત્યેક તબક્કામાં તેની પાછળ રહ્યાં કરે છે. માતાપિતાને આધારે ને તેમના તરફથી સાંપડેલી સમગ્ર શક્તિના જોરે બાળક પોતાના જીવનમાં વેગ મેળવી શકે છે. હકીકતમાં ભલે ઘણાં સંતાનો તેવો લાભ નથી લઈ શકતાં, પણ તે વાત જુદી છે, કેમકે એવા લાભની શકયતા તો ઊભી જ હોય

છે. તેવું સાધકને પણ ગુરુથી બન્યાં કરે છે. પણ આ સૂક્ષ્મ હકીકતનું ભાન કે જ્ઞાન શરૂની સ્થિતિમાં સાધકને હોતું નથી. એવું જ્ઞાન જ્યારે ઊગવા માંડે છે, ત્યારે જ સાધક આધ્યાત્મિક જીવનમાં સાચી રીતે પ્રવેશ પામવાની માત્ર શરૂઆત કરે છે.

## શરૂઆતમાં તો અધુરી શ્રદ્ધા

આજ કારણસર સાધકમાં ગુરુ પ્રત્યે શરૂઆતમાં બધી રીતનાં, સંપૂર્ણ, શ્રદ્ધા–વિશ્વાસ જીવંત હોતાં નથી. સાધક બુદ્ધિથી ગુરુનું બધું સ્વીકારે તે યોગ્ય નથી ને પૂરતું પણ નથી. ગુરુના ભાવને સાધકનાં પ્રત્યેક અંગો પ્રેમથી, ઉમળકાથી શરણભાવે સ્વીકારવાને યોગ્ય બને કે હોય તે સ્થિતિ તેના વિકાસને માટે યોગ્ય ગણાય. "સમગ્ર જીવન ભગવાન માટે જ છે" એવી જેને દઢ પ્રતીતિ થઇ હોય એવો હૃદયની જિજ્ઞાસાવાળો નિષ્ઠાવાન સાધક આગળ વધ્યા વિના રહી શકવાનો જ નથી. તેવો સાધક જ શરણભાવવાળો ગણાય.

## ગુરુ પ્રત્યે સાધકનું આરંભનું ને પછીનું વલણ

જેને પોતાના જીવનના હેતુની હજી બરાબર ગેડ બેઠી નથી કે તેનું પૂરેપૂરું મહત્ત્વ હજી તેના અંતરમાં ઊતરી ગયું નથી તેવો સાધક ગુરુને યથાર્થ રીતે સમજી શકતો નથી. એટલું જ નહિ પણ કેટલીકવાર તો પોતાની સમજણ પ્રમાણે ગુરુ વિષે મત બાંધીને તેને અન્યાય પણ કરશે. આવા સાધકને ગુરુના સામીપ્યથી કશું ઝાઝું મળતું હોતું નથી. તેવે વખતે સમજુ સાધકે ગુરુનું જે કંઈ ન સમજાય એવું લાગે તે બધા વિષે પોતાની રીત પ્રમાણે

મનમાં ગાંઠ વાળી લેવી નહિ, પરંતુ બને તેટલું તેવા બધા પરત્વે ખુલ્લા રહેવું જોઇએ; એથી એને વધારે લાભ થવાનો સંભવ રહે છે.

કદાચ કર્મ—પ્રારબ્ધના સંજોગે કરીને કોઈ નીચલા થરના સાધક સાથે ગુરુનો સંબંધ થયો હશે તો અનેક જાતની મથામણો તેના જીવનમાં ઊભી કરાવીને તેને ઊંચે લાવ્યા વિના ગુરુ રહેવાનો નથી. આ કામની પરિપૂર્ણતા માટે કાળનો પ્રશ્ન એને હોતો નથી. એને તો અપાર ધીરજ રહે છે. વળી પોતાને વિષે એવો સાધક કે બીજાઓ ગમે તેવું ધારે કે માને તેથી પણ એ પાછો હઠતો નથી. એને તો કશામાં કયાંય પણ પાછળ હઠવાપણું રહેતું નથી.

પ્રત્યેક વિરોધી સ્થિતિમાં સાધકને મુકાવીને તે માત્ર જોયાં જ કરે છે એમ નથી. એવી સ્થિતિથી એનામાં મથામણ જાગે એમ પણ તે જોતો હોય છે. સાધકને પોતાનું ભાન સ્પષ્ટપણે જાગે એવું કરાવવામાં તે કશું યે બાકી રાખતો નથી. અલબત્ સાધકને હાથે જ બધું તે થવા દે છે. એની પાછળના સંજોગોમાં પોતે ઊભો છે એવો ખ્યાલ પણ તે સાધકને જાગવા દેતો નથી, જો કે આવું સદાયને માટે સાધકના જીવનમાં રહેશે નહીં. સાધકની ઉન્નત ભૂમિકાઓમાં તે ગુરુનો પડછાયો પકડાયા વિના રહી શકવાનો નથી. સાધક જ્યારે જ્યારે એવી રીતે ગુરુને પકડી પાડે છે (ગુરુનો સૂક્ષ્મ હાથ ઓળખી કાઢે છે) ત્યારે ત્યારે એને પોતાના જીવનની કૃતાર્થતા થતી લાગે છે.

## શરૂઆતના સાધક પર ગુરુની સ્થૂળ સમીપતાની અસર

ગુરુ જ્યારે સમીપ હોય છે ત્યારે જુદી જુદી પ્રકૃતિનાં અનેક માણસો સાથેનું તેનું વર્તન કેવું રહ્યાં કરે છે, તે જોવાનું સાધકને મળ્યાં કરે છે ખરું; પણ ત્યારે શરૂઆતના સાધકને ગુરુના વર્તનમાંથી મેળવવાની કે સમજવાની જીવનની દૃષ્ટિ સાંપડેલી ન હોવાથી તે તે બધામાં તેને ગુરુમાં દંભ, અહંભાવ, ડોળ અને એવું એવું કંઈ કંઈ લાગ્યાં કરશે. મારી ઠોકીને કહો કે બીજી રીતે કહો, પણ ગુરુ પોતાનો પ્રભાવ, ઓજસ, મહત્તા, શક્તિ સાધકના દિલમાં જોરજુલમથી ઠસાવવા માંગે છે એવું પણ સાધક કલ્પ્યા વિના રહેતો નથી. જુદી જુદી વ્યક્તિઓ સાથે સાપેક્ષ-પણે અને યોગ્ય રીતે સરળપણે જ વ્યક્ત થતા જતા ગુરુના વહેવારને પણ માત્ર આડંબર તરીકે એવો સાધક માની બેસે એવો પણ પૂરો સંભવ છે.

## ગુરુનું એવા સાધક પ્રત્યે પ્રતિવર્તન

આ બધાં સાધકનાં અંતરમાંનાં પરિણામો સ્પષ્ટ રીતે ગુરુ જાણી જાય છે. તો પણ સાધકને ભલે એવું થયાં કરે તેમ છતાં પોતાના વર્તનનો ખુલાસો ગુરુ પોતે ભાગ્યે જ કોઈકવાર આપે છે. પોતાને કોઈ ઊંધું સમજે તો તે સમ-જવા દે છે, કેમકે તે જાણે છે કે એમાં એને પોતાને તો કશું ખોવાપણું હોતું નથી. વળી તેને ધીરજ હોય છે કે સાધક જો જીવનમાં સાધનાને જ મહત્ત્વ આપ્યાં કરશે તો આજે નહિ તો કાલે, ગુરુનું વિચિત્ર કે દેખીતું અયોગ્ય

લાગતું વર્તન તેના યોગ્યપણામાં સાધકને સમજાશે જ. ગુરુની અનેક બાજુઓ ( all-sidedness ) ભલે શરૂઆતમાં સાધક ન સમજે, તોપણ તેનામાં ગુરુ પ્રત્યે પ્રેમભાવ ને ભક્તિ જો રહેલાં હશે તો ગુરુની સાચી મહત્તા સાધકને મોડીવહેલી પણ સમજાયા વિના રહેશે નહીં.

સમીપતાથી ગુરુ પ્રત્યેનું આકર્ષણ ઓછું થઇ જવાનો સંભવ રહે છે. પોતાની નજર સામે જ દેખાયા કરેલો હોવાથી સાધકનું મન તેનો વિચાર કરતું અટકી પડે છે, અને તેનામાં એટલું પરોવાઈ રહેતું નથી કે જેટલું તે દૂર હોય છે ત્યારે. આ માનસશાસ્ત્રીય સત્યનું શરૂની કક્ષાનું જ્ઞાન પણ ગુરુને હોવાથી તે પેલા સાધકના વલણ પ્રત્યે સમતા ધારણ કરે છે.

## યોગ્ય ગુરુનાં લક્ષણો

પણ આજે સૃષ્ટિમાં કામ અને અર્થનું જ સામ્રાજ્ય પ્રવર્તતું હોવાથી **સાધકે ખાસ લક્ષમાં રાખવાનું છે કે આપણા માની લીધેલા ગુરુથી આપણી માનસિક ભૂમિકા ઊંચી થતી જાય છે કે કેમ? આવી ઊર્ધ્વ-ગતિ તેના અનુભવમાં નક્કરપણે આવવી ઘટે.** ભલે ગુરુનું માપ કાઢવાને માટે કસોટી તરીકે તેને તે ન ગણે; અને એ તેમ ન ગણે એ સ્વાભાવિક પણ છે. પરંતુ ગુરુનું પ્રત્યક્ષ પરિણામ જીવનમાં જો અનુભવાતું ન હોય તો એવા ગુરુની પકડમાં રહ્યા કરવું એ સાધકને માટે વિઘાતક પણ નીવડે.

વળી સાધનાના કોઇ ક્ષુલ્લક આદર્શમાં યા અનુ-ભવમાં ઇતિકર્તવ્યતા મનાવી દે એવો ગુરુ પણ કામનો

નથી. તે ઉપરાંત સાધનાના માર્ગમાં જે જે કંઈ બન્યા કરતું હોય તે તે બધું યોગ્ય બુદ્ધિથી સમજી શકાય એટલી સમજણ સાધકને મળ્યા કરતી રહે તે પણ તેટલું જ જરૂરનું છે. ભલે છેક આત્યંતિક મર્યાદા સુધીની સૂક્ષ્મ આધ્યાત્મિક હકીકતો તે સાધકને ન બતાવે તે સમજી શકાય તેવું છે; પરંતુ **પ્રત્યેક સાધકના જીવનમાં ઊઠતા બધા જ આધ્યાત્મિક તેમજ વ્યાવહારિક પ્રશ્નોનું સમાધાન યોગ્ય રીતે ગુરુ કરાવી શકતો હોવો જોઇએ.** તે ઉપરાંત સાધકને પોતાના મનની પકડનો પૂરેપૂરો ખ્યાલ આવી શકે એટલું તો ગુરુથી બન્યા કરવું જોઇએ.

## ગુરુ શક્તિનું પરિણામ

આધ્યાત્મિક જીવનની બધી હકીકતો અને રહસ્યો પોતાના ગુરુ મારફતે પોતાની બુદ્ધિમાં સાધક ઉતારી શકે યા બુદ્ધિમાં ઉતારી શકતો હોય એટલું બસ નથી. એમ તો આધ્યાત્મિક પરમ સંત પુરૂષોના જીવનચરિત્ર વાંચીને પણ થોડો ઘણો ખ્યાલ બુદ્ધિમાં તો કોઇને પણ આવી શકે. (જો કે જે સાધક પ્રત્યક્ષપણે સાધનામાં થોડો ઘણો પણ ખૂંપ્યો હોય તેને ઉપલા વાચનમાંથી ઘણું વધારે કિંમતી જાણવાનું મળે છે. એને તો તે **અનુભવની** વાત લાગ્યાં કરશે. આગળ વધેલા સાધકને તો પોતાના ગુરુ વિષે તથા પોતાની સાધના વિષે વધારે ગેડ બેસતી જશે. જેનામાં આવી ગેડ બેસતી જાય છે, એનું મન સાધનામાં રસ લેતું થયું છે, એમ જરૂર ગણી શકાય.) પણ બુદ્ધિથી આધ્યાત્મિક જીવનનું રહસ્ય સમજાય તે ઉપરાંત ગુરુ તેનું મન

કેવી રીતે શાંત બની શકે, વિચારોની પરંપરાથી સંદિગ્ધ થતાં અટકી શકે તેવા અનેક વ્યવહારુ ઉપાયો બતાવશે, અને તેને તેમ કરવા પ્રેર્યાં કરશે.

એક વખત ગુરુની ચેતનાશક્તિ સાધકના જીવનની સાથે વણાવી શરૂ થઈ ચૂકી, પછી તો સાધકને પોતાની મેળે જ તેમાંથી ઉકેલ થતો લાગ્યાં કરશે. સાધક કોઇ પણ સ્થિતિમાં પડયાં રહેવાનું સ્વીકારી લેશે નહીં. જો પડયાં રહેવાનું થયાં કરે (સ્થૂળ, સૂક્ષ્મ અને કારણપણે) તો સાધકે સમજવું કે પોતે કયાંક ઘરેડમાં પડી ગયો છે. એકના એક વિચારોની ગડમથલમાં તે કદી પણ રહ્યાં કરશે નહિ. નાની નાની બાબતોને કે જીવનની સાધનાથી જુદા પણ મહત્ત્વના પ્રશ્નોને તે યોગ્ય મહત્ત્વ આપશે તો ખરો, પણ તે બધું જ કામ સાધનાનો વિકાસ થાય એવી ઢબે જ તે કર્યાં કરવાનો. આવા બધા ખ્યાલો ને અનુભવો ગુરુના જીવનઆદર્શમાંથી જ તેને મળ્યા કરવાના. સાધક શરૂઆતમાં કંઇ શરણભાવવાળો હોતો નથી, પરંતુ ગુરુની ચેતનાશક્તિથી કહો કે સાધકના પુરૂષાર્થના બળ વડે કહો (બંને પણ હોઇ શકવા પૂરો સંભવ છે) તેને એવો શરણભાવ પ્રગટયા વિના રહેવાનો નથી.

## શરણભાવ

શરણભાવ જેને જાગે છે, તે સાધનાને પંથે પડી ચૂકયો જ છે એમ સમજવું. જે કોઇ સાધક જાગૃતિ રાખીને પોતાના જીવન વિકાસનું માપ સહજમેળે જોયા કરતો હશે, તેનું કોઈ વાતનું અકલ્યાણ થવાનો સંભવ રહેતો નથી. સાધક

સંપૂર્ણપણે સાધનામાં જ મુખ્યત્વે ઝોક આપ્યાં કરતો હશે તેમ છતાં તેનું પરિણામ સરળપણે, સહજપણે બન્યા કરતું ને ઉપર તરી આવતું તેના ખ્યાલમાં આવવું જ જોઇએ. તો જ ગમે તેવા ગુરુની પકડમાં ભરાઇ પડવાનું તેને માટે શકય નહિ થાય. જો કોઈ ગુરુ એમ કહે કે 'તું મારામાં જ શ્રદ્ધા રાખ, પૂરેપૂરો વિશ્વાસ, શરણભાવ અને સમર્પણભાવ રાખ્યાં કર. બધું એની મેળે થઇ જશે અને કોઇ ધન્ય પળે આત્મ-સાક્ષાત્કાર થઇ જશે' તો જાણવું કે એવું કહેવું યથાર્થ નથી.

ગુરુના જીવંત સંસર્ગથી આત્મસાક્ષાત્કારની પ્રાથમિક શ્રેણીઓની સમજૂતિ, ચોક્કસ ભાન અને દર્શન જો ન થાય તો એવું માની લેતાં પહેલાં સાધક સો ગળણે ગાળીને પાણી પીએ, તો તેમાં તેવા ગુરુ પ્રત્યે અન્યથા ભાવ છે એવું ગુરુએ માનવાનું કશું કારણ નથી. સૂર્યનો ઉદય થયા પહેલાં જેમ અનેક સુવિદિત ચિન્હો છે જ, તેવું આમાં પણ છે જ. એટલે કે તેવી છેક સુધીની સ્થિતિ આવતાં પહેલાં સાધકની પ્રકૃતિ કે સ્વભાવનું કશું યે રૂપાંતર થતું જતું જો તે ન અનુભવી શકે તો તેણે કાળજી રાખીને ત્યાં અચકાવું જોઇએ; અને ગુરુની સાથે બેસીને પોતાની રીતે એની સાથે સમજણમાં ઉતરવું જોઇએ. મતલબ કે **સાધકે કોઇ પણ પ્રકારનો સંકોચ કે અંતર ગુરુની અને પોતાની વચ્ચે ન રાખવો જોઇએ.**

## ગુરુ પ્રત્યે માન.

જો ગુરુ પોતાના સાધકોની પાસેથી ખૂબ આદરભાવ અને પૂજ્યભાવની અપેક્ષા રાખે તો તેવી વૃત્તિ ગુરુને માટે યોગ્ય નથી. માન, પ્રેમ, આદરભાવ, પૂજ્યભાવ—એ બધાં

લક્ષણો તો સાધકની સાધનામાંથી પરિણામરૂપે વ્યકત થયેલાં હોવાં જોઇએ. ગુરુ પ્રત્યે માન, પૂજ્યભાવ તથા તેની ચેતનાશક્તિની મહત્તા શરૂઆતમાં સાધકને હોતાં નથી. એ તો જેમ સાધનામાં તે પરોવાતો જશે તેમ તેમ આપોઆપ આવ્યા વિના રહેશે નહિ, એટલે ગુરુની સમીપતા યોગ્યતાવાળી અને ફળદાયી તેટલા જ પ્રમાણમાં ગણી શકાય કે જેટલા પ્રમાણમાં સાધકનું સમગ્ર જીવન તેની ચેતનાશકિત સાથે સંકળાતું જાય અને તેનો દૈવી લાભ લેવાતો જાય. સાધકે જ આ બાબતમાં લક્ષ રાખીને તેનામાં મથ્યાં કરવાનું છે, તે તેણે વારંવાર ખ્યાલમાં રાખવું પડશે.

## સાચો સંબંધ

ઘણાંને આમ તો આપણે મળ્યાં જ જઇએ છીએ, પણ તે તે લોકોના વિચારો આપણને આવતા નથી. એટલે તેમની સાથેનો સંપર્ક કશોય થયો નથી એમ કહેવાય. સંપર્ક થાય ને સંબંધ પણ થાય ત્યારે એના વિચારો જાગતા રહે છે; અને સંબંધ ત્યારે જ થાય છે કે જ્યારે આપણો એનામાં અને એનો આપણામાં કંઇ રસ રહ્યો હોય છે. જેમ જેમ રસ પ્રકટ થતો જાય છે ને જામતો જાય છે, તેમ તેમ એક પ્રકારની આસકિત જામે છે, ને તેમાંથી રાગનું રૂપ તે લે છે. એટલે એનું વારંવાર ચિંતવન પણ રહે છે. પરંતુ એ લાગણીમાં સ્થૂળપણું રહેલું હોવાથી તથા ભીતરમાં રહેલો અંદરનો—અંતરનો—હેતુ પણ તેવો જ હોવાથી આપણું સ્થૂળપણું એમાં વધે છે, એટલે કે તેવી લાગણી ગાઢ બને છે; ને એ વાતાવરણમાં જ ઊતરતા જઇએ છીએ. આપણને સામસામું આમ એક જ પ્રકારનું લેણદેણ રહ્યાં કરે છે; એનાથી જૂદી

જાતના પ્રવાહો—currents—ત્યાં કદી જામતા નથી. એથી એવાથી પર થવાની કે રહેવાની સમજણ, ચેતના, ભાન, consciousness આપણામાં જાગવાનો કે જામવાનો સંભવ જ રહેતો નથી. એટલે જેને અંતર્મુખ થવું છે, ભગવાનને શરણે રહેવું છે અથવા ઊર્ધ્વગામી જીવન પોતાનામાં ઉદ્ભવાવવું છે, તેણે એવા સાથે સંપર્ક રાખવો જરૂરી છે કે તેના સંપર્ક અને સંબંધના પરિણામે પોતાનામાં ઊર્ધ્વગામી પ્રવાહો અથડાય અને જન્મે. એવી વ્યક્તિ, વિભૂતિ, નિરાસક્ત અને ભગવાનની ભાવનામાં સદાય રત હોવાથી સાધારણ માનવીમાં જે રાગાત્મક પ્રવાહો પડેલા છે, તેનાથી ઉચ્ચ કોટિના પ્રવાહો તે માનવીમાં અથડાશે (જો કે સાધકને શરૂઆતમાં તો તેનું ભાન પણ નથી હોતું, પણ આગળ જતી ભૂમિકાઓમાં આની ખબર તેને પડે છે) અને એક જાતનું મંથન સાધકનામાં થવાનું જ. આમ સામસામા રાગાત્મક અને અરાગાત્મક પ્રવાહ જાગ્યાં કરતા હોવાથી તેની ચેતનાશક્તિમાં જરૂર ફેરફાર પડવા માંડશે. એટલા માટે આપણામાં ગુરુની પ્રથા પડેલી હશે. આપણા બીજા સંબંધો પાર્થિવ હોવાથી આપણો પરસ્પર કોઇ ને કોઈ જાતનો રાગાત્મક હેતુ જ હોવાથી—એવા સંબંધો આપણને પાર્થિવપણાથી ઉપર લઇ જઇ શકતા નથી.

**ગુરુ—શિષ્ય વચ્ચેના સંબંધનો હેતુ જ શિષ્યની ચેતના જગવવા માટેનો છે, તેથી તે સંબંધ જ ઊર્ધ્વગામી થઈ શકે છે.**

## ગુરુપ્રેમનું મહત્ત્વ

જેમ સંપર્ક કે સંબંધ એકલાથી આપણને સામી વ્યક્તિનું ચિંતન થતું નથી, પણ એમાં જ્યારે રાગ કે

આસક્તિ પ્રગટે છે, ત્યારે તે વ્યક્તિનું ચિંત્વન થયાં કરે છે—ને જેમ રાગ વધારે તેમ ચિંત્વન પણ એકાત્મ ભાવનાનું વધારે રહે છે—તેમજ એવા સંતાત્મા—ગુરુ પ્રત્યે પણ જો ખૂબ પ્રેમ જામ્યાં કરે તો એનું ચિંત્વન પણ જરૂર સવિશેષ રહ્યાં કરે છે. ગુરુ પ્રત્યેના પ્રેમનો હેતુ આપણી ચેતના Consciousness—જગાડવાનો, જગાડીને ક્રિયાત્મક બનાવવાનો અને તેમ થતાં થતાં આપણું સર્વાંશે દિવ્ય રૂપાંતર થવાનો છે. તેથી ગુરુ પ્રત્યેનો પ્રેમ ઉત્કટ હોવો જોઇએ એટલું જ નહીં પણ એના પ્રત્યેની ભાવનામાં આપણી જીવતી જાગતી Consciousness—ચેતના—પણ રહેવી જોઇએ. એ સંબંધના હેતુમાં પણ પૂરેપૂરી રીતે સતત ભાન અને જ્ઞાન હોવાં જોઈએ. હેતુના આવાં ભાન અને જ્ઞાન ઉપરાંત ગુરુ પ્રત્યેનો આપણો ભાવ Responsive and receptive (ક્રિયાત્મક સહકારવાળો અને ગ્રહણાત્મક) હોવો જોઈએ. ખરી આતુરતાવાળાં વલણ, વૃત્તિ ને દૃષ્ટિ આપણામાં કેંદ્રિત ને હૃદયસ્થ રહેવાં જોઈએ.

## એકાશ્રયનું મહત્ત્વ

પવિત્ર આત્માઓના સંપર્ક, સંબંધ અને પ્રેમમાં સાધક જેટલો રહે એટલું સારું છે જ. પણ તે વલણ જેટલું કેંદ્રિત થયેલી દૃષ્ટિવાળું હોય તેટલું વધારે લાભદાયી છે. નહિ તો એટલા બધાની સાથેના સંપર્ક અને સંબંધમાં પણ એની વૃત્તિ અને શક્તિ વેરવિખેર થઈ જાય, વહેંચાયલી રહે, Dissipate થઇ જાય, 'બહુશાખા' થઇ વિખરાઈ જાય અને એથી કરીને એનામાં ગોટાળો થવાનો

સંભવ રહે. આ જ કારણસર સાધકની દૃષ્ટિ, વૃત્તિ અને વલણ ગુરુમાં કેંદ્રિત કરવા તથા રાખવા માટે જ કોઇ પરમ દૃષ્ટિએ "ગુરુર્બ્રહ્મા, ગુરુર્વિષ્ણુ" વાળા શ્લોકની રચના કરી હશે.

જે કોઇ **જીવ**માં જીવનના અંતિમ ધ્યેય પરત્વેની જ્વાળામુખીના જેવી ધગધગતી તમન્ના જાગેલી છે, એવા **જીવ**ને તો ગુરુને તેના હૃદયમાંની તમન્ના ગુરુને પોતાની પ્રત્યક્ષ ખેંચી લાવશે. તેવા સાધકને ગુરુને શોધવા જવું પડવાનું નથી. સાચી રીતે તો **ગુરુ એ કોઇ બહારની ભાવના નથી.** ગુરુ અને શિષ્ય–એ બે–બે હોવા છતાં એક જ છે. એવો ભાવ જ્યારે સાધકના દિલમાં પ્રેમ–ભકિત–જ્ઞાન–યોગ ભાવે ઉત્કટપણે દિલમાં જાગે છે, ત્યારે એના હૃદયમાં ગુરુ જીવતો બની જાય છે.

ગુરુનું મહત્ત્વ જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં છે. સર્વ કોઇ, કોઇ ને કોઈ પાસેથી કાંઇ અને કાંઇ શીખતું હોય છે. દરેકને કોઇ અને કોઇ પાસેથી દોરવણી મળ્યાં કરે છે. દરેક વિષયોથી અને બાબતોથી આધ્યાત્મિક માર્ગ એ તો સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિષય છે. જો જગતના વ્યવહારમાં પ્રત્યેક બાબતમાં સર્વ કોઇને કોઈ પાસેથી શીખવાનું બને છે, તો આધ્યાત્મિક માર્ગમાં ગુરુની જરૂરિયાત અનેકગણી વધારે છે. આજના યુગમાં નથી કયાંય ગુરુની ભાવના કે નથી કયાંય શિષ્યની ભાવના. સૌ કોઇને મહેનત વિના, તપશ્ચર્યા વિના, આળસુની પેઠે બેઠાં બેઠાં ખાવું છે; આધ્યાત્મિક માર્ગમાં એવા કોઈ જીવોને સ્થાન નથી.

## ગુરુ પ્રેમ અને બીજા પ્રેમમાં ભેદ.

આસક્તિની લાગણીમાં વધારે પડતી ચોંટી જવાની, જકડાઇ જવાની વૃત્તિ છે. પરંતુ ગુરુના પ્રેમની ભાવનામાં સાત્ત્વિકતા અને તેનાથી યે પરનું સૂક્ષ્મપણું હોવાથી તે વધારે ને વધારે ચેતનાના પ્રદેશમાં લઇ જવાની આપણામાં ભાવના જન્માવે છે; તથા તેનો સ્વીકાર કરવાની દૃષ્ટિ, વૃત્તિ ને વલણુ પણુ ( આપણામાં ગુરુ પ્રત્યે પ્રેમ રહેલો હોવાથી ) રહ્યાં કરે છે. એવો આપણો ગુરુ પ્રત્યેનો જાગેલો સાહજિક પ્રેમ આપણા હૃદયને તેના હૃદય સાથે જોડનારો પૂલ છે. તેના ઉપરથી આપણે સહેલાઈથી અંતર હોવા છતાં, અંતરમાં આવજા કર્યાં કરી શકીએ છીએ. એવા પ્રેમની ભાવનામાં નર્યું શુદ્ધપણું રહ્યાં કરે, અન્યથા વિચારો પ્રગટતા ન રહે અને એકધારું સરળપણું રહ્યાં કરે તો આપણને એક-બીજાનું હૃદય સમજાયા વિના રહેતું નથી. આવી ભાવના આપણા હૃદયનો પ્રેમ સાધે છે.

## ગુરુના ભાવની અપાર શક્તિ

ગુરુનો ભાવ શું ન કરે ? એ પ્રેરક બળ તરીકે કામ કર્યાં કરે, આપણને અંતરમાં અંતરથી ઊંડું ઊંડું ઊતારાવ્યાં કરે, આપણને એકજ સ્થિતિમાં પડયા રહેવા ન દે, આપણને નવા નવા ભાવ-પ્રદેશમાં ધક્કેલ્યાં કરે, નવું નવું કંઇ ને કંઈ આપણને સુઝાડયાં કરે, આપણી ભાવનાને અંતરસ્થ રખાવ્યાં કરે; અને વિસ્તૃત પણ સાથે સાથે જ બનાવ્યાં કરે. ગુરુનું શરીર એ આપણું સાધન નથી. **આપણું સાધન તો ગુરુની ભાવચેતનાશક્તિ છે.**

એંજિનમાં ઉદ્ભવેલી વરાળ જેવી રીતે આગગાડીના ડબ્બાઓ માલ અને મુસાફરોને નક્કી કરેલા સ્થળે લઇ જાય છે, એવી રીતે ગુરુની ભાવચેતનાશક્તિ—જો આપણામાં તેવો ખરો પ્રેમ આદર-ભક્તિ-ભાવ હોય તો—કામ કર્યાં કરે છે.

સાધકનું લક્ષ જો ગુરુની ચેતનાશક્તિમાં કેંદ્રિત, એકાગ્ર અને એકાંગી થઇ ગયું હોય તો તે ચેતનાશક્તિનાં દર્શન અને પ્રેરણા એને મળ્યાં જ કરવાનાં. એવા સાધકને ગુરુના પ્રત્યક્ષ શરીરની ક્યારે યે જરૂર રહેશે નહીં; અને જ્યાં ત્યાંથી એને જે કંઇ પ્રેરણા અને સમજ મળશે એ દિવ્ય ચેતના-શક્તિ છે એવો એને અનુભવ થશે, થયાં કરશે. પરંતુ જે સમજણ કે પ્રેરણાઓ સાધકને મળે તે સાધકના પ્રાણને રચનાત્મક મદદ અને વેગ આપનારી હોય, તેની અસરને આડફેટે લઈ જનારી ન હોય તે વિષે સાધકે સૂક્ષ્મ, જાગૃત વિવેક કર્યાં કરવો પડશે ખરો. કારણકે જે ચેતનાશક્તિ સાથે આપણો સંબંધ થયેલો છે, તે ચેતનાશક્તિ વ્યક્તપણે નિર્ભેળ સરળતાથી આપણી સાથે કામ લઇ રહેલી હોતી નથી. આપણને તે કદીક બીજું પણ બતાવે અને તે વેળાએ આપણી કસોટી થવાનો પૂરો સંભવ રહે. ત્યારે આપણે જો પૂરેપૂરા સચેત અને જાગૃત રહી શક્યા હોઇએ અને યોગ્ય સૂક્ષ્મ વિવેક કરી શકીએ તો માર્ગમાંથી આપણે ચ્યુત થઇ શકીશું નહિ. આ કારણસર, જેની શ્રદ્ધા એવા ગુરુની ચેતનાશક્તિમાં દઢ થયેલી છે, એણે કદી પણ વિવેક શક્તિ નહિ વાપરવી, કે બુદ્ધિનો ઉપયોગ નહિ જ કરવો એમ માની લેવું તે ઠીક નથી. આપણા પોતાનામાં પૂરેપૂરી સમજ, તુલનાત્મક શક્તિ, દરેક પરિસ્થિતિમાં

પોતાનો શો ધર્મ છે તે સમજી લેવાની સહજ શક્તિ તથા જે તે વખતે ઊભી થતી ગૂંચોનો ઉકેલ અને તે પણ આગળ પાછળનો વિચાર થયા વિના આપોઆપ સરળપણે થયાં કરે તેવી સૂઝ — એવું બધું આપણા પોતાનામાં ઉગાડવા માટે ગુરુની ચેતનાશક્તિ છે. **એ શક્તિ આપણને પરાધીન રાખવા માગતી નથી.** પરંતુ સહજપણે, સ્વતંત્રપણે આપણને ઉપરનું બધું સૂઝયાં કરે એવા બનાવવા એટલે કે પોતાના જેવા જ ચેતનાશક્તિવાળા બનાવવા તે ઈચ્છે છે.

## ગુરુકૃપા ને શિષ્યનો પ્રયત્ન

હજી યોગ્ય સ્વરૂપમાં જ્યાં લગી આપણે આપણને પૂરેપૂરું સમજી શક્યા નથી, આપણી ગૂંચો પૂરી ઊકલી ગયેલી નથી, યોગ્ય વખતે યોગ્ય રીતે કુશળ કર્મ કરવાની કળા–આવડત આપણને સાંપડી નથી, (એ સહજ સ્વભાવ પૂરો બની ગયો નથી), હજી જ્યાં સુધી ગડભાંજો થયાં કરતી હોય, જીવનનું માર્ગ–દર્શન સંપૂર્ણપણે સમાધાન વૃત્તિવાળું ન બની શક્યું હોય, આપણા ગુરુના શબ્દો હજી તો જ્યાં સુધી કાનમાં જ રહ્યા કરતા હોય, ભલે થોડેઘણે અંશે તે ઝીલાયા પણ હોય, પણ કઈ રીતે તે સાચા છે એ આપણને પૂરેપૂરું સ્પષ્ટ દીવા જેવું જ્યાં સુધી દેખાયાં ન કરતું હોય, ત્યાં સુધી આપણે સતત સત્પ્રયત્ન કર્યાં જ કરવો પડશે. જો કે ગુરુ તો પોતાના જેવીજ દૃષ્ટિ પ્રાપ્ત થાય, પોતાના જેવી જ સ્થિતિમાં એ સદાય રહે એટલું જ નહીં પણ તેનાથી પણ આગળ જાય એવી મહદિચ્છા આકાંક્ષા, તત્પરતા, શિષ્યની બાબતમાં સેવ્યાં કરતો

હોય છે; પણ જ્યાં સુધી સાધકની કક્ષા ઉપર જણાવી તેવી હોય ત્યાં સુધી સાધક કેવળ ગુરુની કૃપા પર જ બધો આધાર રાખ્યા કરે તો તેથી પોતાના સત્પ્રયત્નમાં તે ઢીલો પડી જાય એવો પૂરો સંભવ રહે છે. ગુરુકૃપા જેવું કંઈક હશે તો આપણો સત્પ્રયત્ન તેને તાણી લાવશે જ. વળી સાચી રીતે સાધક કે શિષ્ય સર્વરીતે અને સર્વભાવે ગુરુકૃપા પર આધાર રાખી શકતો પણ હોતો નથી. તે તો તેની ખાલી ભ્રમણા પણ હોય છે. પોતે કશું કરે પણ નહિ અને શુદ્ધ થયેલા આધાર વિના ગુરુની કૃપા પરનો તેનો આધાર પણ ન હોય, તેવા જીવની સ્થિતિ મહા ભયંકર થવાની છે. તેથી પોતાનાથી બનતા જતા સર્વ સત્પ્રયત્નમાં જ સાધકે કે શિષ્યે વર્ત્યા કરવામાં કલ્યાણ સાચી રીતે માનવાનું છે. આપણા જીવની જીવનની પ્રત્યેક જડતામાં સાત્ત્વિક ગતિ પ્રેરાય અને તેમાં ભાવપૂર્વકની જ્ઞાનયુક્ત પરિસ્થિતિ ઊગે તો જ આપણામાં ફરક પડવાનો છે. સાધકનો હૃદયથી થતો સત્પ્રયત્ન—એ બધું તો પ્રત્યક્ષ છે. ગુરુકૃપા તો હોય કે ન પણ હોય, એટલે આપણે તો આપણું જે સ્પષ્ટ ધ્રુવ હોય એને જ સંપૂર્ણપણે હૃદયની ભાવનાથી મજબૂત પકડી રાખવાનું છે.

જેમનામાં જીવન પરત્વેની ઊંડી તમન્ના જાગી હોય, ને તેથી કરીને પ્રેરક જીવંત ભાવના પ્રવર્તતી હોય, ને એવી ભાવના માત્ર પડી રહેલી ન હોય પણ તેમાં ક્રિયાત્મકપણે વેગ આવેલો હોય, ને જેમને જીવનની સાચી દૃષ્ટિ અનુભવવાની હૃદયમાં હૃદયથી ભારે ખેવના તરવરતી હોય, તેવાઓને તે કારણસર ગુરુએ જીવનની સાચી દૃષ્ટિ ને સાચો માર્ગ બતાવ્યો હોય,

તે પરત્વેનું યોગ્ય વલણ અપાવ્યું હોય, તેમની **જીવ** સ્વભાવની સમજણમાં, ને તેમના **જીવ** સ્વભાવના પ્રત્યેક પાસાંઓમાં, ને દષ્ટિકોણમાં મૂળનો પલ્ટો કરાવી કરાવીને નવજીવન સંપડાવ્યું હોય, તેથી તેવા **જીવો** ગુરુ પ્રત્યે કૃતકૃત્ય થયાનો ભાવ હૃદયથી અનુભવે, તે સમજી શકાય તેવું છે. એવા **જીવો** ગુરુકૃપાનું મૂલ્ય પોતાના સત્પ્રયત્ન અને ભાવનાના ક્ષેત્રથી યે અલગપણે હૃદયથી માને તો તે પણ કદાચ સમજી શકાય તેવું છે, અને ગુરુકૃપાને એક સ્વતંત્ર નક્કર હકીકત સુધીની મર્યાદામાં પણ લઈ જવાનું સ્વીકારે તો તે પણ કંઈક અંશે યોગ્ય ગણી શકાય; કિંતુ જો સાધક એને જ મહત્ત્વનું સ્થાન આપ્યાં કરીને પોતાના સત્પ્રયત્નમાં પૂરેપૂરો જાગૃત ન રહે તો તેનામાં ઢીલાશ જરૂર આવી જવાની. પોતાના સત્પ્રયત્નમાં તે અદમ્ય રીતે ખંત-ખેવના હૃદયથી રાખ્યાં કરીને મંથન કર્યાં જ કરતો જશે ને એ સૌ ગુરુની કૃપાથી બન્યાં કરે છે એમ ધારણા હૃદયથી રાખ્યાં કરશે તો એનામાં નિરાભિમાનપણું યે વધ્યાં કરશે ને પુરુષાર્થમાં પણ ઢીલ નહિ આવે. **ગુરુની કૃપા એ તો સાધકનાથી થતા જતા પુરૂષાર્થની ભાવનામાંથી ફલિત થતો ભાવ છે. અથવા તો બહુ બહુ તો તે બન્ને ભાવના એકરૂપે પરસ્પર સંકળાયેલી છે.** ગુરુકૃપાનો, સાધક પોતે પ્રયત્ન કર્યા વિના જડસુની પેઠે ભ્રમાત્મક રીતથી એક માત્ર કલ્પનાત્મક, આશ્રય રાખ્યાં કરે તો તેથી તેનું કશું વળવાનું નથી. જીવનમાં મળતા અનેક પ્રસંગો ને તે પરત્વેના સાધકના ધર્મ સાધકે પોતે જ બજાવવા પડશે. તેમાં તેને ગુરુકૃપા ધકેલશે જ એવી અપેક્ષા–પોતાના તે તે ક્ષેત્રમાં

પ્રયત્ન કર્યા વિના કે તેવા પ્રકારની ઉત્કટ ભાવના હૃદયથી સેવ્યા વિના—રાખ્યાં કરવી એ મૃગજળ સમાન છે. જો તેવા પ્રકારની અપેક્ષા રાખો તો એ અપેક્ષાને યોગ્ય સાધકે પોતાની કક્ષા, ભક્તિજ્ઞાનયોગ ભાવે કરીને, રાખવાનું કરવું જ પડશે. જે અપેક્ષા હોય તેને યોગ્ય હકીકતપણે ભૂમિકા હોય તો જ તેવી અપેક્ષા વર્તી (પરિણામ પામી) શકે. તે વિના અપેક્ષા હોવી કે રાખવી એ ખાલી ભ્રમણા સમજવી. એવા પ્રકારની ખાલી ખાલી ભ્રમણા રાખ્યેથી કોઈ જીવનું કશું પણ વળી શકવાનું નથી તે નક્કી જાણશો. આ બધાનો અર્થ એવો નથી કે ગુરુ પ્રત્યે કૃતજ્ઞતાની આપણે ભાવના ન સેવવી. એ તો જો આપણે હૃદયની તમન્નાપૂર્વક સાધનામાં મચી રહેલા હોઇશું તો ગુરુ પરત્વેની કૃતજ્ઞતાની ભાવના આપોઆપ તેમાંથી ફલિત થવાની જ છે. સાધકનામાં પોતાના જીવનની ઉચ્ચતર ભૂમિકાઓમાં જેમ જેમ ભાવ વડે કરીને પ્રવેશ થયાં જવાનું બન્યાં કરશે અને તે તે કક્ષાઓની ખૂબી એને જેમ જેમ અનુભવમાં આવતી જશે, તેમ તેમ તેનામાં કૃતજ્ઞતાની ભાવના તો વધ્યાંજ કરવાની છે. કૃતજ્ઞતાની ભાવના—બળે બળે—કૃત્રિમ રીતે—વધારવાનો કશો અર્થ નથી, વધી શકતી પણ નથી. આમ ગુરુ પ્રત્યે કદરભક્તિની ભાવના એ તો પોતાની મેળે હૃદયથી હૃદયમાં અનુભવવાની સાચી ઘટના છે—હકીકત છે.

## સદ્‌ગુરુ ક્યારે યોગ્ય રીતે સમજાય

કોઈ પણ માણસના વિચારોને એના લખાણો કે કાગળોના અભ્યાસથી કે તેના તત્ત્વજ્ઞાનની સમજણથી પણ

પૂરેપૂરા આપણે તે જાણી શકીશું નહિ. એ કાજે એવાનો નિકટનો સહવાસ જરૂરી ભલે હોય પરંતુ તે પણ પૂરતો નથી. સતત એકધારો અભ્યાસ, અને હૃદયની ભાવનાથી સેવેલો સહવાસ–તે ઉપરાંત, તેમનું હૃદય સમજવાનો ને એમના જીવનની સમગ્ર, સળંગ અને સર્વતોમુખી જીવન-સરણી, ભાવસરણી ને વિચારસરણીની ઇમારત કયા પાયા ઉપર ચણાયેલી છે તે જાણવા, સમજવા ને અનુભવવાનો આપણો નમ્રભાવે જિજ્ઞાસાથી હૃદયનો પ્રયત્ન હશે તો જ તેમનાં જીવન–મૂળ આપણને કદાચ હાથ લાગે; અને જો હાથ લાગે તો તેમ છતાં તે પણ પૂરેપૂરી યોગ્ય રીતે તો નહીં જ.

આથી સાધક પોતાનામાં થતા પરિવર્તનોને સત્ય હકીકતરૂપે અનુભવશે ત્યારે જ તેના દિલમાં ગુરુના ઉપ-યોગીપણાનો વધારે ને વધારે સ્ફોટ હૃદયથી થતો જશે. જેમ જેમ સાધક વધારે ને વધારે સૂક્ષ્મ ચેતનાભૂમિમાં પ્રવેશ પામતો જશે, તેમ તેમ પોતાની પ્રકૃતિ તેમજ બહા-રની પ્રકૃતિનાં દર્શન તેને થશે ખરાં; પણ તેવે વખતે તે તેનાથી અલિપ્ત રહેશે. તેમાં તે ભેરવાઇ પડશે નહીં. આમ પ્રત્યેક મથતા જીવને પોતાના જીવનવિકાસને માપવા કાજેનો કોઈ એક પ્રકારનો ગજ તેના પોતાનામાં ઊગી જવો જોઈશે, —કે જેથી કરી તે વારેવારે પોતાને અનુભવથી માપ્યાં કરે, ને તો જ તે યોગ્યપણે જીવનમાં ગતિ કરી શકવાનો છે; ને એમ થતાં ગુરુ કે ગુરુની ભાવનાનું મહત્ત્વ, રહસ્ય ને તેનું આકલન યોગ્ય રીતે તે વેળાએ તે હૃદયથી કરી શકવાનો છે.

## સાધકનું કાર્ય

સાધકનું આકર્ષણ ગુરુ પ્રત્યે વધ્યાં કરતું હોય છે,. તેમ અનેક ગુણોનો તેણે આશ્રય લેવાનો હોય છે. પણ તે માત્ર સાધન તરીકે જ; નહિ કે તેમાં ભેરવાઈ જઈને; નહિ તો તે સાધકના વેવલાવેડા જ ગણાશે. ગુરુભાવ પ્રત્યેનું પોતાનું સમગ્ર જીવનનું દષ્ટિબિંદુ કેળવાયા કરે તે માટે સાધક હ્રદયથી ભાવ–પૂર્વક અનેક ઉપાયો લેતો હોય છે. તે કોઈ અને કોઇ રીતે પોતાના નકારાત્મક સ્વભાવનું રૂપાંતર પમાડવાનો ખ્યાલ રાખ્યા કરીને બાળક જેમ માના ખોળામાં આરામ અને મસ્ત દશામાં સૂઈ રહે છે, તેમ એ હ્રદયની ઉત્કટ ભાવનાથી ગુરુના શરણુભાવમાં સાધક પડ્યા રહેવાનું જ્ઞાન ભાવે કરે તો જીવ સ્વભાવનું પરિવર્તન થવું ઘણું સહેલું થઈ પડે. અને એવા પ્રેમભક્તિ જ્ઞાનયોગના ગુરુ પરત્વેના શરણુભાવમાં શરણ ગયેલાને માત્ર સમર્પણ જ કર્યા કરવાનું રહે છે. હ્રદયના ભાવપૂર્વકના એવા સમર્પણ યજ્ઞમાં તે પોતે સતત આહુતિ આપ્યાં જ કરે છે, ને એ રીતે એ પવિત્ર થતો જાય છે. આ કારણસર સમર્પણની અનેક રીતોમાંનો એક રિવાજ ગુરુ ચરણે કંઇ ને કંઇ સ્થૂળ અને સૂક્ષ્મ સમર્પણ કરવાનો પડેલો હશે. એ ભેટ ધરવાના ઉદ્દેશની પાછળ જો સાધકના જીવનવિકાસનો ખ્યાલ જીવતો જાગતો તેના દિલમાં ન રહે તો તે યોગ્ય નથી. સાધક એમ માને કે મેં ગુરુને આટલું આટલું ભેટ ધર્યું એટલે મારું કલ્યાણ જ થઈ જવાનું તો તે એક ભ્રમણા છે. એવી રીતે સાધકનું કલ્યાણ કદી પણ થઈ શકે નહીં. ભેટ કે સમર્પણના અંત-રમાં જે સૂક્ષ્મ હેતુ છે તે સાધક ભાનજ્ઞાનપૂર્વક જો હ્રદયસ્થ

ન રાખે તો તેનું જીવ સ્વભાવનું અહં પણ વધવાનો સંભવ રહે; અને એ દ્વારા સાધક ગુરુ એકલો પોતાનો જ છે એવું માનવાને લલચાયાં કરે. આમ સમર્પણની ભાવનાની પાછળ પણ ગુરુ પરત્વેનું સાધકનું હૃદયનું ભાવઆકર્ષણ વધે તથા તે દ્વારા સાધક પોતાનામાં શરણભાવ જાગતો અનુભવે અને એનો એવો લાભ લેતો થાય એવો સમજણપૂર્વકનો તેમાં હેતુ હોય તો જ તે યોગ્ય ગણાય.



# સત્કાર્ય—કદરભક્તિ

પૂજ્ય......સાહેબ,

**શિખરિણી–મંદાક્રાન્તા**

કરેલું સત્કાર્ય મન–હૃદયના પ્રેમ સદ્ભાવથી જે
પ્રવેશાવે છે તે મનની ગતિને શા પ્રદેશે વિશેષે !
કરેલા એવા જે તમ હૃદયના પ્રેમ–સત્કાર્યથી તે
મળેલી માનું છું તક શુભ મને ઉર સંબોધવાને.

**અનુષ્ટુપ**

કેવી કેવી રીતે વ્હાલો આપ્યાં નિમિત્ત તે કરે,
વ્હાલાંને સંકળાવાને સ્મૃતિ મારી વિષે હૃદે—
કરેલું કોઈનું કામ મિથ્યા ના વ્યવહારમાં,
તો મિથ્યા કેમ તે થાય પારમાર્થિક ભાવમાં ?

**માલિની**

સ્મરણ રચીલું વ્હાલું, જે થવા ભક્તિભાવે
લઢણ હૃદય લાગી, પ્રેમના તે પ્રભાવે;
સ્મરણ, મુજ પ્રભુનાં જે નિમિત્તે મળેલાં
પ્રિય સ્વજન મને સૌ, તેમને ભેળવું ત્યાં.

**અનુષ્ટુપ**

વ્હાલાની ઉપરે મારો પ્રેમ–દાવો કશો નથી
છતાં જે ઊપજે એને પ્રભુને સોંપું ભાવથી
'યોગ્ય જે કરવું લાગે એનું, તે કરશે પ્રભુ'
એવા નિશ્ચિંત ભાવેથી વ્હાલાંને પદમાં ધરું.

### શિખરિણી-મંદાક્રાન્તા

તમારા સદ્ભાવે મુજ પ્રભુ તણું કામ કેવું કર્યું છે!
સદા હૈયે એની અસર મુજને જાગતાં, ભાવ જાગે;
અને એ શક્તિથી પ્રભુસ્મરણમાં આપને સંકળાવી
ભજું એને ભાવે મનહૃદયમાં આપનું લક્ષ્ય લાવી.

### અનુષ્ટુપ

શાંતિ, પ્રસન્નતા રે'જો જીવન-ક્ષેત્ર-કર્મમાં
હૈયે ઉતારજો **ભાવ** મળેલાં કર્મમાં સદા.

ભાવના શુદ્ધ જેની છે એનું ખોવાય કૈં ન તે,
જે વિષે ભાવના શુદ્ધ સંશુદ્ધિ એની થાય છે.

### માલિની

રસિક મુજ પ્રભુએ આપની ભેટ દીધી
અનહદ પ્રભુકેરી એ કૃપા-લ્હાણ કેવી!
જગ-જન-મહીં જેનો ભાવ ન્હોતો પુછાતો
તમ કરની પ્રસાદી-થી થયો ભોગ્ય કેવો!

### અનુષ્ટુપ

જેમાં ના હામ ઠેકાણું, રૂપ, કે રંગ, ના કશું
એવાને શું નવાજીને આપે ઑાર મઠારિયું!

આપમાંના પ્રભુને તે ભાવ-કૃતજ્ઞતા થકી
પ્રણામું વારવારે હું ચૂમવા પાય પ્રેમથી.

**એલિસબ્રિજ**
તા. ૧૬-૭-'૪૫

# સત્સંગનો સ્પર્શ

સાયલા
તા. –૮–'૪૫

પૂજ્ય માશીબા,

તમારો તા.......નો પત્ર મળ્યો છે. આવાં અનુષ્ઠાનો કર્યાં કરવાથી માનવી **જીવ** કંઈ ઓચિંતો શિવ બની જતો નથી; માત્ર એટલું જ કે એ **જીવ**ની ગતિ ક્રિયાત્મક સ્વરૂપે થવાની શકયતાઓ એમાંથી સાંપડે છે.

કૃપા કરીને એટલું જાણી રાખજો કે જો મનમાં કોઈ વૃત્તિ ઊઠતાં તે સ્થગિત–Static–કે સ્થિતિચૂસ્ત નથી રહી શકતી તો સદ્ભાવ કે સદ્વસ્તુ પરત્વેની વૃત્તિ કે ભાવના સ્થગિત કેમ રહી શકે? પણ બન્ને પ્રકારની વૃત્તિમાં ફરક રહે છે. એક તો છે પ્રકૃતિથી જન્મેલી વૃત્તિ; બીજી વૃત્તિ પણ જો માત્ર તેવીજ હોય ને ગુણાત્મક ભૂમિકા પરથી સેવાયાં જશે ને તે પણ એક માત્ર વૃત્તિની નજરે–તો એમાંથી **જીવ**ને તાત્કાલિક તત્ત્વલાભ થવા વારો કદી પણ જન્મી શકશે નહિ. સત્સંગ આદિ ભાવનામાંથી ક્રિયાત્મક શક્તિનો પ્રવાહ ન જન્મી શકે તો માનવી **જીવે** વિચારવું રહ્યું. એના ચિન્તવનનો ધોધ સતત એકધારો ચાલુ વહ્યાં કરવો ઘટે. જે માર્ગે જવું છે એ માર્ગ ઉપર **જીવ**નું દૃઢ, નિશ્ચયાત્મક વલણ એકાગ્રપણે કેન્દ્રિત થયું નથી, એજ એનો અર્થ નીકળી શકે. વળી તેથી એમ પણ જણાય કે તે **જીવ**નું ધ્યેય ભલે પ્રભુભાવ પ્રત્યેનું જણાતું હોય, પરંતુ એ ધ્યેય ઉપર જીવનનું મંડાણપૂર્વકનું,

સ્થિરતાપૂર્વકનું વલણ હજુ થયું નથી; છેક ઉપરછલ્લી બુદ્ધિ વડે જ સત્સંગની પ્રવૃત્તિમાં રસ લેવાઇ રહ્યો છે. આટલો યે રસ તે **જીવ** લે છે, તેનું કારણ તો એના અંતરનો સૂક્ષ્મ અનુરાગ એ સત્સંગની પ્રવૃત્તિ તરફ રહેલો છે તે છે. પણ એ સૂક્ષ્મ અનુરાગને જીવનમાં, જીવનના સર્વ ક્ષેત્રમાં, સર્વ-વ્યાપી–સર્વભક્ષી ચેતનાત્મક સ્વરૂપે બનાવવાની કળા હસ્તગત કરવાનું સદ્ભાગ્ય તો જેને ખરા જીવનની ધખધખતી ભૂખ લાગે છે એવા જ પામી શકે છે.

## માનવીનું મન

**જીવનનું ચિંત્વન કર્યા વિના અથવા તો એનું એકધારાપણું કોઇ ને કોઇ રીતે ચલાવ્યાં કર્યા વિના માનવીનું મન પીગળી શકતું નથી.** સદ્ભાવની ભૂમિકા હોવી એ એક વસ્તુ છે ને એને જીવનના પરિણામ કે પરિપાકમાં કામ કરાવતી–અનુભવાતી–જોવી એ બીજી વાત છે. એવી સદ્ભાવની ભૂમિકા મળેલી હોવા છતાં જે **જીવ** સળવળવાનું કરતો નથી તે મળેલી મૂડી હોવા છતાં ભિખારી-ની દશામાં પડી રહેવા જેવું કરે છે.

## સદ્ભાવી જીવનું કર્તવ્ય

જો એવું ખરેખર હોય તો એવા **જીવે** શું કરવું એવો પ્રશ્ન સહેજે ઊઠે છે. એવા **જીવે** ભાવનાનું જોર કરી, બુદ્ધિનો ઉપયોગ કરી, જીવનના સર્વ પ્રસંગોમાં, સંબંધોમાં, વર્તનમાં, પ્રભુભાવની ધારણા જીવતી રખાવવા કે રહ્યાં કરે તે રીતે વર્તવા માટે ભગીરથ પ્રયત્ન કરવો જોઈશે. કોઈ કોઈ ઠેકાણે પાણી નજીકમાં હોવા છતાં તેની ઉપરનું પડ

એવું તો કઠણુ પત્થરવાળું હોય છે કે સુરંગ ફોડતાં પણુ તે તૂટતું નથી. અમારા એક આશ્રમમાં એવું વળું આવ્યું હતું. પાણી છેક નજીક છે એવાં સ્પષ્ટ લક્ષણો દેખાવા છતાં પત્થરનું ઉપલું વળું સુરંગ દેવા છતાં તૂટી શકતું ન હતું. એ ચાર ઠેકાણે તેવું કરવું પડયું ને ઘણી જ મહેનતે તે સરખું કરાવતાં પાણી નીકળ્યું. જેને સદ્‌વસ્તુ પરત્વેની ભાવનાયુક્ત સમજણુ છે, જેણે સંત જીવાત્માનો સત્સંગ સેવ્યો છે, તે **જીવ**ને પડી રહેલો જોતાં દિલમાં દુઃખની કંપારી વછૂટે છે.

## સત્સંગનો સ્પર્શ

તો શું જે સત્સંગની ભાવના યુગયુગથી સમાજમાં ચાલી આવેલી છે અને આજે પણુ જે ભાવના મરી પરવારી નથી એ ભાવના સાચી કે ખોટી? જો એ સાચી ગણીએ તો ખામી આપણી કે સત્સંગની? જો સત્સંગની ખામી ગણીએ તો એવા સંત જીવાત્માની હાલની દશા આપણુને સ્પષ્ટ સૂચવશે કે તેઓ પોતાની દશામાં મસ્ત જેવા છે જ; અને આત્મદશાનાં પ્રત્યક્ષ લક્ષણો એમના જીવનમાં કે એમના પરિચયમાં આવેલાંઓને પ્રત્યક્ષ અનુભવે સમજાય એવાં હોય છે. જો તેવું તેમના વિષે આપણુને લાગે તો પછી આપણી સદ્‌ભાવના તેમના વિષે પૂરી હોવા છતાં આપણી તે ભાવના ભગવાનની ક્રિયાત્મક શક્તિના પ્રવાહરૂપ કેમ નથી બની એ પ્રશ્ન પણુ ઊઠે જ. પણુ રૂપા ઉપર સોનાનો ઢાળ ચઢે, પણુ વપરાશમાં આવતાં તે ઢાળ ઊતરી જાય છે એવી રીતે સત્સંગનો પાસ તો લાગે, પણુ પાછાં માનવી **જીવ** સંસારમાં પડીને એનું સેવન ચિંત્વન

ભાવનાના સ્વરૂપમાં ચાલુ રાખી શકતાં નથી. પરિણામે, આવેલો કે ચઢેલો ભાવનો સ્પર્શ તદ્દન મોળો પડી જાય છે, અને તે માનવી **જીવ** પોતે ખાલી ને ખાલી જેવો જ રહી ગયો હોય એમ તેને લાગે છે.

તો શું સત્સંગનો સ્પર્શ પણ મોળો પડી જાય? શું એ પણ નક્કર વસ્તુ નથી? એવો સવાલ પણ ઊઠે. જવાબ એ છે કે સત્સંગના સ્પર્શના સંસ્કાર માનવીના અંતરમાં પડવા એ એક વાત છે અને તે સ્પર્શ તેના હાલના જીવનમાં કામ કરતો થઇ જવો એ બીજી વાત છે; અને તે એમ કામ કરતો કેવી રીતે બની જાય એ વળી જુદી જ વાત છે.

સત્સંગનો સ્પર્શ (એટલે કે તેની ચાલુ જીવનમાં પરિવર્તનકારી અસર)એ કંઇ એક બાજુના બળનું પરિણામ નથી. એનો મેળ તો સદ્ભાવી **જીવે** પણ પોતાની તરફથી કરવો પડશે. જીવનનાં બીજાં બધાં ક્ષેત્રો કરતાં સત્સંગના સ્પર્શની કિંમત હજારગણી એવા માનવીના મનથી અંકાયેલી હોવી જોઇશે. જીવનનાં સર્વ પ્રસંગ-વર્તન-સંબંધ-વ્યવહારમાં એનું મન જીવનના સદ્ભાવને જ મહત્ત્વ મળ્યાં કરે એવી રીતે વર્તતું થઇ ગયેલું હોવું જોઇશે.

## એવા જીવનનું લક્ષણ

એને જ્યાં ત્યાં યુદ્ધ આવ્યાં જ કરવાનું બનશે. જેમ જેમ ભાવનાની અખંડતા જળવાયાં કરશે તેમ તેમ યુદ્ધની તેવી અનેક પરંપરાઓ અને હારમાળાઓ એના જીવનમાં અખંડ ધારાવત્ પ્રત્યક્ષ તે અનુભવશે; એટલું જ

નહિ, પણ તેમાં ઝંપલાવ્યા વિના તે રહી શકશે નહિ. એ તો એના જીવનનું એક લક્ષણ જ બની રહેલું હશે. એનું માનસ સંસારી ઘટનાઓને સંસારીની રીતે વિચારતું જ અટકી જશે. એના તે સત્સંગના સ્પર્શના ભાવ અને પ્રકાર એવા કોઈ ઑર છે કે જમીન ઉપર છે એવું લાગતું હોવા છતાં એની મનોભાવના તો જમીન ઊપરથી ઊંચે ઊડતા વિમાન જેવી બની જશે. એટલે એ માનવી **જીવ**, સંસારમાં હોવા છતાં સંસારના સંબંધોમાં, વર્તનમાં, વ્યવહારમાં, વિચારવૃત્તિમાં—બધામાં જ કોઇ એક ચેતનાયુક્ત સાંકળ જોડાયલી અનુભવશે.

## આપણી ખામી ને તેનો ઉપાય

આપણા સંબંધમાં આમ બને એમ ઇચ્છા હોવા છતાં બનતું કેમ નથી? કારણ કે આપણામાં એવી અદમ્ય ઇચ્છા પ્રગટી નથી. એવી ઇચ્છા પ્રકટતાં આપણાથી પછી બેસી રહી શકાતું જ નથી. ત્યારે એવી ઈચ્છા પ્રગટાવવા કરવું શું? એ ઇચ્છા અંતરમાં તો પડેલી છે જ; પણ બહારનો દુર્ગ તે તોડી શકતી નથી. માટે એને તોડવાને માટે સદ્ભાવભર્યાં ચિંતવન–પ્રાર્થના સાથે સંસારના સર્વ સંબંધ, વર્તન, વ્યવહાર, વિચાર વગેરેમાં રાગદ્વેષાદિની ભૂમિકાથી વિચારવાનું ને વર્તવાનું ન રાખતાં ખરા જીવનનો ભાવ ટકે ને વધે ને તેમાં આપણું સ્થિરપણું જળવાયાં કરે એમ થવું ઘટે. એવું જો થઇ શકે તો આપણી ઈચ્છાને પાંખો આવ્યા વિના રહે જ નહિ અને એમ થતાં જીવનની ઉચ્ચગતિ અને સ્થિતિ સ્વાભાવિક બની જાય.

ત્યાં સર્વેને પ્રણામ અને સ્મરણ.

# અમારો પ્રેમ

### ગ ઝ લ

અમારા પ્રેમની ઝોળી સદા ખાલી રહ્યાં કરતી
ભિખારી ભીખ માંગે છે, છતાં કયાંયેથી ના મળતી,

ભિખ્યો તે પ્રેમ ના મળશે અરે! શીદ તું ચહ્યાં કરતો ?
ચહ્યાં કરવા વિષે હૃદયે મૂકયો રસ છે પ્રભુ એ શો!

કુંભકોણમ.
તા. ૨૮–૧૨–'૪૭

### ગ ઝ લ

અમારે ચાહી ચાહીને રહેવાનું બધાંમાં છે
અમારી ચાહવા કેરી બધાંને, રીત ન્યારી છે.

અમારો પ્રેમ ન્યારો છે, બધાં સાથે જુદો જુદો
છતાં યે એક સરખો છે, જુદો લાગે છતાં ભેળો.

અમારે તો બધાંને યે સમજી સમજી વળગવું છે
રહ્યાં કરીએ હૃદય વળગી;– ન અમને કોઇ વળગે છે!

વળગવા તો જતાં કોને મૂકે તરછોડી આઘે તે,
જતાં કરવા હૃદયપ્રેમ સ્વજન ગણના કરે ના તે.

અમે રાચી રહ્યા સહુમાં;– સહુ રાચે જ નિજ નિજમાં,
અમારે તો પડી સહુની;– પડી અમ ના સ્વજન દિલમાં.

જતાં કરવા સ્વજન કેરું ભલું, અમને નકારે છે,
સ્વજન એવાં દીધાં પ્રભુએ કૃપા કરીને જ કસવાને.

કસી જોજો, કસી જોજો; જરા ના રાખશો બાકી
નહીંતર તો ભૂમિકા સૌ જણાશે શી રીતે પાકી?

જીવન વિકસાવવા દઢ શાં સ્વજન દીધાં પ્રભુએ, તો
બધી રીતે હૃદય મુજને તમોમાં રાખજો પૂરો.

કુંભકોણમ.
તા. ૨૭–૧૨–'૪૭

# યુગ્મ ભાવના

આશ્રમ, સાબરમતી
તા. ૨૯–૪–'૪૩

પ્રિય લાલાજી,

હિંદુ ધર્મની યુગ્મ ભાવના એના શુદ્ધ અર્થ, હેતુ ને મહત્ત્વના દૃષ્ટિબિંદુથી હિંદુ સમાજ ભાગ્યે જ સમજી શકયો હશે. બે જુદા જણાતા **જીવોના** યુગ્મની ભાવના અવિચ્છિન્ન છે. બે **જીવોનું** જોડાણ અહેતુકપણે કદી પણ થવું શકય નથી. તે બે **જીવોનો** સંબંધ અનેક જન્મ જન્માંતરોમાં કોઇ ને કોઇ રીતે ચાલુ રહ્યાં કરેલો જ હોય છે; ને એવા સંબંધોમાં જેટલી હૃદયની નિકટતા શુદ્ધ ભાવનાથી કેળવાતી જાય તેટલા પ્રમાણમાં બંનેનો સંબંધ પણ વિશુદ્ધ થતો જવાનો. સર્વ કંઈ નીપજતું જે તે કંઈ દેખાયાં કરે છે તે સંબંધથી જ હોય છે. સંબંધ વિના કશું થવું શકય હોતું નથી. એટલે એક વખત લગ્નથી જોડાયેલા બે **જીવોનો** સંબંધ કદી પણ છૂટી શકતો હોતો નથી. તે સંબંધ કોઈને કોઇ રૂપે એક બીજાં સાથે રહ્યાં જ કરે છે; ને તે લગ્ન સંબંધ પણ તે તે **જીવ** સાથેની તેટલા પ્રમાણની કોઈને કોઇ **આમ કે તેમ** અથડામણનું જ પરિણામ હોય છે. જગતમાં મુશ્કેલી વિના શું પામી શકાતું હોય છે? વ્યાપારમાં કહો, રાજ્યક્ષેત્રમાં કહો કે જીવનના કોઈ પણ ક્ષેત્રમાં મુશ્કેલી વિના કશું પમાયું હોય એવું જણાતું જ નથી. તો પછી જીવનનું તત્ત્વ પામવાને માટે મુશ્કેલી વેઠ-

વાનું માનવીને આકરું કેમ લાગતું હશે? **જીવનો જીવ** સ્વભાવ તો નીચાણમાં જવાનું સમજ્યાં કરવાનો છે. એને તો જેટલી દોરી તે બાજુની આપ્યાં કરીશું તેટલી દોરી (પવનના જોશમાં જેમ પતંગ દોરી ખાધાં કરે છે તેમ) ખાધાં જ કરવાનો છે. તેમ છતાં માનવીને **જીવ** દશા પ્રાપ્ત થઇ છે તેથી જ અનેક અથડામણોમાં પસાર થઈને આખરે તો ઉપર આવવાપણું એને રહેલું જ છે. **જીવન આદર્શની સિદ્ધિ માટે યુગ્મની ભાવના એ જરૂરી ભાવના છે.** એ ભાવનામાં સમાજનો અને વ્યક્તિનો, બંનેનો, વિકાસ થવાનું સર્જાયેલું છે. લગ્ન ભાવના માત્ર એકલા ભોગ વિલાસ માટે નથી. એ તો તપશ્ચર્યા માટે છે. સમાજનું, દેશનું, પિતૃઓનું, ઋષિઓનું અને દેવનું ઋણ અદા કરવા માટેનું એ ભવ્ય, દિવ્ય સાધન છે. સમાજની ઉત્તમમાં ઉત્તમ સેવા યુગ્મ દ્વારા જ માનવી સાધી શકે છે. હૃદયથી શુદ્ધ સાત્ત્વિક ભાવના કેળવીને આત્માના સ્વરૂપમાં એક બીજાને ઓળખીને જે જેટલું જગતને ચરણે એકાદ બુદ્ધ ભગવાન, એકાદ ઇશુ ભગવાન, એકાદ શંકરાચાર્ય પ્રભુ, એકાદ રમણ મહર્ષિ, એકાદ પૂર્ણયોગી શ્રી અરવિંદ, એકાદ રામદાસ સ્વામી કે એકાદ ભવ્ય દિવ્ય આત્મા કે એકાદ મહાત્મા ગાંધીને ભેટ ધરશે તે જગતની ભારેમાં ભારે સેવા કરી શકવાનું છે. લગ્ન એવી પ્રજોત્પત્તિ માટે છે. આપણાથી ન બની શકે માટે આપણે **જીવ** સ્વભાવમાં તણાયાં કરવું તે આપણી પોતાની નબળાઇ છે, ને એ નબળાઇને નબળાઇ તરીકે જાણીને એમાં જેટલી **જીવથી શક્ય હોય** તેટલી મથામણ ઊંચે જવા માટે કરવી, તે

આપણો ધર્મ છે. ભગવાને સમજ ને શક્તિ આપ્યાં હોવા છતાં તેવું સમજાયાં કરતું હોવા છતાં 'ના, ભાઇ, આપણાથી તે બધું થવું શક્ય નથી' એમ માનવું તે માનવીને શોભતું નથી. માનવીએ તો પ્રત્યેક પરિસ્થિતિમાં મથતાં જ રહ્યાં કરવું ઘટે. ભલેને પછી પ્રત્યેક **જીવ** પોતાની શક્તિ અનુસાર મંથન કરે, પણ એ મંથન કરવાની વૃત્તિમાં સૌ કોઈને પ્રોત્સાહન, પ્રેરણા, બળ, હિંમત, સહાનુભૂતિ ને સાથ, હૂંફ આપ્યાં કરવાં એ સમજુ અને જ્ઞાનવાન માનવીનો ધર્મ પણ છે. સમજુથી **જીવ** સ્વભાવમાં કોઇને દોરવી લઇ જઈ શકાય નહીં, જે કોઇ એવું કરે છે, તે વિવેક ચૂકે છે. માત્ર તાત્કાળિક લાભનો જ **જીવ** ત્યાં વિચાર કરતો હોય છે.

બે **જીવો**ના લગ્ન સંબંધથી આપણે સમાજના જીવન સાથે ભાગ લઈ રહેલા છીએ. માનવીના સંબંધો ને ભાવના એ લગ્ન જીવનમાંથી કેળવાતી જતી સ્થિતિ પરથી જ બંધાતાં જતાં હોય છે. એવું આદર્શ સુખી આનંદી જોડું જગતમાં કેટલાંયને સુખપ્રદ આનંદપ્રેરક બન્યાં કરતું હશે ને તપ્ત બનેલાંને શાંતિ આપ્યાં કરતું હશે ! એ તો જેને એવો અનુભવ થયો હોય તે જ જાણી શકે. જીવનને આપીને જ આપણે જગતમાં જે તે કશું મેળવતાં હોઈએ છીએ. શું પૈસો કે શું ધનદોલત, માન, મોભો, કીર્તિ, માલમિલ્કત ગમે તે હોય, પણ તે મેળવવા માટે જીવન આપવું જ પડતું હોય છે. પણ તે બધું **જીવ** સ્વભાવને ગમતું હોવાથી ત્યાં 'જીવન આપીએ છીએ; આ બધા પાછળ જીવન અપાયાં કરાય છે,' એવું જાગૃત ભાન

માનવીને રહેતું નથી. તો પછી સાચું જીવન મેળવવા માટે માનવીને જીવન આપતાં કેમ ખૂંચતું હશે? કારણકે તેમાં એને **જીવ** સ્વભાવથી ઊલટી ગંગાએ વહેવાનું હોય છે. પરંતુ સાચો પુરુષાર્થ તો તેમાં જ રહેલો છે. આપણાથી તેવો પુરૂષાર્થ ન થતો હોય તો કોઈ એવો પુરૂષાર્થ કરતો હોય તો એને સહાનુભૂતિ દેવી, હૂંફ આપવી, પ્રેરણા આપવી. તે **જીવ** પ્રત્યે અત્યંત પ્રેમ ભાવના રાખ્યાં કરવી. એટલું પણ જે **જીવ** રાખ્યાં કરે, એનામાં સદ્ભાવના તો જરૂર કેળવાતી જવાની જ. એવા **જીવ**ને દિનપ્રતિદિન પોતાની નબળાઈનું ભાન વધારે ને વધારે થતું જવાનું ને એવા તીવ્રતર ભાનમાંથી જ માનવીની શકિત એક દિવસ પ્રગટવાની છે. પણ જે **જીવ** એટલુંયે નથી કરી શકતો ને પોતાના **જીવ**સ્ભાવમાં રાચ્યાં કરે છે ને **જીવ** સ્વભાવની પ્રવૃત્તિમાં મશગૂલ રહ્યાં કરે છે, એવો **જીવ** મનથી કદી પણ નિરાંતવાળી શાંતિ અનુભવી શકવાનો તો નથી જ. એવાંને કર્મે તો અશાંતિ જ લખાયેલી છે; રહેવાની છે, જગતમાંનાં બધાં સુખસાધનો પાસે હોવાં છતાં તે એને સુખનાં સાધનો થઈ શકવાનાં નથી, ને સુખ ને શાંતિ મેળવવા એવો માનવી જીવનમાં માત્ર આમથી તેમ અથડાયાં જ કરવાનો છે—એટલે યુગ્મની ભાવના પોતાની પ્રકૃતિની પાછળ સત્તાધીશ, કે પ્રકૃતિનાં સર્વ કર્મ પાછળ મ્હોર માનનાર, પુરુષને સમજવા, જાણવા, અનુભવવા ને એનાથી પર પણ જે કંઇ હકીકત રૂપે સત્ય રહેલું છે એના સાક્ષાત્કાર કરવા માટેની છે, બે **જીવો**ના એકથવાપણાથી જ સૃષ્ટિનો સમાજ રહેલો છે. એવા સમાજને ઉચ્ચતર ભૂમિકાએ લઇ જવા માટે લગ્નની ભાવના

છે. પોતાની સાથે જોડાયેલા **જીવની** અવગણના જે કોઈ **જીવ** કરે છે, તે સમાજની પણ અવગણના જ કરી રહેલો છે. એવા **જીવો**નાં લાખોનાં દાન–ધર્માદા વૃથા છે. એમનું એવું બધું તો ખાલી આળપંપાળ છે, એમાં કશો દમ નથી. એવા દાનથી સમાજની ભાવના કદી પણ ખીલી શકવાની નથી. ભલે કદાચ સ્થૂળ દૃષ્ટિએ સમાજનું કંઇક ચાલતું રહે, પણ સર્વથી શ્રેષ્ઠ દાનનો **ભાવ** તો લગ્નની ભાવનામાંથી જ કેળવાયાં જાય છે. ઊંચી સંસ્કૃતિ કે સંસાર તો એવું જીવ્યાથી મળ્યાં કરવાનાં છે. જમીનમાં વૃક્ષના બીજનું લગ્ન (જોડાવું) થાય છે; ને કૃપારૂપી જળ એના પર પડતાં તેમાંથી જીવન સાંપડે છે. તેમ લગ્ન એ એક બીજાની સાથે રહીને, જીવીને ભાવના કેળવવા માટેની તથા એકરાગ, એકભાવમય, ને એકમય થવાની સ્થિતિ છે. ભલેને તે બે **જીવ** એક સરખી કક્ષાના ન હોય, તો તેથી શું ? શું એણે પોતાની હાર કબુલ કરવી ? એમ કરવા જતાં તો તે વધારે નબળાઇ વ્હોરી લેવાનો છે. નબળાઇનો સામનો નબળાઇ વધારીને થઇ શકવાનો નથી, પણ વધારે સબળા થઈને થઇ શકવાનો છે. માનવીએ જો જીવનનો વિકાસ સાધવો હોય તો એણે પ્રત્યેક પરિસ્થિતિ પર જીત મેળવવી જ ઘટે, ને એમાંથી જીવંત શક્તિ પ્રગટાવવી ઘટે. શક્તિ પણ એના સંબંધ વિના પ્રગટી જાણી નથી. એવી શક્તિ માનવી એકલે હાથે પણ મેળવી તો શકે છે; કિંતુ એવાને પણ કશાકની સાથે તો તે શક્તિને પેદા કરવા માટે લગ્ન (જોડાણ) કરવું જ પડે છે. લગ્ન વિના કશું જ શકય નથી. એવી લગ્નની ઉત્તમ ભાવનાનો વિચ્છેદ થવો કદી

પણ શકય નથી. એની પાછળ તો કર્મ સંબંધ રહેલો છે. જગતમાં જે કોઇ શક્તિ જ્યાં જ્યાં વ્યક્તપણે દેખાય છે, તે તે લગ્નથી જન્મેલી હોય છે. એટલે **જીવ** સાથેનો લગ્ન સંબંધવાળો ભાવ કોઈને કોઈ રૂપે મળ્યાં જ કરવાનો છે. તો તેવી ભાવનાને **જીવ** સ્વભાવથી દોરવાયાં જઈને અયોગ્ય-પણે વહી જવા દેવી, એ, જેનામાં બુદ્ધિ છે, સમજ છે, ધર્મની કંઈક ભાવના છે, એવા માનવીનું કામ નથી. એવી રીતે દોરવાયાં જવામાં પણ **જીવ**ને મંથન થવાનું જ નથી એમ તો નથી. ને એ દોરવાયા જવામાં દેખીતું ભલેને પહેલાં તે સુખરસ માને, પણ અંતે તો એ વિષ જેવું જ તેને લાગવાનું છે. પ્રત્યેક **જીવ**માં શિવ થવાપણાની શક્તિ રહેલી જ છે. પ્રત્યેક **જીવ** શિવ થઇ શકે છે એવો દઢ આત્મ-વિશ્વાસ આપણામાં જાગવા દો. એવું શિવપણું જો પ્રત્યેક **જીવ**માં ન હોત તો તે **જીવ** કોટિમાં અવતરી જ ન શકયો હોત. કોઇ **જીવ** શિવ કયારે થઈ શકશે તેના સમયની મર્યાદા ન આંકી શકાય. પણ તેથી કરીને તે **જીવ** પોતાનો **જીવ** સ્વભાવ બદલી શકવાનો જ નથી એમ માની લેવું તે પણ યથાર્થ નથી. એની અવધિની કોને ખબર છે? કાલે પણ બદલાય, અજામીલ, ગીધ, વ્યાધ, સૂરદાસ ( બિલ્વમંગળ ) વગેરેની દેખીતી પ્રકૃતિની પાછળ કોઈ ગૂઢ અગમ્ય દૈવી સંસ્કારો રહેલા હતા જ. એવા સંસ્કાર કોઈ **જીવ**માં કયારે ઊગી નીકળશે, ઓચિંતા કયારે ફૂટી નીકળશે એમ એની મુદત કોણ બાંધી શકે? એથી જ કોઈ પણ **જીવ**ની **જીવ** પ્રકૃતિને સાધકે ખ્યાલમાં આણવી તે નિરર્થક છે, એટલું જ નહિ પણ સાધકને માટે ભાવનાના

વિકાસમાં તે બાધકરૂપ છે. પ્રત્યેક **જીવ**ના સૂક્ષ્મ વલણોને કોણ સમજી શકે? એટલે જ સમજુ માણસે જે કોઈ **જીવ**ના સંબંધમાં તે હોય ત્યાં એણે એવા **જીવ** સાથે સંબંધમાં આવતાં એ એના **જીવ** સ્વભાવથી જાય છે કે તણાય છે એવી વૃત્તિ દિલમાં ન રાખ્યાં કરવી, કે એ આધારે એની પ્રત્યે ન જોવું ઘટે; એટલી સાવચેતી તે **જીવ**નો તેવો ખ્યાલ રાખીને તે રાખે જ રાખે. જે બે **જીવો** આ જન્મમાં લગ્નરૂપે ( સંબંધથી ) સંકળાયેલા છે, તે બે **જીવો** જો આ જન્મમાં હૃદયની ભાવનાથી શુદ્ધ સાત્ત્વિકતા કેળવી કેળવીને એકરૂપ થયાં કરશે તો તેવા **જીવો** લગ્નભાવે એક જ થયાં જવાના છે, તે પણ નક્કી છે. પ્રત્યેક **જીવ** પાસેથી એવા લગ્નજીવન–ભાવ આદર્શની આશા ભલે ન રાખીએ પણ એને એવા પુરુષાર્થ પ્રત્યે ભાન, જ્ઞાન થવા દેવા સમજુતિ પ્રેરણા વિ. આપવું ને પોતે તેવાં થતાં રહ્યાં કરવું એ પ્રત્યેક સમજુ વિચારશીલ **જીવ**નું કર્તવ્ય છે. લગ્નથી જોડાયેલા **જીવ** સાથે હૃદયથી હમદર્દી, સહાનુભૂતિ, પ્રેમ–ભાવના ને એની સાથેના જીવનના સર્વ ક્ષેત્રોમાં તટસ્થતા-પૂર્વક રસ લેવો ને એવા **જીવ** તરફ સહાનુભૂતિ ધરાવીને તેના જીવનને ઉન્નતગામી કરવાનું તો ત્યારે જ બનશે કે જ્યારે પેલો બીજો **જીવ** એવું ઉન્નતગામી જીવન જીવતો હશે, અથવા એવી જાતની ઉન્મુખી ભાવના હૃદયથી ધરાવતો હશે.

જાણ્યેઅજાણ્યે પુરૂષ–**જીવ**ને સ્ત્રી–**જીવ** જ દોરી રહેલો હોય છે, પણ એનું જીવતું જાગતું ભાન પુરૂષ–**જીવ**ને હોતું નથી. પુરૂષ–**જીવ** માને છે કે પોતે જ બધું ચલાવી રહ્યો હોય છે. કિંતુ ગમે તે કોઇ પુરૂષ–**જીવ**નું જીવતું દૃષ્ટાંત

નજર સામે લાવી જુઓ. કાં તો તે માની દોરવણીથી ચાલતો હશે, કે કાં તો બહેનની દોરવણીથી કે કાં તો પત્નીની કે કોઇ ઉપપત્નીની, કે કોઇ એવી બીજી સ્ત્રી–**જીવ**ની દોરવણીથી. પુરૂષ–**જીવ**ના જીવનમાં સ્ત્રી–**જીવ** મહત્ત્વનો ભાવ ભજવે છે, ને એમાં પુરૂષ ને સ્ત્રી એવા બે **જીવો**ના સંબંધથી જ સમગ્ર જીવન ઘડાતું હોય છે. તેવી રીતે જ પ્રત્યેક સ્ત્રી–**જીવ**ના જીવનમાં પણ કોઇક ને કોઈક પુરૂષ–**જીવ**ની પ્રતિભા કે છાયા કામ કરી રહેલી હોય છે જ; ને આમ આપણને જીવનમાં થતો પ્રત્યેક **જીવ**નો સંબંધ હેતુ વિનાનો હોતો નથી. માત્ર એનો હકીકતપણે જીવતો ખ્યાલ આપણને હોતો નથી, ને જો આ વિચારસરણીમાં જરાક ઊંડા ઊતરીએ તો એમ પણ કહેવાય કે પ્રત્યેક **જીવ**નો સંબંધ જો કર્મના હેતુરૂપે હોય ને કર્મને જો આપણે બંધનરૂપે નવાં થવા દેવાં ન હોય તો તે તે સર્વ સંબંધમાં આપણે ભગવાનની ભાવનાનો અથવા તો આપણા જીવનવિકાસની ભાવનાનો જીવંત ખ્યાલ, હેતુ રાખીશું તો તે **જીવો**ના સંબંધ કર્મ બંધનરૂપે આપણને થવાના નથી. ને એવા લગ્નથી (લગ્નનો અર્થ અહીં પરણેતર નહીં, પણ આત્મસંબંધ) આપણો વિકાસ જ થતો રહેવાનો છે. પણ એ તો જ બને કે જ્યારે એ બધું તેવાના સંબંધના વ્યવહારમાં હૃદયમાં ઊંડો ઊંડો જાગૃત ભાવ રાખ્યાં કરીએ તો. એટલે જ જે જે આપણા સંબંધમાં છે તે તે સાથે તે તે પ્રકારની ભાવનાના સ્વરૂપમાં, જીવનના ઉચ્ચતમ કોટિના ભાવથી જ વર્ત્યાં કરીએ તો જીવનનો ત્યાં ત્યાંથી વિકાસ જ થયાં કરવાનો છે. આ બધું **જીવ** સ્વભાવને આકરૂં તો લાગે છે, પણ નહી

પહાડોને કોતરી કોતરીને બહાર મેદાનમાં આવે છે, ત્યારે જ એનું વહેવું સરળ બને છે. એક વખત સ્વભાવને જીતી લેવાની સીમા સુધી આવી ગયા પછીથી આ બધું કશું અઘરું નથી. જીવ સ્વભાવ પ્રમાણે વર્તાયાં ન જવાય, પણ જીવનઆદર્શની ભાવનાના હેતુ–માપથી દરેક પ્રસંગે વર્તાયાં જવાય, એટલું જ આપણે ખ્યાલમાં રાખવાનું છે. માનવીનું ખરું સત્ત્વ અથડામણમાંથી જ પ્રગટે છે, ઝનૂન કે ખૂન ત્યારેજ પ્રગટે છે. ને અંતર્દષ્ટિની જ્યોત તે વેળા જલતી રાખી શકાય તો એવી અથડામણમાંથી જ સાચું જ્ઞાન મળતું જાય છે. ને આમ લગ્નની ભાવનામાંથી જ પ્રવૃત્તિ જન્મે છે. પછી તો જીવ ભાવનાને ભૂલીને પ્રવૃત્તિમાં જ રમ્યાં કરે છે. ને એમ આખરે તો લગ્નના હેતુનું ભાન પણ તે જીવ ભૂલી જાય છે. **સાધકને મન લગ્ન (સંબંધ) એ પવિત્ર ભાવના છે. એ ભાવના એટલે તો પુરૂષ-પ્રકૃતિનો હૃદયથી સુમેળ સાધીને પરમચેતનને જાણવું, સમજવું ને અનુભવવું તે.** પ્રભુ આપણને આપણા જીવનમાં એવા લગ્નના આદર્શની ભાવનામાં હૃદયથી જીવંત ખ્યાલ રખાવી એને ફલિત કરાવો એ જ પ્રાર્થના.



# જીવન દૃષ્ટિ

હરિ ૐ

કુંભકોણમ
તા. ૧૦-૧૨'૪૪

પ્રિય ભાઇ,

તમારો તા. ૯–૧૨–'૪૪ નો કાગળ મળ્યો છે..... એ બાળકમાં તમારી Stubbornness આગ્રહીપણું–ને હઠીલાઇ–છે, ને બહેન....ની જડતા–એ ઉમેરાયાં છે, એટલે તે કેટલી બળવત્તર હોય! એ ઘણી વખત જાણી જોઇને આપણને ચીડવવાનું જાણે ના કરતો હોય, આપણને હરાવવાને જાણે કશું અવળચંડું ના કરતો હોય, એવું પણ એનામાં દર્શન થતું અનુભવાય છે. એ આપણને હરાવી ના જાય, એટલી જાગૃતિ–ચેતનાશક્તિ જગાડવાના–કેળવવાના એક મૂર્તિમંત પ્રતીકરૂપે એને આપણે અવલોકીએ તો એની પાસેથી ઘણું પામી શકીએ. સાથે સાથે જે કોઇ નકારાત્મક લાગણી કે વૃત્તિ એનામાં છે, તે રૂપાંતર પામતી રહે એનું ચેતતું ભાન એનામાં રાખતાં આપણે રહેવું પડશે. એની ભયની લાગણી સર્વ પ્રકારે એનામાંથી નીકળી જાય એવું આપણે વિચારી વિચારી એ બાબતમાં અનેક અવનવા પ્રયોગો કરતા જ રહેવું પડશે.

મદદ પ્રત્યેક માનવી પોતે પોતાની જાતને કરી શકતો હોય છે. હું પણ ભગવાનની ચેતનાશક્તિનું એક માટીનું ભાગ્યુંતૂટયું રમકડું જ છું ને? મદદ આપી, આપી શકાતી નથી; આપવાની તો કેટકેટલી ય ઇચ્છા આતુરપણે હોય છે!

તેવી વેળા એની અધીરાઇનો આંક કયું માનવી માપી શકવાનું છે? પ્રત્યેક પળ જીવંત ચેતનાશક્તિથી ભગવાનની પ્રેમભાવ યુક્ત સ્મૃતિમાં,સર્વ કર્મમાં,એના ભાવ ખાતર,આપણે બધાં પ્રવર્તતાં રહેવાવાનો અભ્યાસ જીવતો કેળવ્યાં કરીએ તો એની મદદ છે જ. રોજના વ્યવહારમાં, જેને આપણે ગુરુ માનીએ છીએ, એની ચેતનાશક્તિને કેટલો વખત આપણા આધારમાં વ્યવહારમાં, સંબંધમાં, વિચારમાં, ભાવનામાં, કર્મમાં મૂર્તિમંત કરતાં હોઇશું? હું તો કહું છું કે ભલા! હૃદયની શુદ્ધ નિર્મળતમ ભાવનાથી એનો પૂરો પ્રયોગ તો કરો! એને તમારા આધારમાં કામ કરવા દેવાની અનુકૂળતા કરી આપો. એને સર્વ પ્રકારની સગવડ આપો. તમારું ભરેલું ખાલી કરીને એને જ જ્યાં ત્યાં બધે જગા આપો.—ને પછી જુઓ! મદદ ઊભી છે જ કે નહિ?

**આપણે બધાં જીવનનો પ્રયોગ કરવા બેઠાં છીએ, હાંસીખેલની આ વાતો નથી.** જીવનનું મહત્ત્વ આપણને હજી સાચેસાચું ઊગી ગયું નથી. હજી આપણે માત્ર (Trifles) ક્ષુલ્લકપણામાં જ બૂડયાં કરીએ છીએ. એ બધું ભલે કરીએ—એ ક્ષુલ્લકપણું (trifle) પણ નકામું નથી. એમાં પણ એ જ ચેતનાશક્તિ રમી રહેલી છે, એ પણ એનું જ સ્વરૂપ છે. પણ એમાં પણ આપણો ભાવ તો એ ચેતન્યભાવનો જ રમ્યાં કરે તો એ trifles એ trifles ત્યારે નથી. એટલે સંસાર એનો છે એવો ભાવનાત્મક અભ્યાસ આપણે કેળવતાં રહીશું ને એ રીતે સંસારમાં એની ખાતર વર્તીશું તો જ સંસાર એ "સંસાર" રહેવાનો નથી. સંસારની કોઇપણ વૃત્તિ કે ભાવના અધોગામી નથી.

એને અધોગામી બનાવે છે, આપણાં મન, ચિત્ત, પ્રાણ, બુદ્ધિ, —**અહં**. માનવી હૃદયની માનવીજીવનની સર્વ કોઇ વૃત્તિ એ તો એ પરમ મંગળમય પ્રભુની ચેતનાશક્તિના આવિર્ભાવનાં જુદાં જુદાં પાસાં છે. આપણે સ્વભાવ વડે કરીને એનામાં અન્યથા આરોપણ કરીને એની ભાવનાને જુદો મરોડ દીધાં કરીએ છીએ, ને તેથી એના કલ્યાણકારી સ્વરૂપને વિકૃતપણે જોઇએ છીએ; બાકી એતો સર્વ કંઇમાં ચેતનરૂપે જ છે. આપણાં કરણો—મન, ચિત્ત, બુદ્ધિ, પ્રાણ, **અહં**, એટલે કે સ્વભાવ—એ ચેતનાશક્તિને એમની એમની રીતે જ સમજવા, ગ્રહવા માગે છે, એટલે એનું સાચું સ્વરૂપ કેમ કરીને માનવી પામી શકવાનો છે? એક બાજુથી તે તે કરણોની પાર્થિવ ભૂમિકા આપણે છોડવી જ પડશે, ને બીજી બાજુથી તે ચેતનાશક્તિની ભાવના આપણા વ્યવહારમાં, સંબંધમાં, વિચારમાં, વૃત્તિમાં, ભાવનામાં, કર્મમાં, ઉતાર્યાં કરવાનો જ્ઞાનભક્તિપૂર્વકના યોગનો અભ્યાસ આપણે કેળવતાં રહેવું જ પડશે. **જગતમાં કશું નકામું નથી.** જેને માનવી તદ્દન ખરાબ ગણે છે, તે પણ નકામું નથી; એ ખરાબ દેખાય છે કે ગણાય છે, એનું કારણ આપણે એને એ રીતે ગણતા, દેખતા, માનતા, વાપરતા આવ્યાં કર્યાં છીએ, તે છે; બાકી કશું જ ખરાબ નથી. બધું જ ભગવાનમય છે ને એ રીતે જ આપણે ભાવનાનો અભ્યાસ, આપણા સર્વ જીવન વ્યવહારમાં કેળવવાનો દૃઢ રંગભર્યો અભ્યાસ, રાખવો જ પડશે. પ્રભુની કૃપા–મદદની પ્રાર્થના હૃદયના આર્ત, આર્દ્ર પોકારથી આપણે કરીશું–કરતાં રહીશું ને તેવી તેવી આપણી જીવનના આંતર બાહ્ય વ્યવહારમાં એકતારતા, એકરાગતા,

એકસામ્ય જામતાં જશે તેમ તેમ પ્રભુની કૃપાનાં દર્શન થયાં વિના આપણને રહેવાનાં નથી. આપણા માનસિક વિચારોનું યોગ્ય પૃથક્કરણ તટસ્થ રીતે હજી આપણે કરી શકતા નથી, અને ત્યાં જે જે યોગ્યપણે નથી એને **પ્રેમભાવે** સમજીને —સમજાવીને એ ફરી ન ઉદ્ભવી શકે એવો જીવતો જાગતો પ્રયાસ કહો કે દર્શન કહો કે કળા કહો, તે બધું એના યોગ્યપણામાં, યોગ્ય પ્રમાણમાં થયાં કરતું નથી. જે યોગ્યપણે ભાવનાત્મકપણે ગ્રહાવાનું બનવું ઘટે તે થઈ શકતું નથી. તે માટે આપણે હવે તો સાવધ બનવું જ પડશે; માટે કૃપા કરો.

## અનુષ્ટુપ

મારા પ્રભુ વસેલા જે તમારા જીવને ઊંડા
એને છતો થવા દેવા આપો સહાય તમે સદા.

તમારો મેલ લેવાની એને જીરવવા તણી
પ્રભુકૃપાથી તાકાદ એણે તો આપી છે ઘણી.

મેલ શાને ભરી રાખો અંતરે એકઠો કરી
જે જે તરે, સ્ફુરે ઊંધું, એને ના સ્થાન દો જરી.

ઊઠતાં એવું એવું કૈં અયથાર્થપણું બધું
એને નકારીને શુદ્ધ આધાર આપણો કરો.

પ્રભુને કામમાં જે તે જીવતો રાખવા હૃદે
અભ્યાસ પ્રાણવાળો સૌ ઊંડો કેળવવો ઘટે.

જીવતાજાગતા એવા વિના અભ્યાસ કોઈને
પ્રભુકૃપા તણો લાભ એમ ને એમ ના મળે.

ભાવ કેળવવા ઊંડો જીવતોજાગતો હૃદે
મળેલું ગુણ સામર્થ્ય વાપર્યાં કરવું ઘટે.

સર્વ પ્રકારની શક્તિ જીવને જે મળેલ છે,
એને અભ્યાસમાં રોકી તે ફંટાવા ન દો બીજે.

કૃપા માગું, કૃપા માગું જીવને જીવવા ચહું
તમારામાં બધી રીતે, તો કૃપા કરજો, પ્રભુ!

પ્રેમનો ભાવ તો જ્યાં જ્યાં એનો યોગ થતો હશે
ત્યાં એના જેવું શું રૂપ હશે લેતો અનેરું તે!

એવાં એનાં અનોખાં શાં એકએકથી રૂપ છે!
જેવો **જીવ** તહીં તેવો પ્રેમ આકાર લે હૃદે.

પ્રેમનું એકલું ત્યારે તેવું રૂપ પિછાનવા
જે કોઈ અંતરે ચિંત્વે, પડે તે ભ્રમમાં સદા.

પ્રેમ તો સર્વ સંગાથે ખેલશે, રમશે હૃદે
તે છતાં રૂપ પોતાનું અનોખું ઑર રાખશે.

પ્રેમની એવી માયાને માપવા કોણ પ્હોંચશે!
પ્રેમને માપવું તેથી આપણે છોડવું ઘટે.

પ્રેમને પામવા તેથી પ્રયત્નો સર્વ આદરી
જીવને પ્રેમનો ભાવ ઉતાર્યાં કરવો ચહી.

એવો અભ્યાસ એ જેનું એકલું એક કર્મ છે,
એવો તે વીરલો કોક હૃદે **ભાવ** પિછાનશે.

**કુંભકોણમ** તા. ૧૦–૧૨–'૪૪

# જીવન–ધંધો

પ્રિય નીલકંઠ,

ગઝલ

અરેરે ! આમ તે શાને અમોને રગુરગાવો છો ?
વિસારે પાડી કાં અમને ગળે ફાંસો લગાવો છો ?

હૃદય–વ્હાલાં સ્વજનને તો ભૂલાયે કેમ, શી રીતે ?
ભૂલાતાં તો હૃદય સમજો 'સ્વજન સાચું થયું ના તે'

હૃદયના ભાવની મુજને ભયંકર ભૂખ લાગી છે
ન મળતાં શી ખૂમો પાડી બધાંને સંભળાવે તે !

તમારી સાથ જીવનને પૂરેપૂરું જ રંગાવા
હૃદયમાં ચાહના મુજને—સ્વજન કિંતુ મદદમાં ના !

'તમારામાં ભળી ભાવે, તમારાથી જીવન કેરૂં
કૃપાથી કામ લેવું છે'—જીવન અમ એજ દાવાનું.

'સ્વજન સંભારી જીવવાનું' જીવનચારી અમારી તે
'વિચારે કોણુ તે અમને !' વખા એવા અમારા છે.

જીવન–લગની સ્વજન–હૃદયે ન ચેતે જ્યાં લગી પૂરી
ઉદાસી ત્યાં લગી અમને છવાયેલી રહેવાની.

'સ્વજન–હૃદયે હૃદયની ધા, કૃપાથી કોક દિવસે યે
પ્રભુ સંભળાવશે નિશ્ચે' ભરોસો ઉર વસેલો તે.

સ્વજનનામાં રહેવાને અમારું દિલ તલસે છે,
હૃદયનો ભાવ હૈયાથી ઝીલાવાને હૃદય ઝંખે.

હૃદયની ઝંખના જેને કદરથી લાગતાં હૃદયે
સ્વજનની ધારણા મૂર્તિ થતાં સૌ કર્મમાં ઊગે,

"જગતને ચાહવા કેરો કૃપાથી તો દીધો અમને
જીવન ધંધો" ફળવવાનો અમારે શો રહ્યો છે તે!

કૃપા કરજો, કૃપા કરજો, સ્વજન વ્હાલાં! કૃપા કરજો,
પડેલું પાલવે એને કૃપાથી હરિ પાલવજો.

સાયલા
તા. ૨૪-૯-'૪૭

———

# સલામત સ્થિતિ

બાહ્ય સંયોગોમાં સલામત સ્થિતિ એટલે સ્થિતિચૂસ્તતા; અને એ સ્થિતિચૂસ્તતા એટલે જ્યાં જેમ હોઇએ એમાં જ સંતોષ તથા પરિણામે વિકાસની રૂકાવટ અને અંતે પતન; આથી સાધકને ક્યાંયે પોતાની સલામત સ્થિતિ કરી લેવી પાલવી શકે નહિ; જ્યાં કોઇપણ પગથિયે સંતોષ લેવાયો કે પતનનાં મૂળ એમાં રહ્યાં જ સમજવાં. આ નિયમ વ્યક્તિ તેમ જ સમષ્ટિ ઉભયને એક સરખી રીતે લાગુ પડે છે.

સાધનાના લાંબા અને અવિરત પરિશ્રમના ગાળા દરમિયાન ક્યાંયે સંતોષ માનીને સ્થિર બેસી રહેવાનું સાધકને હોઈ જ ન શકે. પ્રત્યેક સ્થિતિ આપણી અપૂર્ણતાની સૂચક હોઈ તેનું જીવંત સ્પષ્ટ ભાન આપણને રહે, તથા એક પ્રકારની દૈવી અસંતોષની પ્રચંડ જ્વાળા અંતરમાં સતત ભભૂકતી રહેવા સાથે ખૂબ ધીરજ પણ હોવી જોઇશે. આમ વિકાસની અદમ્ય તીવ્ર સક્રિય ઝંખના અને અપાર ધીરજનો સુંદર સુમેળ સાધકે સાધવાનો રહે છે.

જીવનના પ્રત્યેક પાસામાં (phase) આપણે સલામતીની સ્થિતિ અનુભવવાનું રાખવાનું નથી—એ બધું જ ચલ છે—અચલ તો એક સનાતન પ્રભુ જ છે, એવું હમેશાં લક્ષમાં રાખવું જોઇએ. જીવનમાં પસાર થતા કે સ્થિર થતા પરિણામના પ્રત્યેક પાસામાં સલામતીની લાગણી (sense) આપણે અનુભવવાની નથી, પણ તે એક ક્ષણજીવી પાસું છે, એમ જ જ્ઞાનપૂર્વક સમજવાનું છે. મન જ્યાં સલામતીની લાગણી

ક્યાંયે, કશામાં યે, રાખવાનું કરે કે અનુભવે, ત્યાં તુર્ત તેનો સામનો કરીને તેવા મનઃપ્રવાહને રોકવો ઘટે. સલામતીની સ્થિતિમાં જ રહેવાની ટેવ પડી જવાથી પ્રકૃતિનું ત્રિગુણાત્મક જોર આપણા ઉપર ચઢી બેસે છે. પ્રકૃતિના એવા જડ જોરને ઘટાડવાને કે નિર્મૂળ કરવાને પણ કશામાં યે આપણી સ્થિતિ સલામત રાખવા દઇએ નહિ, તોજ જૂના સ્વભાવને પલટાવવા માટે—દિવ્ય રૂપાંતર થવા માટે—આપણને સરળતા અને વેગ મળી શકે છે. સલામત સ્થિતિમાં તો સ્વભાવને પલટાવવાને ક્યાંયે અવકાશ રહેલો નથી એટલું જ નહિ પણ ઊલટું તે સ્થિતિમાં પડયા રહેવાથી એ જૂનો સ્વભાવ વધારે દ્રઢ થતો જાય છે.

મનની વૃત્તિઓનાં સ્વરૂપ જેમ અસંખ્ય છે, તેમ તેની ચાલ પણ અનંત અને અનેકમુખી છે; એવું જ સત્ય વિષે પણ કહી શકાય. સત્યનાં શરીર યા સ્વરૂપ પણ અનંત છે. એક સ્થિતિમાં જે સત્ય જણાય, એને પકડી રહીએ તો એનાથી પરનું સત્ય બાકી રહી જાય છે; ને અધુરા કે એક જ બાજુના સત્યને વળગી રહેવાનું બન્યા ન કરે, માટે પણ કશામાં યે આપણી સલામત સ્થિતિ આપણે રાખવા દેવાની નથી. તોજ આપણાથી એકમાંથી બીજામાં, અને બીજામાંથી ત્રીજામાં જવાશે. એકમાંથી બીજામાં, જવા માટે પણ ક્યાંયે આપણે સલામત સ્થિતિ રાખીએ નહિ. સલામતીભરી સ્થિતિ ભોગવતાં ભોગવતાં એક પ્રકારનો જડ સંતોષ આપણને રહ્યા જ કરવાનો, ને એને લીધે તેવી સ્થિતિમાંથી કોઈ અજ્ઞાત (Unknown) સ્થિતિમાં ભૂસકા મારવાનું સાહસ, હિંમત, બળ, જોશ, ઉત્સાહ, ઉન્માદક નિશો, એવું કશું

પણ આપણામાં નહિ આવી શકે; સાહસિકતાને તે ઉત્તેજી નહિ શકે; ને અંતે સલામતીભરી સ્થિતિની મનોદશાને લીધે જ્યાં જેવા પડયા છીએ, ત્યાં જ તેવા ઠીક છીએ એમ માની લેવાને કે મનાવી લેવાને તે આપણને મથાવ્યાં કરશે, નવી સ્થિતિમાં જવાને માટે તે આપણને ખંચકાવ્યા કરશે, અનેક અથડામણો ઊભી કરાવશે, ને માનસિક દુઃખોની પરંપરા ઠાલવશે. આવું ન થાય—થતું ન રહે—માટે સાધકે સલામત સ્થિતિ ક્યાંયે થવા દેવી નહિ. આથી જ કદાચ "સાધુ તો ચલતા ભલા" એમ કહેવાયું હશે. "ચલતા" નો અર્થ સ્થૂલ ચાલવાનો ન કરતાં સતત વિકાસ સાધ્યા કરવો જોઇએ, એવો કરવાનો છે. સાધકની સ્થિતિ પણ એવી જ હોવી ઘટે. મથામણ વિના અમૃત કદી પણ સાંપડવાનું નથી. મથામણ સાધકના જીવન વિકાસાર્થે જરૂરી છે. મથામણ પોતાની અંદર જ માત્ર નહિ, પણ બહારના સંયોગો સાથે પણ જરૂરી છે. કંઇક ને કંઇક નવું શીખવા માટે તે આપણને સાંપડેલી તક હોય છે. જો તેવી સ્થિતિ રાખી શકાય, ભગવાનનો હેતુ સમજી શકાય ને તેની સાથે સાથે સાધનાને યોગ્ય વેગ તથા જીવનમાં જોશ આણી શકાય તો આપણું કલ્યાણ થયા વિના રહી શકે જ નહિ. આવી આંતર બાહ્ય મથામણોના ઇતિહાસ, વૃત્તાંત, આધ્યાત્મિક દૃષ્ટિથી કોઈ સાધકે લખ્યાનું જાણમાં નથી, પણ જો તે સમદૃષ્ટિએ લખાયા હોય તો જગતને અમૂલ્ય લાભ થયા વિના રહે નહિ. જગતનાં યુદ્ધો કરતાં એવાં યુદ્ધોની કિંમત અનેકગણી ચઢીઆતી છે. આપણું દિવ્ય રૂપાંતર થવાની દૃષ્ટિએ તો એવાં આંતરિક યુદ્ધોના ઇતિહાસનો અભ્યાસ અનિવાર્ય અને આવશ્યક છે.

---

# યાદ—ઊર્મિ શક્તિ—સ્વરૂપ

**પ્રિય સ્વજનોને:-**

**ગઝલ**

હૃદયથી વ્હાલસોયાં જે, હૃદયમાં યાદ જગવે તે,
જીવનમાં ભાવ પ્રેરવવા સ્મૃતિ તે કામ ×આવે છે.

હૃદય તલસે, હૃદય ઝંખે, 'ઊડી જાણે જઉં પાસે
અને લઉં ભેટી હૈયાથી' કદિક તે ઊર્મિ જાગે છે.

સ્વજનની યાદ ઊર્મિ જે હૃદય અમ શકિત રૂપે છે,
સ્વજનને મૂર્તિમાં ઘડવા હૃદય—આધાર એક જ તે.

સ્વજનને ભાવના રૂપે સમાયે ભાવમાં જ્યાં તે
શરીર બે સ્થૂળ છો જુદાં ભળે શાં એક રસ ભાવે.

પરસ્પર તો ઠરે છે જ્યાં હૃદય રસ ભાવ એકાગ્રે
પૂરો કેંદ્રિત તે ઠરતાં ઉભય શાં એક લાગે છે.!

**સાયલા**

તા. ૨૦–૯–'૪૭

× આપે છે.

# એક કાગળ

ઘણું વ્હાલાં મા. સૌ. બ્હેન,

ત્રિચિ
તા. ૨૧-૯-'૪૨

તમે જે અનુભવની વાત લખો છો તેવા અનુભવો જેને થાય તેને ભગવાનમાં જ નિરંતર મન રાખ્યાં કરવાનું આપોઆપ બની જવું જોઇએ. જો એવા દૈવી અનુભવો આપણને થાય ને આપણું મન ને જીવન જો તેવું દૈવી બની ન જાય, અથવા તો સતત તેવી અદમ્ય પ્રેરણા જીવનમાં બળતી ન રહ્યાં કરે, તો કાં તો અનુભવ થયાની વાતમાં કંઈ ગડભાંજ હોય, અથવા તો તે અનુભવ સાચો હોય તો આપણી આધાર ભૂમિકા પૂરેપૂરી શુદ્ધ ને પાકી થયેલી ન હોવા સંભવ હોય. એ બેમાંથી એક વસ્તુ હોવી જોઇએ.

સર્વ કંઈ ઇશ્વર કરાવે છે એ વાત તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ સો યે સો ટકા સાચી છે; પરંતુ એ આપણે ત્યારે જ કહી શકીએ કે જ્યારે આપણે પળેપળ ભગવાનના જ ભાવમાં રહ્યાં કરતાં હોઈએ; અને એને જ વશ વર્તીને જીવનમાં પ્રેરાયાં કરતાં હોઈએ. આપણા મનને, ચિત્તને, બુદ્ધિને, પ્રાણને ને અહંના અનેક પ્રકારના વળાંકોને આપણે જો પૂરેપૂરૂં સમજી શક્યાં ના હોઇએ, તો આપણે તેને પૂરેપૂરૂં સમજવું ઘટે. જગતમાં સર્વત્ર પ્રભુની ચેતના શક્તિ જળ સ્થળ બધામાં બધે પ્રસરેલી છે એ વાત સાચી છે. પરંતુ જે, ભગવાનને

શરણે રહીને જીવનને સંપૂર્ણપણે, સર્વભાવે, આત્મસમર્પણ કરીને સર્વાંશે તેના યંત્રરૂપે પોતાને બનાવવા ઇચ્છે છે, તેને પોતાની બાબતમાં, પોતાની જાતનું પોતાની આગળ પાછળના વાતાવરણનું તથા જેના જેના સંબંધમાં આવ્યાં કરીએ તેમનું દર્શન સ્પષ્ટપણે થતું રહેવું જોઇએ. આપણે જે કંઈ કરવાનું છે, તે સમજણપૂર્વક ને જ્ઞાનપૂર્વક, ભક્તિભાવપૂર્વક કરવાનું છે. કોઇ પણ પ્રકારની માન્યતા કે ધૂનના વાતાવરણમાં ઘેરાઈ જવાનું નથી. પ્રભુ જ બધું કરાવે છે એ વાત જો કે ખોટી નથી, તો પણ સાધકને એવું કહ્યે પાલવે એમ નથી. આપણા મનમાં પસાર થતા અનેક વિચારો, આપણામાં ઉદ્ભવતી વૃત્તિઓ, આપણું જેની તેની સાથેનું વ્યદાતદા વર્તન અને આપણા ચિત્તના સંસ્કારો, આપણા આગ્રહો, ટેવ, માન્યતા વગેરે બધું જ્યાં લગી મનમાં ડોકાયાં કરતું હોય, ત્યાં લગી આપણાથી કદી પણ એમ ન કહેવાય કે એ બધું ભગવાન કરાવે છે. એથી તો આપણે ભ્રમણામાં પડી જઈશું. જ્યાં સુધી હજી ભગવાનના ભાવમાં સર્વભાવે દૃઢ થયાં નથી, તેવી સ્થિતિમાં આપણે એવું માનવામાં પડી જઇએ તો આપણને સાચી વસ્તુસ્થિતિનું ભાન નહિ જાગે. આપણે સો ગાઉ ચાલવાના હોય અને પાંચ ગાઉ ચાલ્યાં હોઇએ, ત્યાં આપણે નેવું ગાઉ ચાલ્યાં છીએ એમ જો માન્યાં કરીશું તો તેથી કંઈ નેવું ગાઉ કપાઈ ગયેલા છે, તેવું હકીકતમાં થોડું જ બનવાનું છે ?

---

# જીવન સંભાળતાં રે'જો

ગઝલ

સ્વજન મીઠાં વચન બોલી મને શાં ફોસલાવે છે !
કહ્યું પાળી ન બતલાવે,—હૃદયમાં ઘા પડાવે છે.

જીવનનું સુખ લેવાને, જીવનનું દુઃખ દેવાને
ઉમળકાભેર તૈયારી ન જોતાં, દિલ ભાંગે છે.

અરે ! કોઈ ન બુઝાવો હૃદયના પ્રેમ દીપકને,
અમારી એક આશા તે જગતમાં જીવવા કાજે.

જીવનની સાથ ભળવામાં જીવન–ઉપયોગ કરવાને
સ્વજનથી રાગ યે કરવા અમારું દિલ ઝંખે છે.

જીવનથી એક બનવાને, જીવન કાજે ખરું રળવા
હૃદયનું પ્રાણપંખેરું તડપતું ને તલપતું હા !

અમારે ભાગ લેવો છે સ્વજન કેરા જીવન માંહે,
પરંતુ કોઇ ના અમને હૃદયથી આવકારે છે.

"તમારામાં અમે છીએ" સ્વજન એવું મુખે વદતાં,
ન આવે તે હૃદય પાસે; નિરર્થક ખાલી શાં બકવાં !

હૃદય વિશ્વાસ પ્રેરવવા જીવન—વર્તન ન તેવું જો
થતું કેવું હશે અમને ! વિચારે કોણ એવું સૌ ?

અમારી દુર્દશા કરવા સ્વજન જીવ્યાં કરે, એવું
અમારે જોઈ જોઇને હૃદયમાં ભાંગતાં રે'વું.

જીવનનાં પ્રેમ ને રંગ બીજાં જીવને ચઢવવાને
અમારો લેખ ન્યારો જે, ચઢાવેલો પ્રભુએ છે.

પ્રભુ જોનાર બેઠો છે, પ્રભુ સંભાળનારો છે,
'જીવન સંભાળતાં રે'જો" સ્વજનને પ્રાર્થના મુજ તે.

મદ્રાસ
તા. ૨–૯–'૪૭

---

# આઘાત અને પ્રત્યાઘાત

**આશ્રમ,**
તા. ૨૪-૬ ૪'૩

ઉપજાતિ

**પ્રિય ભાઇ,**

'આઘાત થાય મનને અથડામણોથી
ના સ્પર્શવા પણ ઘટે મનને કશેથી',
એવું સદા મનનું કેળવવું ઘટે તે,
તે ટેવથી મન અલિપ્ત બધાંથી રે'શે.

જેમ જેમ આપણે વધારે ને વધારે આત્મચિંતનથી આપણા પોતાનામાં ઊંડા ને ઊંડા પ્રવેશતા જઈએ છીએ તેમ તેમ આપણને અનુભવ થતો જાય છે કે સ્થૂલ અને સૂક્ષ્મમાં તાત્વિક ભેદ કશો નથી. એ તો અંધકાર અને પ્રકાશની માત્રાઓની માફક એક ઉત્તરોત્તર વિકસતી ને ચઢતા દરજ્જાની થતી હારમાળા છે—series and gradation છે. આઘાત અને પ્રત્યાઘાતની બાબતમાં પણ આજ નિયમ લાગુ પડે છે. "જેવો આઘાત તેવો જ પ્રત્યાઘાત" એ જડ વસ્તુઓમાં પ્રચલિત નિયમ છે. ભીંત ઉપર હાથ પછાડીએ તો જેટલા જોરથી પછાડયો હોય તેટલા જોરથી આપણને વાગે. રૂની બાબતમાં તેવું થતું નથી, પણ ત્યાં પણ જેટલા જોરથી રૂ દબાવીશું તેટલું તે સંકોચાશે. ઇચ્છાપૂર્વકનો પ્રત્યાઘાત કરવો એ જડ વસ્તુનો સ્વભાવ કે ગુણ નથી.

પણ જેમ એક દૃષ્ટિએ જોતાં સૃષ્ટિમાં 'જડ' જેવું કશું જ નથી, બધું જ ઓછા વત્તા પ્રમાણમાં ચૈતન્યમય છે, તેવી જ રીતે આઘાત–પ્રત્યાઘાત સંબંધમાં પણ વિકાસ, ચૈતન્યના વિકાસના પ્રમાણમાં, થતો જાય છે. પશુઓમાં ખાસ કરીને નર નહિ પણ નારી જાતિમાં, અજાણમાં થયેલા કે રમતમાં કરેલા પોતાનાં બચ્ચાંનાં દુઃખ દેનારા આઘાતો મા પ્રેમથી સહી લે છે; પણ એ જ મા બીજાંના આઘાતો પ્રત્યે ઉલટા વિશેષ જોરથી પ્રત્યાઘાત કરે છે. પશુઓમાં જે વેરવૃત્તિ સાધારણ રીતે જોવામાં આવે છે, તે પણ આઘાત–પ્રત્યાઘાતના ભૌતિક સિદ્ધાન્તનું સૂક્ષ્મ સ્વરૂપ છે. માનવીમાં પણ વેરવૃત્તિ છે ને તેટલે અંશે તે પશુ છે. માનવીમાં પણ જેમ નીચી કોટી તેમ, આઘાત જેવો જ પ્રત્યાઘાત અને શક્તિ હોય અને કડતો આઘાત હોય તો વધારે દુઃખ દેનારો પ્રત્યાઘાત–એવો નિયમ પ્રવર્તતો હોય છે. ભલું કરનારનું પણ ભૂંડું કરનારના કિસ્સા માનવીમાં બને છે, કેમકે માનવીમાં છેક હલકી જાતથી છેક ઊંચી જાત સુધીનાં થરોની શકયતા છે. વળી એવા ભૂંડું કરનારા ઉપર સંસ્કાર, પ્રારબ્ધ, ઇતર જનોનાં કર્મો વિગેરેના એવા આઘાતો પડેલા હોય છે કે તેના પ્રત્યાઘાત તરીકે જ તે વ્યક્તિ–વ્યક્તિમાં ફેર જોતો નથી અને સ્વભાવવશ સહાય રહીને ઉપકારનો બદલો અપકાર વડે આપે છે. પણ એકંદરે માનવી પશુ કરતાં આઘાત–પ્રત્યાઘાતના નિયમને ઓછો વશ હોય છે. પોતાની વેરવૃત્તિ શાંત કરવા અને આઘાતથી થતા દુઃખને ખમાવવા માનવીએ અનેક જાતનાં બીજાં બળો ઉત્પન્ન કર્યાં છે. રૂઢિ, પોતાનો જ જાગૃત પ્રયત્ન, સંસ્કારાદિથી માનવી પેલા નિયમથી થોડો ઘણો પણ મુક્ત રહી શકયો છે.

આવાં જ કારણોસર માનવી **જીવનનું** પણ જેમ જેમ ઊર્ધ્વગમન થતું જાય છે, તેમ તેમ આઘાતની સાથેના એના પ્રત્યાઘાતમાં ફેર પડતો જાય છે. દુઃખદ આઘાતની સામે તરત જ વેર જેવો પ્રત્યાઘાત એ એની પ્રકૃતિની પ્રેરણા છે; પણ એ જ પ્રકૃતિમાં સ્વવિકાસનો ગુણ રહેલો હોવાથી, માનવીનું એવું નિર્માણ ( Destiny ) હોવાથી, તેનામાં બીજી સામી પણ પ્રેરણા રહેલી હોય છે ને તેના બળ વડે પેલા નિયમને માનવી પોતાને વશ રાખવામાં ઉત્તરોત્તર વિશેષ શક્તિમાન થતો જાય છે. ઘણી વાર મનમાં અત્યંત તિરસ્કાર અને દ્વેષ હોય પણ બહારથી મીઠાશથી વર્તતા માનવીઓ આપણે જોઇએ છીએ. તેઓ તેવું વર્તન રાખી શકે છે કેમકે તેમનામાં બુદ્ધિએ સમજણનું એક નવું બળ આપ્યું છે, ને તેથી તેઓ જાણે છે કે મીઠાશભર્યું વર્તન ન રાખવાથી તેમને પોતાને જ હાનિ થશે. આ થયું કેવળ વિચારને લીધે આઘાત–પ્રત્યાઘાતના નિયમનું નિયમન. આગળ જતાં માનવી બુદ્ધિ અને હૃદય બન્નેનાં બળોનો એટલો જમાવ કે વિકાસ કરતો થાય છે કે આઘાત અને પ્રત્યાઘાત વચ્ચે તેથી અંતર્પટો વધારે ને વધારે ગાઢ થતાં જાય છે અને છેવટે આઘાત અને પ્રત્યાઘાત એ બે ક્રિયાઓ જુદી જ પડી જાય છે. આમાં પણ વધતું જતું પ્રમાણ—Gradation—છે. શરૂઆતમાં આઘાતની સામે વેરવૃત્તિ ઉપજે પણ વર્તનમાં તે અંકુશમાં આવે, તે પછી વાણીમાં પણ અંકુશમાં આવે, તે પછી મનમાં પણ એટલા પ્રમાણમાં અંકુશમાં આવે કે વેરવૃત્તિ ઉપજે તો નહિ જેવી જ, પણ એવા આઘાતોથી દુઃખ ઘણું થાય. ઘણીવાર આ દુઃખ વાણીમાં વ્યક્ત થઈ

જાય છે અથવા ઊંડો ઊંડો રોષ કોઇ બીજા ઉપર ઠલવાઈ જાય છે. એકના ઉપરનો રોષ બીજા ઉપર કઢાય છે, તેમાં સમજણ, લાગણી વિગેરેનો થોડોક સંયમ જ કારણભૂત છે. સંયમે રચેલો એ અંતર્પટ એટલો ગાઢ થતો જાય છે કે છેવટે કોઈપણ આઘાત થાય ત્યારે તેનો બદલો કેમ વાળવો, તેના પરિણામે મનમાં પણ કેવી વૃત્તિ ઊઠવા દેવી, કેવો ભાવ થવા દેવો એ બધું પોતાના હસ્તકની, પોતાના કાબુની વાત છે એવો સાધકને અનુભવ થાય છે. અલબત્ આની પાછળ ઘણો પુરુષાર્થ, એકાગ્ર ચિંતન ને કુશળ વર્તન, પ્રભુકૃપા, ઇત્યાદિ અનેક સાધનોની આવશ્યકતા છે, તેમ છતાં એ શક્ય છે અને સાધ્ય છે. શરૂઆતમાં જે આઘાતોથી ઘણું દુઃખ લાગે તેવા જ પ્રકારના આઘાતોથી ઓછું ને ઓછું દુઃખ લાગતું જાય અને છેવટે તો બિલકુલ દુઃખ ન લાગે એવી મનોદશા જરૂર કેળવી શકાય છે. પણ આ સ્થિતિ અને જેને નઠોર માનવી કહેવાય છે એવાની મનોદશા એ બેમાં ઘણો ફેર છે. માનવીનામાં ગમે તે રીતે આનંદ મેળવવાની અથવા દુઃખને હળવું કરવાની કુદરતી પ્રેરણા હોવાથી કેવળ એવી સ્વભાવની પ્રેરણાને જ વશ થઈને કેટલાક માણસો અમુક જાતના આઘાત તરફ જડ બુઠ્ઠા—નઠોર થઇ જાય છે. અમુક જાતની અમુક માણસો પાસેથી કઠોર વાણી સાંભળવાની તેવાઓને એવી ટેવ પડી જાય છે કે પછી તેમને તે બાબત દુઃખ નથી લાગતું. પણ આ તો કાચબો જેમ પોતાનાં અંગો પોતાની ઢાલની અંદર સંકેલી લે છે તેના જેવું છે. એ કંઇ આધ્યાત્મિક દૃષ્ટિએ ઉચ્ચ માનસનું લક્ષણ નથી. પણ જ્યારે જ્ઞાનપૂર્વક સહન-

શીલતા કેળવાય છે ત્યારે ઉદ્વેગ તો ક્યાંયે જતો રહે છે એટલું જ નહિ પણ પ્રસન્નતા ઘણી વધારે રહે છે, તે સાથે પોતાનું શ્રેય કેવી રીતે, કેવી જાતના વર્તનથી થશે તેની સૂઝ તેને પડતી જાય છે, ને કોઇપણ આઘાતનો જવાબ તે નીચલા થરના માનવી કરતાં જુદી જ રીતે વાળે છે. પછી તો જ્ઞાનપૂર્વક યોગ્ય રીતે આઘાતનો પ્રત્યાઘાત કરવાની એને એટલી સહજ જ્ઞાનયુક્ત ટેવ પડી જાય છે કે તે જ એનો સ્વભાવ થઈ જાય છે, અને આઘાત આપનાર વ્યક્તિ પ્રત્યે પ્રેમ રાખીને તેનું કલ્યાણ જ થાય તેવી રીતે તે વર્તી શકે છે. આમ આઘાત પ્રત્યાઘાત વચ્ચે શુભ હેતુનું અને આંતર્શુદ્ધિનું પટ આવી જાય છે. આવો સંતાત્મા આઘાત કરનાર વ્યક્તિ પ્રત્યે પ્રત્યાઘાત તરીકે ગુસ્સે ન જ થાય ને એને નિર્દય–કઠોર–લાગે એવું વર્તન ન જ કરે એવું કંઇ નથી. સંતાત્મા અમુક આઘાત પ્રત્યે કેવી જાતનું વર્તન રાખશે એ અગાઉથી કહેવું અશક્ય છે. એ તો પરિસ્થિતિને યોગ્ય અને સામાનું કલ્યાણ થાય એવું વર્તશે. પછી જગતની નજરે ભલે એ વર્તન યોગ્ય ન દેખાય. એનો એવો ગુસ્સો થવાનો કે કઠોર રીતે વર્તવાનો પ્રત્યાઘાત પણ સહેતુક–ભાનપૂર્વક હશે. એ ક્રોધ સ્વભાવવશ નહિ હોય–પ્રકૃતિજન્ય નહિ હોય–પણ સામાનું કલ્યાણ થાય એવી રીતે જ એટલા પ્રમાણમાં જ તે વ્યક્ત થતો હશે ને તેથી સંપૂર્ણ ભાન અને જાગૃતિપૂર્વક કરાયેલો ક્રોધ હશે.

અલબત્ આવી જાતનું વર્તન પારખવું સહેલું નથી, પણ જેમ જેમ સાધક આંતર્શુદ્ધિ મેળવતો જાય છે તેમ તેમ એને પ્રકૃતિ–વશ પ્રત્યાઘાત અને સંતના સહેતુક કલ્યા-

ણુકારી પણ પ્રકૃતિ–વશ જેવા જ દેખાતા પ્રત્યાઘાત વચ્ચે રહેલો ઊંડો ભેદ સમજાતો જાય છે, અને અમુક પ્રસંગે કોનો કેવી જાતનો પ્રત્યાઘાત છે તેની પણ સમજણ પડતી જાય છે. સામાન્ય રીતે તો માનવીનું વર્તન એટલું બધું પ્રકૃતિ–વશ હોય છે કે "આઘાત શબ્દનો રૂઢ અર્થ તો "દુ:ખ" કે "મારવું તે" છે. પણ આઘાત એટલે કશાનું કશા સાથે અથડાવું, સંપર્કમાં કે સંબંધમાં આવવું તેવો અર્થ પણ સંતાત્માને વિષે થઇ શકે છે. સદાય પ્રસન્નાત્મા હોવાથી, સમુદ્રનાં મોજાં ખડકની સાથે પછડાઈને જાતે જ "પ્રત્યાઘાત" પામીને વેરવિખેર થઇ જાય છે, તેમ એવા જગતની દૃષ્ટિએ દુ:ખ દેનારા આઘાતો તેવા સંત સાથે અથડાતાં પાછા ફરે છે અને આઘાત કરનારમાં જ તેનો પ્રત્યાઘાત થાય છે. સંતની સામે વેર રાખનારની વૈરવૃત્તિ આવી જ રીતે પાછી ફરીને વૈરીને જ નુકશાન કરે છે. પેલા સંતને શારીરિક હેરાનગતિ જરૂર થાય, પણ દેહથી પર હોવાથી તેને તે "હેરાનગતિ" લાગતી નથી, અને લાગે તો પણ એમાં તે પોતાનું પ્રારબ્ધ જ ભોગવી લે છે એમ સમજીને સ્વસ્થ રહે છે ને જરા પણ દુ:ખી, મનથી થતો નથી. બાળક કડવી દવા પીતાં રડે છે, પણ ઉંમર વધતાં તેને સાધારણ રીતે તેનું દુ:ખ જરા પણ લાગતું નથી તથા કેટલાક તો ટેવ પાડીને પોતાનું મોં પણ વિકૃત થવા દેતા નથી, તેના જેવું જ આ છે.

આમ આઘાત–પ્રત્યાઘાતનો નિયમ સાર્વત્રિક હોવા છતાં તેની ઉપર જવું શકય છે એટલું જ નહિ પણ પ્રકૃતિમાં જ એવો એક બીજો ગુણ છે કે જેની મદદ વડે એ

નિયમની પર થઈ શકાય છે. આઘાતનો બદલો ગુસ્સામાં ન આપવો, પણ તેથી દુઃખી થવું એ આઘાત–પ્રત્યાઘાતના નિયમને હળવા પ્રકારે વશ થવાપણું છે અને એટલી એ કચાશ જ બતાવે છે. એથી પણ પર થવું કંઈ સુસાધ્ય નથી તેમ અસાધ્ય પણ નથી.

---

# સ્વજનને પોકાર

### ગઝલ

સ્વજનને યાદ કરવાનો જીવન–લ્હાવો અનેરો છે,
અને એ યાદમાં કેવા પ્રસંગો યે વણાયા છે!

કરી કરી યાદ વ્હાલાંને રહ્યું છે જીવવું હૈયે
સ્વજન સામી ય ના ફેંકે નજર સરખી ય મુજ સામે!

હૃદય ઝૂરતું, હૃદય ઝૂરતું હૃદય ઝંખી મરે તોયે
સ્વજન પોતે રહે કેવાં અરે! અતડાં હૃદય માંહે!

નથી ફરિયાદ કરવાની અમારે કોઈની પાસે
અમારૂં એકલું જીગર અહા! સર્જાયું સહવાને.

દયા ના કોઇને જાગે, સ્વજન નિષ્ઠૂર કેવાં છે!
મળેલાં કોઈ ના 'મારો' કહી પોકારતાં મુજને.

અમારે ચાહી ચાહીને બધાંનો પ્રેમ લેવો છે,
અરેરે! પ્રેમને બદલે સ્વજન અવહેલના દે છે.

નકારે છે સ્વજન અમને, કરે છે દૂર સ્વજન અમને,
અમારે તો ય વળગીને રહેવાનું રહ્યું હૃદયે.

**કુંભકોણમ**
તા. ૨૩–૮–'૪૭.

---

## સ્વપ્નમાં ચિત્તના સંસ્કારોનો ક્ષય

સાયલા,
તા. ૧૭–૧૨–'૪૩

પ્રિય ભાઇ,

જ્યારે આપણે ઊંઘમાં હોઈએ છીએ ત્યારે મન સિવાયની સ્થૂળ દસેય ઇંદ્રિયો પોતપોતાના કામમાં જાગૃતપણે રહેલી હોતી નથી, પરંતુ તેથી કાંઇ તે તે ઇંદ્રિયોમાંથી સૂક્ષ્મપણે રસ લેવાની કે ભોગવવાની વૃત્તિ ઊંઘમાં ચાલી ગઇ હોતી નથી. ઊલટું ઇંદ્રિયોનું સ્થૂળપણું નીકળી ગયેલું હોવાથી ચિત્તમાંથી ઊઠેલા સંસ્કારો, વૃત્તિઓ અને તેમાં રહેલો રસ, આપણી દિવસની પ્રવૃત્તિમાન દશા કરતાં ઘણા બળવત્તર પ્રમાણમાં ભોગવાતાં રહે છે. આવી સ્થિતિમાં જે સંસ્કારો ઊઠ્યા હોય તેમાં કાળ અને સ્થળનો પણ લય થઈ જતો હોય છે; અને ઇંદ્રિયોથી એકાકારપણે તેમાં તેમાં આપણે સવિશેષ પ્રવૃત્ત રહ્યાં કરીએ છીએ, તેથી દિવસના પ્રવૃત્તિમાં થતાં કર્મોના કરતાં પણ સ્વપ્નમાં જાગતા સંસ્કારો-ના ઉદયમાં વધારે બંધનમાં જકડાયાં કરતા હોઇએ છીએ. દિવસના પ્રવૃત્તિનાં કર્મોમાં જે કંઈ વિચાર કે વૃત્તિ થાય, તે તે તાત્કાલિક ફળવામાં અનેક અંતરાયો તેમાં રહે છે. **જીવ** તેથી તે તે વિચાર કે વૃત્તિને પૂરું ભોગવી શકતો હોતો નથી. જ્યારે ઊંઘમાં સ્વપ્નની અંદર જે વિચાર કે વૃત્તિ ઊઠે, તે તો એકદમ આકાર લઈ લેતાં હોય છે, તેમાં માનવીનું મન પૂરેપૂરું ભોગ ભોગવતું હોય છે.

પરંતુ જેમ 'જાગૃત' દશામાં આપણને ઊઠતા વિચારોની આસક્તિમાં આપણે ન રહીએ, અને તેને પરિણામે

ઊઠેલા વિચારોમાં આપણું મન ન પરોવીએ અને રસ લેતા બંધ થઇએ, તો જ ધ્યાનમાં ઊઠતા એક એક વિચાર સાથે તેના આનુષંગિક બીજા વિચારને સંકળાવા દેતા અટકાવી શકીએ છીએ, તેવું જ ઊંઘમાં સ્વપ્નદશાનું પણ છે. સાધક જેમ જેમ ભગવાનની કૃપાથી જાગૃત દશામાં નિરાસકત બનતો જાય છે, નિરાગ્રહી બનતો જાય છે, તેમ તેમ તેના વિચારોની સાંકળ મનમાં જોડાતી બંધ થવાનું બન્યાં કરે છે. જે સંપૂર્ણ નિરાસકત બને છે, તેને વિચારો કર્યાં પછી કર્મોમાં પેસવાનું બનતું નથી, તે તો આપમેળે જ, સહજપણે, સરળપણે પોતાનાં કાર્યો કરતો હોય છે. તેમ છતાં એવાને પણ પ્રારબ્ધ રહેલું હોય છે. એવો સાધક ઉચ્ચાત્મા ચિત્તમાં પડી રહેલા પ્રારબ્ધના સંસ્કારોને સ્વપ્નમાં પણ સ્ફુરાવીને સ્ફુરાવીને અથવા એ સંસ્કારો પોતાના સ્વભાવ પ્રમાણે સ્વપ્નમાં ઊઠે ત્યારે સ્વપ્નમાં પણ તે પ્રતિ જાગૃતપણે તટસ્થ રહીને, તેમાં રસ ન લઇને તે સંસ્કારોને આપોઆપ વહેતા જતાં અને તેમના પટ પ્રમાણેનો આકાર લેતાં અટકાવે છે. એવી રીતે આપોઆપ સ્વપ્નમાં જે સંસ્કારો ઊઠે છે, તેના વલણ કે વહેણમાં પોતે જાગૃતિભર્યો તટસ્થભાવ રાખ્યાં કરતો હોવાથી તે સંસ્કારો તેનામાં નવું કર્મ બંધન ઊભું કરતા નથી. આમ જ્યારે જ્યારે વિચારો કે સંસ્કારો આપણને સ્પર્શ કર્યા વિના, આપણને લેપ લગાડ્યા વિના, આપોઆપ વહી જતા હોય, ત્યારે ત્યારે આપણે તેટલા પ્રમાણમાં ખાલી થતા જઈશું. ઉપર જણાવેલી સ્થિતિનો સાધક એવી રીતે ચિત્તમાં પડેલા બધા સંસ્કારોને ખાલી કરી નાંખે છે. પોતાના પ્રારબ્ધને ભોગવી નાખવાનો આ પણ એક રસ્તો છે; પણ આ એક જ રસ્તો છે એમ માનવાનું નથી.

આ ઉપરથી સમજાય છે કે દિવસની પ્રવૃત્તિમય દશામાં ઊઠતા વિચારોની સાથે જો આપણે સાંકળો જોડાવા ન દઇએ તો આપોઆપ આપણામાં તટસ્થતા કેળવાતી જશે; ને તે તટસ્થતાનો ભાવ પ્રત્યક્ષપણે, પ્રત્યેક કર્મ કરતી પળે તેના અંતરમાં જો જીવતો થયેલો હશે, તો તેવો તટસ્થતાનો ભાવ સ્વપ્નની બાબતમાં પણ ઉપયોગી થઈ પડશે. તેમ થતાં આપણી આસક્તિ પણ ઘટશે. વિચારોની સાથે સાંકળ ન જોડાવા દેવી એ સાધનાનું એક મુખ્ય અંગ છે. તેથી અવારનવાર એ બાબતમાં જ્યારે જ્યારે તેવી માનસિક સ્થિતિ (સાંકળ જોડાઈ જવાની દશામાં) આવી પડે ત્યારે સાધકે જાગૃતિ રાખ્યાં કરવી. પરંતુ **તે તરફ જ ભાર એણે આપ્યાં ન કરવો ઘટે. સહજપણે ભાર તો એનાથી સાધનામાં જ આપ્યાં કરવાનો બનવો જોઇએ.** સાધનાના જોશમાં કે જોશને લીધે જ અથવા સાધનાથી નીપજતા પરિણામને લીધે જ આપોઆપ તેની તેવી સ્થિતિ થતી જવાની છે એમ તેણે જાણવું. આવું થતાં પહેલાં પણ જ્યારે જ્યારે વિચારોની સાંકળોમાં પરોવાતાં હોઇએ ત્યારે તેનો તુરત જ આપણને ખ્યાલ જાગવો ઘટે. ને ખ્યાલ જાગીને જો ચેતી જવાનું બને તો જ તે સાંકળો જોડવાનું કાર્ય અટકી શકે. આવી રીતે પ્રત્યેક વિચારની સાથે સાંકળ ન જોડવાનું ભાન જેને જાગે છે ને એવી જીવતી ચેતનાપૂર્વકની જાગૃતિ જેનામાં જાગી છે, તેજ સાચો સાધક છે.

પરંતુ જેણે જીવનની સાધનાની શરૂઆત કરી છે, એવા સાધકોથી તો ઊંઘમાં ઊઠતા સંસ્કારોમાં પોતાનું મન ન જાય એવી હૃદયની જાગૃતિ રાખી શકાતી નથી. તેથી

સાધક દિવસના સર્વ વ્યવહારમાં કાળજીપૂર્વક અભ્યાસથી તે તે બધું કરતો હોવા છતાં તેમાં આસક્તિ રાખ્યા વિના, ના ભેળાવાનો ચેતનાયુક્ત જાગૃતિભર્યો પ્રયાસ કર્યાં કરશે; એટલે કે તે તે કર્મમાં શ્રી પ્રભુની ભાવના ને ધારણા રાખીને પ્રવર્તવા મથ્યાં કરશે, ને તેમાં તે જેટલો સફળ થશે તેટલે અંશે તેના આધારે રાતના ઊંઘમાંનાં સ્વપ્નમાં, તેમજ તે સમયના સંસ્કારોમાં અલગપણે રહી શકવાને તે સમર્થ નીવડી શકશે. વળી ઊંઘની જરૂર શરીરને જ છે. પણ 'પ્રાણ' અથવા તો એવું જે સૂક્ષ્મ તત્ત્વ અંદર પડેલું છે અને જેને આપણે કર્મનું પ્રેરક તત્ત્વ કહીએ છીએ, તે તો ઊંઘતું હોતું નથી. એટલે ઊંઘમાં આપણને આપણું ભાન રહે, આપણે સચેતન રહીએ, એવી ઊંઘની સ્થિતિ સાધકની થઇ જાય તો જ એની સાધના થતી રહે છે એમ જાણી શકાય. એવું થવું ઘણું જરૂરનું પણ છે. એની મહત્તા વધારે ને વધારે જ્યારે હૃદયમાં સાધકને સમજાશે ત્યારે તે એને મેળવ્યા વિના રહેવાનો નથી. આને માટે તે સૂતાં પહેલાં ને દિવસ દરમ્યાન પણ ખૂબ ઉત્કટ ઝંખનાપૂર્વક ભાવનાથી હૃદયના ઊંડાણમાંથી પ્રેરાઇને એક ભાવે પ્રાર્થના કરશે; ને એક પણ દિવસ તેવી પ્રાર્થના કર્યા વિના તેને ચેન નહિ પડે. એમ તો પ્રત્યેક કર્મના અંતરમાં એના હૃદયનો પ્રાર્થનાભાવ આગળ જતાં તો પ્રત્યક્ષ જીવતો બન્યાં કરવાનો છે. એવું થતાં સાધક કર્મનાં નવાં બંધનમાંથી ઊગરી જવાની શકયતા પર આવી ઊભે છે.

એવા સાધકને દિવસમાં જેટલી જાગૃતિ હોય છે તેના કરતાં વધારે જાગૃતિ તે રાત્રે રાખી શકશે; અને આમ રાત્રે

ચેતનાભરી જાગૃતિથી મેળવેલું બળ તેના દિવસના વ્યવહારમાં તટસ્થતા જાળવવા માટે ઉપયોગનું થઈ પડે છે. આમ સાધક જ્યારે ઊંઘમાં, રાત્રિના વખતમાં, સ્વપ્નની દશામાં, અંતરમાં અંતરથી જાગૃતિ અનુભવ્યાં કરતો હોય છે, ત્યારે ચિત્તમાંના ઊઠતા સંસ્કારો, કે જે સ્વપ્ન વાટે અથવા બીજી રીતે વ્યકત થતા હોય છે, તેને રસથી ભોગવવામાં કદાપિ પણ મંડયો રહી શકશે નહિ. પરંતુ તે તેનાથી અલગ રહેવાને સતત પ્રયત્નશીલ રહેશે. આવી ચેતનાભરી જાગૃત અલગતા ત્યારે જ શકય છે કે જ્યારે સાધક પોતાનાં બધાં જ કર્મો પોતાની સાધનાની દૃષ્ટિએ જ કર્યાં કરશે. કર્મનાં આદિ, મધ્ય ને અંતમાં શ્રી ભગવાનની ભાવના અને ધારણા સાથે સંકળાઇને જ તે બધું કર્યાં કરશે. તેથી તેનામાં પોતાનું **અહં**, તથા આસકિત અને આગ્રહો ઘટવાનો પૂરો સંભવ **રહે** છે. જે **જીવ**ને કર્મના આદિ, મધ્ય ને અંતમાં ઝાઝા વિચારો ઊઠે છે, તે **જીવે** સાધનાનું પહેલું પગથિયું પણ માંડયું નથી એમ જાણવું ને માનવું. સ્વપ્નમાં જે **જીવ** ચેતનાભરી જાગૃતિ રાખી સ્વપ્નને વહી જવા દે છે અથવા તેની સાથે ચેતનાયુકત સમતા ધારણ કરી શકે છે, તેવો **જીવ** જ પોતાના કર્મ–પ્રારબ્ધને પોતાનામાં અસર કરતું અટકાવી શકે છે.

---

# સ્મરણુ—વેદના.

**હરિગીત.**

વ્હાલાં જનોનું સ્મરણુ એ મુજ હૃદયનો આધાર છે;
વ્હાલાં જનોનાં સ્મરણુમાં મુજ ભાવનાનો દેશ છે;
વ્હાલાં જનોનું સ્મરણુ એ જીવન–પ્રવેશની પળ મળે,
વ્હાલાં જનોનાં સ્મરણુમાં કંઈ ચિત્રપટ ઊગે, મરે.

વ્હાલાં જનોનાં સ્મરણુમાં હૈયું રસીલું ન્હાય છે,
ન્હાતાં છતાંયે ના ધરાયે સ્મરણુ કારસું, પ્રિય તે;
સુમેળ જીવનની મઝા કો ભાગ્યશાળી પામતાં
એવાં સ્વજન! તમને હૃદયમાં ઇચ્છું ભોગવતાં સદા.

રાખો કૃપા, રાખો દયા, પાલવ પડયો પામર હું તો,
'તમ જીવન–સુખની વાંછના'—એ સુખ મારું,—આપજો;
હૈયે મને મુંઝવણુ થતી કો કો તમારા સ્મરણુમાં,
હું શું લખું? ને સમજશે કો ગૂઢ મુજ એ વેદના?

**કુંભકોણુમ**
તા. ૧૭–૮–'૪૧



# પ્રેમનું અદ્વૈત

**શાર્દૂલવિક્રીડિત.**

આજે એક બન્યાં તમે જીવનમાં 'પત્ની' 'પતિ' ભાવથી,
એને વર્ષ વિત્યાં કંઈક કરતાં;—ના એક તો યે હજી;
છે આ વિશ્વ સમસ્ત એક બનવા એ કાજ સંસાર છે,
એ હેતુ તણું જ્ઞાન, ભાન જીવતું રાખી જીવો જીવને.

સાચા પ્રેમ તણો થતાં ઉદય જ્યાં તૂટે દિવાલો બધી,
પામો જીવન-એકતા સકળમાં રે' જોવું તે ભાવથી;
સદ્ભાવે કરી જીવતાં જીવનનો લ્હાવો કંઇ ઑર છે!
એવું જીવન ગાળતાં જગતમાં તે ધન્ય જીવો ખરે.

એ પ્રાણાર્પણ તો થવું સહજ છે, કિંતુ પૂરૂં ભાવથી
હૈયાંથી મન એકમેક જીવવું એ દોહ્યલું કર્મથી;
સર્વે અંતરનાં પટો હઠી જઇ એકાત્મભાવે થવું,
એ તો કેવળ સાધના થકી બને એ જીવવું દોહ્યલું.

સૌ સામાન્ય પથે બધાં જગજનો ચાલ્યાં કરે તે મહીં,
શો પુરુષાર્થ રહ્યો મહા? રસ કશો તે જીવને શો વળી?
જેમાં મૌલિકતા નથી જીવન તે મિથ્યા જીવ્યું જાણવું,
જેમાં છે બલિદાન, યજ્ઞ-તપ છે એ જીવ્યું, જીવ્યું ભલું.

સાચું એક જ તે સમર્પણ થયું, જેના વડે જીવને,
શક્તિ ઉદ્ભવતી અનુભવી શકો, એ માપ એનું હૃદે;
"જેણે જીવનસાધના પથ વિષે છે ઝંપલાવ્યું ખરે,
એનાં આવરણો થતાં અલગ રે'" જાગે અનુભૂતિ એ.

એવાં લક્ષણ, માપથી, સમજથી જે જે જીવે, સાર્થ તે,
ભૂલાવાપણું ના રહે કંઈ કશે એ જીવને આખરે;
એવું જે જીવતો રહે સમજીને ના ભોળવાવાપણું
એને ક્યાંય, વિકાસ કાજ સઘળું તે તો કરે *ભાવ શું.

જે જે સર્વ કર્યા કરે સઘળું તે પોતાની કાજે કરે,
પોતાનો જ વિકાસ ભાવ ધરીને એ કર્મ જે તે કરે;
તે જે જે કરતો રહે પ્રભુપદે ભાવે ધર્યાં શો કરે !
એવા યજ્ઞ-સમર્પણે રસ થતાં, તે જીવવું સત્ય છે.

કાલે જે ન હતાં કશું સમજતાં તે ખ્યાલ આજે ચગે,
જે ખ્યાલે ચઢતું હતું કદીય ના તે ભાવ આજે ઊગે;
એ યે જીવનમાપ છે જીવનનું તે ખ્યાલ ધારી સદા,
હૈયા ભાવથી તો હળીમળી સદા જીવો ભલાં ! તાનમાં.

બન્ને એકબીજાની કાજ જીવને હોમાવું સ્હાજો ભલું,
બન્ને એકબીજાની સાથ રહીને પંથે ધપો વેગીલું;
બન્ને એક બીજા વિષે હૃદયમાં એકાત્મભાવે ચહી,
એવી સર્વ કમાણી જે કંઈ કરો, અર્પો પ્રભુપાદશ્રી.

એવી શી રચના જગે વિધિ તણી ! કોઇય ના જોડલું
ભાવે ભાવથી યુક્ત ક્યાંય દિસતું કે બંધ જે બેસતું;
કોઈમાં ગુણ એક તો અવરમાં લીલા બીજી લાગતી,
જે છે એક વિષે, ન તે અવરમાં; એવી ભરી શી ખૂબી !

---

* ભાવ સાથે

એવી ગૂઢ રહસ્ય યુગ્મ-રચના ના વ્યર્થ,-ખાલી-દીસે,
એનો હેતુ પરસ્પરે જીવનને મેળે ઘડાવા ખરે;
જ્યાં ના છે સરખાપણું જરૂર ત્યાં સંઘર્ષણો થાય છે,
એ સંઘર્ષણ જીવ ને ઉભયને પંથે ઊંચે પ્રેરશે.

એવી સૌ અથડામણો ઉભયથી જ્યાં જ્યાં થતી ભાળશો,
ત્યાં હેતુ તણું જ્ઞાન જાગૃત હૃદે પામી શકાતાં, રળો;
ને મેળાપ થવો પરસ્પર જગે બે જીવનો વ્યર્થ ના,
'એ તો સર્વ વિકાસ-યોગ્ય રચના', એ જાણી, મ્હાણો કૃપા.

બન્ને જીવન ધ્યેયમાં રત થઈ એ પંથમાં જીવતાં,
સ્હેવાનું કંઈ આવતાં તપ ગણી તે તે સ્વીકારો સદા;
કોઈ કોઈથી ઊંચું નીચું નવ છે, જે જે મળે સર્વ તે
પોતાના જ વિકાસ કાજ મળિયું, તે તે ગ્રહો જીવને.

જે જે સર્વ થયાં કરે જીવનનો જો હેતુ ત્યાં ભાળશો,
તો મિથ્યા નવ તે જશે, પણ નવું તે જીવને પામશો;
ને આભાર પ્રભુ તણો હૃદયથી તે કાજ શો માનશો!
શા ભાવે કૃતકૃત્ય આપ થઇ ત્યાં એને ઊંડું ચિંતવશો!

જે જે સર્વ થયાં કરે પ્રભુ તણો જે હાથ ત્યાં નીરખે,
એને તે સહુ પ્રેરણાત્મક બને ને જીવને તે વધે;
જ્યાં જ્યાં વિઘ્ન, કૃપા ત્યહીં પ્રભુ તણી માની સદા જીવતાં,
આપોઆપ થયાં જશે જીવનનું કલ્યાણ ત્યારે, ભલાં!

ગ ઝ લ

"જીવન એ તો તપશ્ચર્યા" જીવનની એ સમજ જેને,
જીવનની, દુઃખથી, એને સમસ્યા ગૂઢ ઉકલે છે.

શાર્દૂલવિક્રીડિત

એવું જીવન હર્ષથી પ્રભુપદે જે જે સમર્પ્યા કરે,
એને જીવનમાં પડે રસ ખરો ભાવે જીવ્યામાં હૃદે;
'એવું જીવન તો થવા ઉભયનું' તે ભેટ આજે ચહું,
એવા જીવનનું સમર્પણ કરી બન્ને જીવો *એક શું!

અનુષ્ટુપ

જીવને નિત્ય ને નિત્ય ત્યાગ—યજ્ઞ—સમર્પણ,
સ્વભાવે, પ્રકૃતિથી, શા કરે આપ્યાં બધા જીવ.

વિકાસ પ્રકૃતિજન્ય એમ સૌનો થયાં કરે,
વિકાસ પ્રકૃતિજન્ય થકી ના જ્ઞાન ઉદ્ભવે.

ભાવના, જ્ઞાન છે જેનાં ત્યાગ—યજ્ઞ—સમર્પણે,
હેતુ જીવનનો તેમાં લાગે, તે બદલાય છે.

જીવને આપતાં રે'જો ત્યાગ—યજ્ઞ—સમર્પણો
ભાવના જ્ઞાનથી યુક્ત; તો **રૂપાંતર** પામશો.

**સાયલા**
તા.૧૭-૪-'૪૬

* એકની જેમ

# અનુષ્ઠાનનું મહત્ત્વ

ટ્રિચિ,
તા. ૯-૨-'૪૩

કોઇ પણ વિષય કે કાર્યક્ષેત્રમાં કોઇ સારો ને સહૃદયી શીખવનાર પ્રત્યક્ષપણે મળી જાય તો તે વિષય કે કાર્યક્ષેત્રમાં કુશળતા મેળવવી શીખનારને ઘણી સહેલી થઇ પડે છે. પોતાના કુટુંબની જ કોઇ વ્યક્તિને વેપાર શીખવવાનો હોય છે, તો વેપારી તેને એકની એક ઘરેડમાં રાખી મૂકતો નથી. નવું નવું કામ શીખવાને જે તકો અને પ્રસંગો એવા અંગત સંબંધીને વેપારી આપે છે તેવી તકો અને પ્રસંગો ઘણાં વરસથી કામ કરતા ગુમાસ્તાઓને પણ તે નથી આપતો. ગુમાસ્તાઓ કેટલીક વાર પેલા અંગત સંબંધી કરતાં બુદ્ધિ અને અનુભવમાં ચઢીઆતા હોય છે, તો પણ તેમને તેવી આગળ જવાની સુગમતા મળતી હોતી નથી, કેમકે ગુમાસ્તાઓને હેતુપૂર્વક શીખવાડનાર મળેલો હોતો નથી. તેવી જ રીતે વિદ્યાર્થીને શિક્ષક પ્રત્યક્ષપણે શીખવે છે, ને બાળકને માબાપ. સંસારમાં જ્યાં જ્યાં નજર નાંખીશું ત્યાં માલમ પડશે કે દરેક વ્યક્તિ કોઇ ને કોઈ શીખવનાર પાસેથી પોતાને જોઈતું શીખી લે છે. તે તે બાબત શીખવાના ક્રમમાંથી શીખનારને પસાર થવું જ પડે છે. પરંતુ તેવા વિષયો શીખવામાં માનવીનો દેખીતો સ્વાર્થ રહ્યાં કરતો હોવાથી તે શીખતાં, થતા કડવામીઠા અનુભવોને તે બહુ ખ્યાલમાં લેતો નથી.

જે હકીકત સંસાર વ્યવહારમાં પ્રવર્તે છે, તે જ આધ્યાત્મિક ક્ષેત્રમાં પણ રહેલી છે. જે કોઈને વિષે આપણાં મન, બુદ્ધિ, ચિત્તમાં શ્રદ્ધા ને વિશ્વાસ બેઠાં હોય—પછી ભલે ને શરૂઆતમાં તે ઘણાં થોડા અંશે બેઠાં હોય, તેની સાથે આપણા જીવનનો સંબંધ, સંપર્ક વધાર્યાં કરવાથી આપણું દૃષ્ટિબિંદુ, પ્રવૃત્તિ ને વલણ જરૂર રૂપાંતર પામતાં જાય છે. નવું નવું શીખવાનું મળે છે. જેમ પેઢીના સંચાલક સાથેના સંબંધને લીધે પેલા આત્મીય જનને વેપારની ઝીણામાં ઝીણી બાબતથી તે લાખો રૂપિયાનો વેપાર કરવાની કળા શીખવાની તક સાંપડે છે, તેમ જિજ્ઞાસુને પણ પોતાનું જીવન કોઈ સંતપુરુષ સાથે સાંકળી દેવાથી અને તેના હૃદય સાથે પોતાના હૃદયનો તાંતણો મેળવી લેવાથી આ ક્ષેત્રમાં પણ આગળ વધવાની ઘણી તક મળે છે, ને પરિણામે ઝટ આગળ વધાય છે.

**એમાં સંતના હૃદય સાથે આપણા હૃદયનો મેળ મેળવવાની પ્રાથમિક શરૂઆત, એનું જ નામ અનુષ્ઠાન.**

અનુષ્ઠાનથી પેલો સંત સાધકના જીવનમાં પ્રવેશ કરવાનું પગરણ કરે છે. તેમ થયા વિના પેલા સંતનો લાભ આપણને પૂરતો મળી શકતો નથી. જ્યાં સુધી એક જ વેપારીની પેઢીમાં રહીને શીખવાનું ન કરીએ ત્યાં સુધી જેમ તે વેપારની કળા શીખી શકાતી નથી, તેવું આમાં છે. એકની એક જાતનું વેપારનું સૂક્ષ્મ તત્ત્વ વધારે સમજવાને કોઈક વખત પેઢીનો સંચાલક તેના શીખાઉ સ્વ-

જનને કોઈ બીજી પેઢીએ પણ વધારે અનુભવ લેવા મોકલે પણ છે; પરંતુ એવા થોડા સમય માટેનો ફેરફાર સંચાલક પોતે જ કરે છે, એટલું જ નહિ પણ તે બીજી પેઢીના સંચાલકને પોતાના શિખાઉ સ્વજનના ગુણદોષો પણ અગાઉથી છાની રીતે જણાવે છે અને કઈ બાબતમાં તેને ખાસ કેળવવાનો છે તે પણ સૂચવે છે. જેમ આવો અસધારણ લાભ સંચાલકના અંગત માણસોને જ મળે છે, તેમ સંતપુરુષની સાથે આવું આપણા જીવનનું અંગતપણું કેળવવાની શરૂઆત કરવી એનું નામ જ અનુષ્ઠાન છે. જેમ જેમ એ આત્મીય ભાવ વધતો જાય છે તેમ તેમ સાધકનો વિકાસ ઝડપી થતો જાય છે. સંતના જીવનની સાથે અનુષ્ઠાન થયા વિના આવો લાભ મળી શકતો નથી. એ અનુષ્ઠાન દ્વારા પેલો સંતપુરુષ આપણામાં પ્રવેશે છે ને આપણી પ્રકૃતિ–સ્વભાવ, આપણાં જીવનનાં નીચલા થરનાં વહેણો, આપણું પ્રારબ્ધ તથા આપણે શેમાં શેમાં ભરાઈ પડેલા હોઇએ છીએ એ બધાનો ખ્યાલ કરવાની તક તેને મળે છે. ગમે તેના જીવનમાં વિના કારણે તે કદી પ્રવેશતો નથી. એને એવી કોઇ જાતની ગરજ પણ હોતી નથી. સાથે સાથે એ પણ ખરું જ છે કે સંતના પોતાના જીવનના, સાધકના જીવનના, ગૂઢ પ્રારબ્ધ કર્મ સંજોગે જો કોઇ સાધક તેની પ્રત્યે આકર્ષાઇને તેની સાથે જોડાવા માંગે છે તો પછી સાધકની યોગ્યાયોગ્યતા વિષે તે કશું જોતો નથી. સાધકનો જીવન વિકાસ કરવાનું કાર્ય પણ તે પોતે જ પોતા માટે કરતો હોય છે, કેમકે એને મન સાધકમાં પોતાની જાત જ સંકળાયેલી જણાયેલી હોય છે. આમ હોવાથી એ સંત

સંતપણાની કોટિમાં આવ્યા પહેલાં તે સ્થિતિ પ્રાપ્ત કરવાને માટે પોતાની જાત પ્રત્યે જેવો નિષ્ઠુર બન્યાં કરેલો હોય છે, તેવો જ નિર્દય તે સાધક પ્રત્યે પણ વખત આવ્યે જરૂર થશે. દરેકની સાથે તે નિષ્ઠુરતાથી જ વર્તશે એવું પણ નથી. પરંતુ કયા સાધકના પોતાની સાથેના કર્મ પ્રારબ્ધના સંજોગો કેવા છે તેની તેને જાણ હોવાથી યોગ્ય વ્યક્તિ સાથે યોગ્ય સમયે તે વ્યક્તિના કલ્યાણ અર્થે જ તે આવું વર્તન કરશે. શરૂઆતમાં સાધક પેલા સંતનું આવું વર્તન સમજી શકતો નથી, ને તેથી તેના પ્રત્યે તે ક્રોધે પણ ભરાય કે મનમાં અન્યથાપણે તે વિચારે; પરંતુ તેથી સાધકને પોતાને જ નુકશાન થાય છે. તે વિચારે ને સમજે તો તેને ખબર પડે કે એથી તો તે પોતાનું જ કલ્યાણ દૂર ધકેલ્યાં કરે છે, ને કંઇ કંઇ નિવાર્ય ઉપાધિઓ પોતાને માથે વહોરી લે છે. આ ઉપાધિઓ એક જ જાતની હોતી નથી, પણ અનેક જાતની હોય છે. જેમ માટીનું વાસણ ટપેર્યા વિના ઘડી શકાતું નથી, વેપારીનો છોકરો પણ અનેક વખત છક્કડ ખાધા વિના વેપાર શીખી શકતો નથી, ને બાળક પણ માબાપનું જે તે સહન કર્યા વિના શીખી શકતું નથી, તેવું જ આ બાબતમાં છે. આપણી ગમે તેવી સમજણથી કે આપણા કોઈ સ્વાર્થની ગણતરીને લીધે પણ જો કદી એકવાર સંતપુરુષ સાથે આપણી સંમતિથી અનુષ્ઠાન થયું તો સંતપુરૂષ આપણને કદી છોડશે નહિ. સાધકને ગમે તેવું દુઃખ અને કષ્ટ થાય તો પણ જે કંઇ યોગ્ય કરવાનું હશે તે કરતાં સંત અચકાશે નહિ, જ્યાં સુધી એવી ઘડાવાની ક્રિયાને સાધક દુઃખ અને કષ્ટ ગણ્યાં કરશે ત્યાં સુધી તેને

સંતાપ અને ક્લેશ રહ્યાં કરશે. જે શક્તિનો ઉપયોગ જે રીતે સાધકના જીવનમાં કરાવવા સંત પ્રેરાયાં કરતો હોય છે, તેનો દુરૂપયોગ થતો જોઇને પણ તે હાથપગ વાળી બેસી રહેશે નહિ. ભલે ને સાધકનું માનસ ગમે તેવું હોય તો પણ તેની તેવી શક્તિ કોઇ ને કોઇ પ્રકારે સાધકને અસર કરશે જ. વેપારી તો ભાવના ઊછાળાનો લાભ લેવા જેટલું સાહસ તેનામાં ન હોય તો એ વધારે મળવાનો લાભ જ માત્ર ગુમાવે છે, તેની પોતાની મૂડીમાંથી કશું ઓછું થતું નથી; પણ સાધકને તો વિશેષ ગેરલાભ સંતના સંપર્કનો લાભ ન લેવાથી થાય છે. પોતાના ઘડાવાની ક્રિયામાં સાધક જો અનુકૂળ માનસ ન રાખ્યાં કરે અને એ રીતે ગુરુનો સૂક્ષ્મ વિરોધ કર્યાં કરે તો તેને વેપારીના કરતાં ઘણા વધારે ખત્તા ખાવાના આવે. આવા પ્રસંગોએ એ તૂટી પણ પડે. આવી નિરાશા કોઈ કોઇ સાધક સહન કરી શકતો નથી. પેલા સંતપુરુષને જે ભોગવવાનું થાય તે તો, સાધકની સાથે પોતાનું કર્મ પ્રારબ્ધ જે રીતે સંકળાયેલું હોય તે રીતે જીવન-કલ્યાણના હેતુ અર્થે, તે ભોગવી લેતો હોય છે; તે તે રીતે સાધકના સ્વભાવનું, ચિત્તનું, મનનું, સંસ્કારોનું વગેરેનું રૂપાંતર કરવાને માટે જ તે અનેક રીતે પ્રયત્ન કરતો હોય છે, એટલે એ, એ બધાથી નિર્લેપ પણ રહે છે. તેથી સંત પુરુષ સાથે એકવાર સાધકનું જીવન સંકળાયું તો તે પછી તેના પ્રતિ જેટલે અંશે સાનુકૂળ, શરણભાવવાળો અને સર્વ પ્રકારનું સમર્પણ કર્યાં કરનારો, ભાવનાવાળો, હૃદયના ઉમળકાથી ગતિ કર્યાં કરનારો, સાધક રહ્યાં કરશે તેટલે અંશે તેના જીવનનો સાત્ત્વિક વિકાસ ઝપાટાભેર થયાં

કરશે. સાધકના સંત સાથેના અનુષ્ઠાનની આવી અનેરી મહત્તા છે.

કોઈને કદાચ એવો પ્રશ્ન ઊઠે કે જો કોઇ જીવાત્માનું રૂપાંતર આવા કોઇ પુણ્ય પુરુષના સંસર્ગથી પણ ન થાય તો શું એને માટે આવો સંત–સમાગમ એળે જ જવાનો? પણ એમ છેક જ એળે સંત–સમાગમ કદી જતો નથી. જેમ જીવનના બીજા સંસ્કારો–સંસારના વ્યવહારક્ષેત્રમાં થયેલાં કર્મોના સંસ્કારો–દરેકના ચિત્તમાં પડયાં જ કરે છે, તેમ સંત પુરુષ સાથેના સંપર્કના સંસ્કારો પણ તેના ચિત્તમાં જરૂર પડવાના જ. એવા સંસ્કારોનો ઉદય કોઇક વેળા તો જરૂર થવાનો જ.* પરંતુ પેલા જીવાત્માના હાલના જીવનના તબક્કે એના કર્મ–પ્રારબ્ધના ઉદય–વર્તમાન સંસ્કારોનું જોર ઘણું હોય છે, ને પોતે એમાં અજ્ઞાનપણે દોરવાયાં કરે છે, એટલે સંત પુરૂષના જીવન સાથેના પડેલા સંસ્કારો એમને એમ એના ચિત્તમાં પડી રહે છે. જેવી રીતે ભગવાનનો ભાવ સચરાચરમાં સર્વત્ર પડી રહેલો હોય છે પણ તેની અસર આપણને લાગતી નથી, તેમ સંત સમાગમના સંસ્કારો એમને એમ પડી રહે છે. પણ આપણે જો જીવંત પુરુષાર્થ કરવા લાગીએ–અને તે પણ જાગૃતિપૂર્વક અને જ્ઞાનપૂર્વક કરીએ–તો પેલા સંતના પડી રહેલા સંસ્કારો આપણને જરૂર પ્રેરક તત્ત્વરૂપે મદદ કર્યા કરશે. કર્મ–પ્રારબ્ધના વ્હેણમાં ગમે તેટલો તણાઇ જતો માણુસ પણ સંત સમાગમથી જરૂર કૈંક ને કૈંક તો પામવાનો છે જ. તેની સમજણશકિત આ જીવનમાં પણ ઊંચી જરૂર થાય છે; અને માનવીની ઉચ્ચનીચ કોટિનો ભેદ–વિવેક તેની બુદ્ધિમાં તો પ્રગટ થવાનો જ. એ પ્રમાણે તે વર્તન ન

* વાંચો 'સત્સંગનો સ્પર્શ'

કરી શકે તો પણ બીજા જન્મમાં, ચિત્તમાં પડી રહેલા આવા સંસ્કારોનો ઉદય થવાની સરળતા તેને સાંપડયા કરશે. આમ સંત પુરુષના સમાગમની અસર કોઈને કોઈ રીતે લાભદાયી થવાની જ. તે અસરનો લાભ કેવી રીતે અને કયારે લેવો તે આપણા પોતાના હાથની વાત છે.

બીજો પ્રશ્ન એવો સંભવે છે કે આ ચાલુ જીવનમાં કર્મ–પ્રારબ્ધને કારણે એવો જીવાત્મા તો ઘસડાયાં કરતો હોય છે, એટલે નવા ને નવા સંસ્કારો તેનામાં દૃઢ થયા કરવાના અને એવા સંસારી સંસ્કારોનું જોર વધ્યાં જ કરે. તો પછી સંત સમાગમ એને કેવી રીતે ફળી શકે ? આ પ્રશ્ન પરત્વે વધારે ઊંડા ઊતરતાં માલમ પડે છે કે એવો જીવાત્મા પણ કોઈ સાચા સંતના સમાગમમાં આવ્યો હોય તો તે પણ તેના યોગાનુયોગ કર્મનું જ પરિણામ છે. એટલે એણે કોઇ ગૂઢ રીતે પણ એ સમાગમની થોડી ઘણી લાયકાત તો મેળવી જ છે. આમ પૂર્વના અનુકૂળ સંસ્કારોને પરિણામે એને સંતના સમાગમનું ફળ મળ્યું તો એ સમાગમ એને વિશેષ ફળદાયી જરૂર થાય. એવો માણસ ભલેને દેખીતી રીતે જૂની ઘરેડમાં જ ચાલ્યાં કરતો દેખાય તો પણ તેના મનના ઊંડા થરોમાં આછી આછી પણ, થોડી ઘણી પણ, હિલચાલ આવા સંપર્કને લીધે થયાં જ કરશે. વળી ગમે તેવો નીચલા થરનો **જીવ** હોય તો પણ તે તેના જીવનમાં કંઇ પણ પુરુષાર્થ કરતો જ નથી કે વિકાસ કરતો જ નથી એમ માનવું એ પણ અયોગ્ય છે. તે ઉપરાંત જો તે કેવળ કર્મ–પ્રારબ્ધના સંયોગે કરીને સંસ્કારોને વશ પૂરેપૂરી રીતે રહીને જીવન વીતાવતો હોય તો પણ એ જ રીતે આ નવા ઉર્ધ્વગામી

સંસ્કારોને વશ રહીને પણ તે ઓછેવત્તે અંશે વર્તશે જ; અને જો અનુષ્ઠાનને કારણે સંતથી એનામાં વિશેષ રહેવાનું બને તો એવા સંસ્કાર વધારે ને વધારે પડવાના જ. જેમ કોઈ પણ જાતના સંસ્કારો તેનામાં પડયા વિના રહેતા નથી તેમ જ આ જાતના પડશે, અને તે પેલા સંસ્કારોની જેમ જ, નકામા જવાના નથી. આમ પરસ્પર વિરોધી બે જાતના સંસ્કારો એના ઉપર પડે છે. પણ સંસારી માનવીના ચિત્તમાં પડેલા કે પડતા બીજી જાતના સંસ્કારો ભલેને ગમે તેટલા બળવાન હોય તો પણ એ સંસ્કારોના બળ કરતાં સંત પુરુષથી પડેલા સંસ્કારો વધારે બળવાન હોય જ છે. આ કંઈ કલ્પના-સૃષ્ટિમાંથી ઉપજાવેલી મનોહારી અવાસ્તવિક કથા નથી. એ તો સત્ય ઘટના છે, અને એ ઘટનાને બુદ્ધિનાં પ્રમાણનો પણ ટેકો મળી શકે છે. સંસારી સંસ્કારો રાગદ્વેષ યુકત, કામક્રોધાદિથી ભરેલા હોય છે, એટલે તેમાં આસકિત હોય છે. પણ ગમે તેવી આસકિતથી ભરેલો સંસારી માનવી ગમે તેવા આસક્તિના પ્રયોજને પેલા સંત તરફ આકર્ષાય તો પણ સંત, જાતે આસક્તિરહિત હોવાથી સંતથી એનામાં પડતા સંસ્કારો આસકિત વગરના જ હોય છે. સંતનું પોતાનું જીવન એટલું તો મહાન,પ્રખર,તેજસ્વિતા ને ઓજસથી ભરેલું, ભગવાનની શકિતથી ભરેલું હોય છે કે સંસારી માનવીનું તેના પ્રતિ આકર્ષણ થતાં પેલો સંત તેની સંસાર તરફની આસકિતનું જોર પણ ખેંચી લેશે, અને સમય આવતાં પોતાના સંસ્કારોનો ઉદય તેનામાં કરાવશે.

આમ અનુષ્ઠાનની ગાથા એ કેવળ અનુભવનો વિષય છે.

---

# સ્વજન–જીવન

ગઝલ

હૃદયની એકતામાં જે જીવનનું સુખ સાચું તે;
હૃદયમાંને હૃદય મળતાં જીવન જુદું ન લાગે છે.

સ્વજન વ્હાલું હૃદયમાં તે થતા જીવતું પરોવાયે,
સ્વજનનામાં ઊંડી રીતે જીગર કેવું વણેલું છે!

હૃદયને વ્હાલું જે કોઇ હૃદય રે' ઝંખતું એને,
ઊંડી તે ઝંખના પ્રેરે સ્વજનમાં ચિત્તને, મનને.

સ્વજનની સર્વ દુનિયાને ખડી કેવી કરી દે તે!
સ્વજન મેળાપ આનંદ હૃદયમાં શો હૃદય વ્યાપે?

સ્વજનના દુઃખમાં દુઃખ સ્વજનના પ્રેમમાં પ્રેમ,
હૃદય કેવો પડાવે છે પૂરેપૂરો તહીં ભાગ!

છતાં ન્યારું રહે પોતે અને જો ભોગવે તો યે
નથી એમાં લપેટાતું અરે એમાં ય મન ક્યાંયે.

અનોખી એની દુનિયા છે, અનોખી એની મસ્તી છે,
અનોખામાં રહેવાનું છતાં જુદો ન તે રે' છે.

રહે છે તે સ્વજન સાથે, સ્વજન એને નિહાળે જે
હૃદયથી પ્રેમભાવે શો, અનુભવતું રહેશે તે.

સ્વજન પૂરું ન જે ઝંખે હૃદયના નિજ સ્વજનને તે,
છતાં શાને હૃદય વ્હાલાં સ્વજન એવાં મને લાગે?

સ્વજનના પ્રેમભાવેથી સદા ન્હાયાં પૂરૂં કરવું,
હૃદય તે એકલું વાંછે **અમીરસપાન** તે ત્યાંઈ.

અરે ! વ્હાલાં, તમે શાને જગતરસમાં પરોવાઓ ?
હૃદયના પ્રેમ–અમૃતનો મધુરો સ્વાદ કાં ભૂલો ?

જગત–રસ–સ્વાદમાં એવું બળ્યું તે શું હશે, વ્હાલાં !
તમારૂં ચિત્ત, મન, પ્રાણ દડયાં કેવું કરે રે ત્યાં !

પ્રભુ તો આપણું સાચું જગતમાં એક વ્હાલું છે,
પ્રભુ વિના બીજું કોઈ નથી સાચું સગું કયાંયે.

'પ્રભુને ભૂલીને કયાંયે ન કોઈમાં ય સગપણને
હૃદયથી રાખવાનું છે'; હૃદયમાં ખ્યાલ ધરજો તે.

પ્રભુને ભૂલીને જ્યાં જે જગત વ્યવહારમાં પડશે,
પૂરા ખત્તા તહીં ખાશે પછી પસ્તાવું મન પડશે.

પ્રભુને જીવતો રાખી હૃદય, મન, પ્રાણ, મતિ, ચિત્તે
જગતમાં તે પ્રભુ સમજી કરો વ્યવહાર તે ભાવે.

તમારાથી હૃદય ધકકા મને લાગે હૃદય કેવા !
સ્વજનની તે પ્રસાદી છે કૃપા ભાવે મળેલી ત્યાં.

ઉપાધિ એકલી વળગી ન કોઈને જગે કયાંયે,
ઉપાધિમાં પરોવે મન ઉપાધિ લાગતી તેને.

ઉપાધિમાં પ્રભુનાં જે કરે દર્શન હૃદયભાવે,
ઉપાધિ ના ઉપાધિ છે કૃપા એને પ્રભુની તે.

શરીરે વ્યાધિ છો હોય છતાં આવી પડેલું જે
પ્રભુના ભાવથી કરશે પ્રભુ એને નવાજે છે.

કશું 'સારૂં' અને 'નરતું' ન એવી વૃત્તિથી પેખો,
પ્રભુ સારા અને નરતા વિષે યે તે રહ્યો કેવો !

હૃદયથી જે પ્રભુ પેખે વિષે સારા અને નરતા,
વરેલો તે પ્રભુને છે જીવનથી જાણશો જ્યાં ત્યાં.

જગતના સૌ પ્રસંગોમાં જગતનું સારૂં નરસું જે
જુએ, તે સર્વ તે રીતે પ્રભુ પામી નહીં શકશે.

વખા શાને પડાવો છો જીગરને જીવવામાં તે ?
જીવનના ભાવ વિહોણું જીવાવું શૂળ પ્રેરે છે.

ટ્રિચિનોપૉલી
તા. ૧૦-૧૧-'૪૫



# ગુરુનું કાર્યક્ષેત્ર ને શિષ્યનું કર્તવ્ય

હિંદુ વિશ્વવિદ્યાલય, બનારસ.
તા. ૨૧–૩–'૪૪

સાધકના જીવનનું બધું વિચારવાનું કોઇ ગુરુ માથે લઇ લે તો સાધકનું જીવન કદી પણ ફૂળી શકે જ નહિ. જીવનના ધ્યેયને પોષક એવા નિર્ણયો જાતે પોતે જ કરવાની કળા સાધકે પોતાનામાં ઉગાડવી અને વિકસાવવી જ પડશે; તે વિના તેનો આરો નથી. જાતે પાણીમાં પડયા વિના તરતાં કદી આવડી શકવાનું નથી. હજુ પાણીમાં તો આપોઆપ તરી શકાય એવાં સાધનો સાથે શરીરને જકડાવી દેવાથી પાણીમાં પડયાં રહી શકાય, પણ આમાં તો તેવું ચાલશે જ નહિ.

ગુરુ જીવનની દૃષ્ટિ આપે એટલું બસ નથી. એ એને દોરે–પ્રેરે એટલું પણ બસ નથી. જીવનમાં ચેતના પ્રગટાવવાના માર્ગ પણ બતાવે એટલું પણ બસ નથી. ગુરુએ એથી યે વધારે કરવાનું રહે છે.

જેમ દક્ષિણમાં બનતી વાંસની પટીની પેટીઓમાં મોટીની અંદર નાની, ને તેની અંદર તેથી નાની, એમ નાની નાની થતી જુદી જુદી ચઢઉતર પેટીઓ રહ્યાં જ કરે છે, તેમ સાધકના જીવનના અનેક અંગના આગ્રહો–મત, સમજણ, ગણતરી, ટેવો, પસંદગી ને અણગમા, પૂર્વગ્રહો ને પક્ષપાત, વગેરે પણ ગુરુએ તોડતા રહ્યાં કરવાનું છે. તે પણ કોરી સમજણ અથવા ખાલી સમજણથી નહિ બની શકે. પ્રત્યક્ષપણે અનુભવથી તેમ કરાવવું પડે છે. જેટલો સાધક ગ્રહણાત્મક ચેતનાશક્તિવાળો, હૃદયથી જાગૃતિવાળો, તેટલું એનું જીવન ઊંચે આવવાપણામાં તે પ્રેરણાત્મક બનતું રહે છે. પણ

તેટલાથી યે ગુરુનું કામ અટકતું નથી. તેનું કામ, સાધકના જીવનની સળંગ સમજ, વેધક, કેંદ્રિત સાધના સાથે જો કે સંકળાયેલું અને અવલંબેલું રહ્યાં કરતું હોય છે તેમ છતાં એનાથી અતિરિક્તપણે પણ સાથે સાથે તે કામ કરતું જ હોય છે. પણ તેવા તેવા ગુરુના કામ સાથેના તેવા સંબંધનું કશું નિશ્ચયાત્મકપણું આંકી શકાતું નથી. સાધક જેટલો જાગૃત, વિવેકી, ઝંખનાવાળો હશે તેના પર જ ઘણો તો આધાર રહ્યા કરે છે. જાગૃતિ, વિવેક એ એના એવા જીવનની પાંખો છે, હૃદયસ્થ ભાવ એ એનું પ્રાણ–હૃદય છે, બધામાં ભળવા છતાં પાછું તટસ્થ રહ્યાં કરાય તેવું એણે શીખવું જ પડશે. જે સ્થિતિ ભગવાન વિષેની સમજણમાં છે તે તે સમજણ જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં પ્રત્યક્ષપણે તેવા તેવા ભાવે કામ કરતી રહે એવો જીવંત અભ્યાસ સાધકે કેળવવો જ રહ્યો. તે કંઈ તેવું એમને એમ બનવાનું નથી, તેવું બની શકે એમ નથી. તેથી સાધકે જીવનનો વિચાર એકાંગીપણે કરવાનો ભલે હોય તેમ છતાં એનું સમગ્રપણું જો એનાથી ના કળાતું હોય તો એનામાં જીવનદૃષ્ટિ હજી ઉઘડી નથી.

જીવનમાં જે માનવી એકાંગી કેંદ્રિતપણે ફળતો જાય તે સમગ્રપણામાં પણ પરિણત થતો જ જવો જોઇએ, તો તે યથાર્થ ગણાય.

# સ્વજન—ભાવ

**ગ ઝ લ**

સ્વજનનો પ્રેમ હૈયાનો રહે હૈયા વિષે ન્યારો,
સ્વજનને ખોળિયું ના છે પરંતુ ભાવમૂર્તિ શું !

સ્વજનને દિલ મળવામાં શરીર તો સ્થૂળ રૂપે છે,
પરંતુ તાર હૈયાના મિલવવા ભાવ રૂપે તે.

'સ્વજન' તો દિલનો ભાવ બઢવવાને દઢવવાને,
જીવનમાંના જીવન કાજે પ્રસાદીરૂપ મળિયું છે.

સ્વજનના ભાવને હૈયું ભર્યા ભાવે સદા ઝંખે,
સ્વજનને એ રીતે હૈયે પરોવાયેલ તે રાખે.

સ્વજનનું ખોળિયું દૂર, હૃદયની ભાવનાએ જે
જરાયે તે નથી દૂર;—હૃદયમાં એ વસેલું છે.

ભલે ભાગે ભલે ભાગે સ્વજન છો પાસ ના રે'તું,
અમારા દિલના ભાવે સ્વજન પ્રગટાવતાં રે'શું.

સ્વજન તે ના 'સ્વજન' અમને, પરંતુ **ભાવ** પ્રત્યક્ષ
સચેતન રાખવા કાજે, મળ્યાં શું ચાખવા કાજે !

સ્વજનના દિલની સાથે મહોબત, ઓર આનંદ
કરંતાં, શું જીવન જન્મે રચીલાં જાણતાં કોક.

તમારામાં અમારે તો જીવનના ભાવથી ન્હાવા
મળેલો પ્રેમ સથવારો, જીવનના એ ખરા લ્હાવા.

સ્વજનને દિલને ઊંડી અમારી આરજુઓ કે
અમોને ઝંખતાં રે'જો પૂરાં ચેતાવવા હૃદયે.

**સાયલા**

તા. ૧૫–૯–'૪૫

# શ્રદ્ધા

કરાંચી.
તા. -૪-'૪૦

શ્રદ્ધા એટલે આસ્થા, જેના મંડાણ વિના આગળ ક્શું સંભવે જ નહિ. આપણી જીવન-ઇમારતના ચણતરનો એ મૂળ પાયો છે. વેપારીના વેપારની એ મૂડી છે, ખેડૂતનાં એ હળ-બળદ છે, કારીગરની એ કળા છે. લુહારની એ ધમણ છે. ચિત્તની એ પ્રસન્નતા છે, પ્રાણનું એ ચૈતન્ય છે, મનની એ સ્થિરતા છે, હૃદયનો એ સ્થાયી ભાવ છે, આત્માનું એ ઓજસ છે.

પુરુષાર્થનું એ ચેતનમૂળ છે; સ્ફુર્તિ એનો તનમનાટ છે, આનંદ એની છાયા છે; (અહીં આનંદ સ્થૂળ, સહજ અર્થમાં છે, આત્માનો આનંદ નહીં), પ્રેમનું એ મૂળ સ્થાન છે. રસ એનું પરિણામ છે, સતત ચિંત્વન એનું અંગ છે. યજ્ઞનો એ અધિષ્ઠાતા દેવ છે ને એમાંથી નીકળતી પ્રચંડ જ્વાળા એ એનું પ્રકટ સ્વરૂપ છે. હૃદયની ઊંડી ઊંડી જિજ્ઞાસા ને તમન્નાનાં એ દિવ્ય ચક્ષુ છે. હૈયાને વલોવી નાંખે એવી મુશ્કેલીઓ ને ગૂંચોની પેલી પાર દર્શન કરાવનારી એ પરમ શક્તિ છે. પતિતપાવની ગંગામૈયાનો પુનિત ભાવ-પ્રવાહ આપણામાં સતત વહેતો રાખનાર-કરનાર-એ પાવની શક્તિ છે. ચેતનશક્તિની એ માતા છે. પુરૂષાર્થની મૂળ ઊર્મિ ને તેને ગતિ આપનાર એ શ્રદ્ધા-માતા પોતે જ છે. ભાંગતા જતાની એ હિંમત અને સાથી છે. જીવનપથનું એ ભાથું છે. શ્રદ્ધા એ જીવનનો ધ્રુવ તારો છે, જેના વડે આપણા જીવનનું ધ્યેય સતત એ જ તરફ રહ્યાં કરે છે,

એ આપણને કદી ચલિત થવા દેતી નથી. પ્રેરણા એની સહજ પાંખો છે. એનું ઉડ્ડયન ખાલી ગગન વિહારી હોતું નથી; પરંતુ અંતર–વિહારી હોય છે; ને ઊંડું ઊંડું ને વિસ્તરતું જતું હોય છે. જીવનપથમાં એ ઉત્સાહ, ચેતન, રસ, જોશ, વેગ, સાથ ને ખંત અર્પે છે. સાધનામાં એ જકડી રખાવનાર છે. જેમ લોઢાને લોહચુંબક ખેંચ્યાં કરી, પોતાની પાસે જ આકર્ષ્યાં કરે છે, તેમ સાધનામાં મંદતા આવતાં એ પ્રિય સ્વજનના સ્મરણની પેઠે આપણને મીઠી ટકોર કરી ચેતનમય પુનર્જીવન બક્ષે છે. સાધનામાં સતત રત રાખે છે, એટલું જ નહીં પરંતુ એમાં આપણને પ્રવેશ કરાવરાવી, એમાં નવી નવી દૃષ્ટિ, શક્તિ ને સમજ અપાવે છે. જીવનમાં ચિરસ્થાયી અનુભવોની ચિનગારીઓ પ્રગટાવતી જાય છે, આપણા જીવનપથમાં નાનકડી અનેરી પગલીઓ એ પાડતી જાય છે, ને એ રીતે આપણને નવી નવી રીતે આશાપ્રેરિત કરતી રાખે છે. જીવનને એ ઉત્સવ તરીકે ઉજવાળે છે. જીવન એ માત્ર વૈભવ–વિલાસની ભોગ્ય વસ્તુ નથી, કિંતુ એ તો એક પવિત્ર સમર્પણ યજ્ઞ છે, એનું સ્પષ્ટ ભાન કરાવનારી એ પ્રચંડ સૂર્ય સમી ચેતન દીપિકા છે.

શ્રદ્ધા તો માતા છે. એ તો પોતાનું અમૃતમય દૂધ પીવરાવી પીવરાવી આપણને જીવનમાં જીવનથી સદાય પુષ્ટ કરે છે. પ્રભુની પડખે બેસાડનારી અથવા વધારે સાચી રીતે કહીએ તો પ્રભુના ખોળામાં જ બેસાડનારી એ જીવનસખી છે. એના ( શ્રદ્ધાના ) પ્રેમભાવે તો આપની કલ્યાણમય ભાવના ને આનંદ સ્વરૂપની જ્યોત પ્રગટયાં કરે છે, આપણી બહેનની પેઠે એ આપણને શુદ્ધ ભાવે હૃદયથી ઊંડી ઊંડી સદા ચાહનારી છે, ને પ્રેમ કરનારી છે; વ્હાલસોયી છે, અમીભરી છે. આપણા જીવનનું એ અમૃત છે. એના

સગપણનો ભાવ કોઇ અનેરો ને અમૂલ્ય છે. એનાથી રંગાતાં—એનાથી ઓતપ્રોત થવાતાં, જીવનમાં જે સુવાસ–પમરાટ–પ્રગટે છે, એનાથી આપણું જીવન તો ધન્ય થાય છે જ, એટલું જ નહીં પણ, જાણે અજાણે આપોઆપ સ્વભાવતઃ એની સુવાસથી બીજાંને પણ એ ઉલ્લાસ અર્પે છે.

શ્રદ્ધા આપણને—આપણા સત્ત્વને–સંપૂર્ણપણે જાગૃત કરી, એને પરિપૂર્ણ સ્થિતિમાં પ્રાપ્ત કરાવી, દિવ્ય જ્ઞાનજ્યોતનાં દર્શન કરાવે છે. શ્રદ્ધા આપણી જીવનસાધના–પુરુષાર્થના સ્વાધ્યાયમાં નડતી મુશ્કેલીઓમાં જીવનને ટકાવી રાખે છે; એટલુંજ નહીં પણ તે તે સમયે આપણી સામે તે ધ્રુવ તારાની જેમ સામે ને સામે જ રહ્યાં કરે છે; આપણા લક્ષ્યથી કદી આપણને તે ચલિત થવા દેતી નથી. એની ધારણામાં તે હરહંમેશ આપણને સ્થિર રાખે છે. તે હંમેશાં પરગજુ છે. આપણા જ ભલામાં (શ્રેયમાં) પોતાનું ચિંત્વન એ રખાવ્યાં કરે છે; તેમ છતાં એ આપણી નોકરડી નથી. આપણે એની પ્રેમભરી બરદાસ (ભક્તિ) કરવાની પણ હોય છે, એનું અંતરના ઉંડાણથી સેવન કરવાનું હોય છે, તો જ એ આપણને આત્મલક્ષી રખાવ્યાં કરે છે.

અંતમાં જીવનનૌકાનું એ સુકાન છે. જ્ઞાનદીપકની એ પરમ જ્યોત છે. ભાવ–સરિતાનું એ મૂળ છે. જીવનના ઊર્ધ્વારોહણના ઉન્નતગિરિની એ મૂળ તળેટી હોવા છતાં પ્રત્યેક ઊર્ધ્વારોહણની શ્રેણીમાં તેનાં પગલાં અંકિત થયેલાં રહે છે જ. ને આમ જેવી અને જેટલા પ્રકારની શ્રદ્ધા, તેવું ને તેવી જાતનું જીવન માનવીનું બને છે. ને અંતે તો શ્રદ્ધા એજ જીવન છે.

---

## પ્રિય વ્હાલાં સ્વજનોને :-

ગઝલ

હૃદય ચાહ્યાં અને ચાહ્યાં સદા કરવા મહીં ઊંડું
મળે ના સુખ જો પૂરું, અહા ! તે સુખ તો કેવું !

સદા ચાહ્યાં કરો તો ય વધુ ત્યાં ચાહવા દિલ
થયાં કરતું સતત લાગે; હૃદય શો પ્રેમનો મર્મ !

હૃદયને ચાહવામાં શું હૃદયમાં દુઃખ લાગે છે !
છતાં તે દુઃખથી એને હૃદયમાં ભાવ જાગે છે.

અને એ ભાવથી હૈયું ટકી, હૈયા વિષે રે' છે,
સદા જોડાયલું રે'વા હૃદય પ્રેર્યાં કરે છે તે.

ઊભી છે ભેદની ભીંતો ન તૂટે, કે ન તોડાવે,
અભેદાનંદની મસ્તી તણું શું ભાન ચૂકાવે ?

હૃદય આનંદ તૈયાર હૃદય કાજે ઉભો શો તે !
ઝુકાવો કાં ન, દિલબરને તપાવ્યાં ત્યાં કરો શાને ?

તમારામાં શમાવું છે, તમારામાં પૂરાવું છે,
તમારામાં થઇ મારું તમારા માંહિ મરવું છે.

જીવે છે વિશ્વ આનંદે, હૃદય આનંદ તો કેમ
હૃદય ના ઝંખતું પૂરું ? ઉભાં ખાલી રહ્યાં કેમ ?

અરે ! સંભાળતાં રો'છો તમે હદને બધી રીતે,
રહો છો ત્યાં જ અટવાઇ રમંતાં હદ વિષે જે તે.

મળે આનંદ બે હદનો કદી યે હદ વિષે ના તે,
ન આવે કલ્પના—ખ્યાલે પૂરો આનંદ એવો તે.

છતાં હદમાં રહી, બેહદ તણા આનંદ—આદર્શે
ઝુકાવ્યાં જે હૃદય રાખે, જશે તે કોક હી પારે.

હૃદય હદના રિવાજોને જવા બે હદ તણા ભાવે
વટાવે પ્રેમના જ્ઞાને, પ્રવેશે બે હદે તે તે.

રહી હદમાં હૃદય બેહદ તણું જે ધ્યાન સેવે છે,
ભળે હદની અને બેહદ તણી સરહદ વિષે તે તે.

કૃપા કરજો, દયા કરજો, થતાં સૌ કર્મની અંતર
પ્રભુભાવે ભીંજાયેલું નિરંતર રાખજો અંતર.

પનારે હું પડેલો છું બુડવજો કે તરવજો, ને
તમોને જે ગમે સારૂં, ભલે એનું કરો તે તે.

સાયલા
તા. ૩૧-૮-'૪૫

# આત્મવિશ્વાસ

કરાંચી.
તા. -૪-'૪૦

સાધક સારૂ આત્મવિશ્વાસ અતિ અગત્યનો છે. જેનામાં આત્મવિશ્વાસ પ્રગટેલો છે, તેને ક્યાંયે કદી યે પાછા પડવાનું રહેતું નથી. એવો વિશ્વાસ એ મિથ્યાભિમાનની લાગણી નથી; પણ એ તો આગળ ને આગળ ધપાવનારી, ધ્યેય પ્રતિ પહોંચાડનારી આવશ્યક ભાવના છે. જેનામાં આ વિશ્વાસની ભાવના જ્વલંતપણે પ્રગટેલી છે, તે પોતાના નિશ્ચયમાંથી મરણાંતે યે ડગવાનો નથી. નિરાશા એના વેગને ધીમો પાડી શકતી નથી. એનો જુસ્સો તો એના અંતરમાંથી પ્રગટેલો હોય છે. આત્મવિશ્વાસની ભાવના એ તો એના પ્રાણની સુવાસ–પમરાટ છે. એની પાંખ એ એનામાં પ્રગટતું થનગનતું ચેતન છે. એનું હૃદય શ્રદ્ધા છે. એનું મૂળ નમ્રતા છે. ને એનો પરમ પુનિત ગંગાજીનો પ્રવાહ એ એનો સતત થતો રહેતો પુરુષાર્થ છે. વિશ્વાસ એના જીવનનું પાથેય છે; બાળકની એ ચાલણગાડી છે, યુવાનનું એ ધસમસતું જોશ છે, આંધળાની એ લાકડી છે; ને ઘડપણનો એ એકલવાયો આધારસ્તંભ છે.

વિશ્વાસ એ જીવનપંથનો સાચો સાથી છે; પ્રેરણાનું મૂળ છે. ઉત્સાહ તથા ઉલ્લાસનું એ પિયેર છે. ભવાટવીની ભૂલભૂલામણીમાં એ સૂક્ષ્મ પગથી છે. અટવાએલાંનું એ આશ્વાસન છે. આંખોનું એ નૂર છે; હિંમત અને સાહસની વૃત્તિ એ એના હાથ પગ છે. જેમ જેમ આપણે સાધનામાં રત થતા જઇએ છીએ તેમ તેમ એ વિશ્વાસજ્યોતિથી

નવા નવા અનુભવો થતા જાય છે, એની મઝા વધતી જાય છે ને એના પ્રકાશ વડે કરીને આપણને નવા પ્રાણ મળ્યા કરે છે. આત્મવિશ્વાસ આપણને સતત આપણા કામમાં જોડી રાખે છે. આપણી સાધનાના પુરુષાર્થને કદી પણ મંદ પડી જવા દેતો નથી. એ તો બસ, આગળ વધવાનું જ જાણે છે. એને મન કદી પણ પીછેહઠ છે જ નહિ. વિશ્વાસની ભાવના આપણે શું કરવાનું છે, કયાં જવાનું છે તે બાજુ સતત આપણી દૃષ્ટિ રખાવ્યા કરે છે. એને મન કશી આંટીઘૂટી નથી. એને મન કયાંયે ગૂંચ કે મુશ્કેલી છે જ નહિ. સ્વપ્નમાં પણ એ ઉર્ધ્વગામી જ રહેતો—બનેલો હોય છે. એ જેમ જેમ આગળ જતો જશે તેમ તેમ તે વધારે વિશ્વાસ સંપાદન કરતો જશે. એ વિશ્વાસની દૃઢતર થતી જતી ભાવના જે ધ્યેય એણે નક્કી કર્યું હશે તે ધ્યેયને પહોંચવા માટે નવાં નવાં પગથીઆં કે સાધન એને બતાવ્યાં કરશે. અનુભવ એ એની સીડી છે. એમાંથી એ બળ મેળવે છે ને પોતે એના વડે જ પુષ્ટ થતો જાય છે. વિશ્વાસની ભાવનાને કશું કોઇ કામ મુશ્કેલ નથી તેમ જ કશું કોઇ કામ અસાધ્ય નથી. એના નિશ્ચયને કોઈ બ્રહ્મા પણ ચળાવી શકે તેમ નથી—એવી ભાવનાને લીધે આપણાં આવરણોથી કયાં કયાં ને કેવાં કેવાં વિઘ્નો—અડચણો—નડતરો રહેલાં છે અથવા આવવાનાં છે એનું એને સ્પષ્ટ ભાન રહે છે ને એ પોતાની ગરમીના બળથી એમને દૂર કરી નાંખે છે. રસ્તામાં આવતાં બધાં કાંટાઝાંખરાને એ બાળી મૂકે છે, ને કેડી કે પગથીનાં સ્વચ્છ, સુંદર, શિવ, મંગલ, સુભગ દર્શન કરાવે છે, ને એ રસ્તે દોર્યાં કરે છે.

ભૂલવાપણું કે મુશ્કેલી આવતાં એ ભેરૂ આપણી પડખે જાણે ઉભો જ છે; એ નિત્યનો જીવનસાથી છે. એટલું જ નહિ પણ સંકટ સમયના સાથીની ગરજ પ્રત્યક્ષપણે આપણા જીવનમાં સારે છે. એવી એની ભાવના બીજાની શિથિલતાને પણ ઉરાડી દેશે. બીજાને એ નવાંકુરિત બનાવશે, નવપલ્લવિત કરશે. એવી આત્મવિશ્વાસની ભાવના જેને મળી, એના પર ભગવાનની પરમ કૃપા ઉતરી જ સમજવી.



# પૂરૂં ઝૂકાવજો વ્હાલાં !

ઘણું વહાલાં પૂજ્ય બા,

ગઝલ

હૃદય જેને શમવવું છે પ્રભુનામાં પૂરી રીતે,
જગત સંસારમાં ભાવ પ્રભુનો પેખવો પડશે.

પ્રભુ વિના બીજું કાંઇ ન જોશો કે ન વિચારો,
પ્રભુનો ખ્યાલ જયાં ત્યાં યે બધામાં યુક્ત, તે ધારો.

કરો વ્યવહાર માનીને હૃદયમાં ધારણા પ્રભુની,
પ્રભુનો સાથ કરતાં હો, રમો એવી રીતે રસથી.

પિતા પ્રભુ ને પ્રભુ માતા; પ્રભુ બાળક, સગાં યે તે,
જણસ, વેપાર પણ તે છે, બધે ખેલો જ એ રીતે.

નિમિત્તે જે મળેલું હો તહીં જે ધર્મ તે પ્રત્યે
દઢાવી ભાવ પ્રત્યક્ષ પ્રભુનો, આચરો તે તે.

કશું સંસારની રીતે નથી વિચારવાનું ને
પ્રભુને ત્યાં કરી ઊભો કરો એને ગમે જે, તે.

પ્રભુ વિના કશું ભાન કશા વિષે ન કૈં રાખો,
પ્રભુની સાથ વ્યવહાર કરંતાં ભાવમાં રાચો.

સગાં વ્હાલાં મળેલાં છે વળી સંસાર સારો યે
પ્રભુ પ્રકટાવવા હૈયે વિના તે અર્થ ના કો છે.

સગાં વ્હાલાં, પ્રભુ કેરા—પ્રભુ કાજે—પ્રણયરસને
હૃદય પ્રકટાવનારાં શાં મળ્યાં નિમિત્ત રૂડાં તે.

બધે વ્હાલો પ્રભુ રાચે, બધે એ તો વિલાસે છે,
થતાં અંતરમુખી દષ્ટિ તહીં સંસાર જુદો છે.

જુદી જુદી અનેરી જે રહેલી કામના મનમાં,
પ્રભુની સાથ રમવામાં રમકડાં રૂપ ધારો ત્યાં.

રહી છે માનવી **જીવ**ની બધી યે વૃત્તિઓ જે જે,
પ્રભુનો ભાવ શૃંગાર, કરો ઉપયોગ સજવા તે.

હૃદય આરોગવા પ્રભુને રૂડાં શાં પ્રેમ—ભોજનિયાં
રીઝવવા વ્હાલમાને તે કરો ઉત્તમ રીતે સારાં.

રીઝે વ્હાલો બધી રીતે જીવનમાં વર્તજો તેવું,
પ્રભુને દુઃખ કો રીતે કશું ના લાગવા દેવું.

ન ઇચ્છા આપણી કોઇ કશા વિષે ન સંઘરવી,
પ્રભુ જેવી રીતે રાખે રહેવું તે રીતે રીઝી.

સદા સંતોષ—આનંદે રહેવું નિર્મળે ચિત્તે,
પ્રભુના પ્રેમમાં મસ્તી અનુભવતાં રહેવું તે.

કદી ગ્લાનિ કશા વિષે ઉપજતાં જાગવું હૈયે,
'અરે ! કાં **જીવ** ભાવે તું રમે' એ ખ્યાલ ચેતવજે.

કદી કોનાં વચનથી કૈં દુભાતાં ચિત્ત, ત્યાં ચેતી,
પ્રભુના ભાનમાં હૈયું પ્રકટવાનું કરો ચાહી.

કશી વૃત્તિ નઠારી જે, 'પ્રભુભાવે રમે એને
ન ભજવે ભાગ જીવનમાં' સમજજો તે રૂડી રીતે.

ચઢે જો ક્રોધ મનમાં તો પ્રભુ પર પ્રેમભાવેથી
ઠલવતાં તે પૂરો રે'જો પ્રભુને તેમ સંબોધી.

સકળ વૃત્તિ તણો એવો, હૃદયમાં જીવતો કરીને
પ્રભુને પૂર્ણ રીતેથી, કરો ઉપયોગ તે જ્ઞાને.

પૂરી ભકિત પ્રભુ પર તે હૃદય પ્રકટયા વિના ઊંડી,
પ્રભુ તે ના પ્રકટવાનો; કરો ચાહ્યાં પ્રભુ તેથી.

બધે જેમાં અને તેમાં પ્રભુ ભાવેથી જે રે'શે,
હૃદયમાં ભકિત વ્હાલાની ઝરણુ-પેરે ફૂટી વ્હેશે.

પ્રભુ તો ભાવથી રીઝે, અનેરા ભાવ જીવનમાં
પ્રગટવા વિશ્વ સરજેલું; વસે કેવો છૂપો તે ત્યાં !

થતું તેથી જીવનમાં જે રહે તે તે પ્રભુ કેરું
મળેલું જાણીને હર્ષે સ્વીકારી તેમ ચિંતવવું.

ન સારું કે નઠારૂં ના, બધુંયે તે પ્રભુ કેરો
રસીલો ભાવ હૈયામાં ધરી, એને જ રીઝવવો.

ગણે છે માનવી જેને ન ગમતું દુ:ખ તે યે તે
પ્રભુમાં ચિત્ત પ્રેરવવા કૃપા કરી તે તમોને દે.

પરંતુ **જીવ** અજ્ઞાની ન એને એ રીતે પેખે,
ડૂબી સંસારના ભાવે પ્રભુને ત્યાં ન તે નીરખે.

સદા યે દુઃખ ને સુખમાં પ્રભુનો ભાવ રાખે છે,
ન તેને તે અડે મનમાં, પ્રભુમાં મસ્ત તે રે' છે.

"અમે તો માનવી **જીવો**, અમોથી તે બને કેમ ?"
વિચારે એમ જે **જીવો**, ચઢી તેવા શકે કેમ ?

બધાનામાં ય તો વ્હાલો વસેલો છે પૂરો જાણો,
બધાનામાં ય તે શકિત વસેલી તે હૃદય પ્રીછો.

જીવનનો ધર્મ જે જે છે બધો તે તે પ્રભુભાવે
રહેવું વર્તતાં, તેમાં ઉણપ રસ રે' ન તે જોજે.

રહેલી શકિત વ્હાલાની હૃદયમાં જે વિરાજેલી
કરે છે જે છતી કર્મે, છતા એને બને શ્રીજી.

જવા માતાની પછવાડે મથે છે બાળ અંતરથી;
ન લેતાં તે રડે કેવું ! ચહો તેવું જ વ્હાલપથી.

હૃદયના પ્રીછવા ભાવો પ્રભુએ તો રમત માંડી,
રમત જે પેખતાં વ્હાલો રમે, એને રીઝે શ્રીજી.

રમત રમતાં ભૂલવણીથી ભૂલાવી, તે છુપાઇને
શી સંતાકૂકડી ખેલે ! લીલા નિજ રૂપ જોવાને.

ન જોવાતાં પ્રભુ વ્હાલો રમતના જીવને જેને
ન હૈયે જંપ કે ચેન, પ્રભુ એને *નિહાળે છે.

* નવાજે છે.

પ્રભુથી વેગળું બનતાં જરી પણ, ત્યાં પ્રભુને જે
પુકારે આર્ત ને આર્દ્ર ઝૂમે, ત્યાં સાદ તે દે છે.

પ્રભુને પ્રેમનો ભાવ ભર્યા તલસાટ હૈયાનો
—ગમે, તેથી જ પોતાના રમાડે ભક્તને તે શો !

ગમે તેવું ભલે બનતાં ભૂલે વ્હાલો કદી ના જે,
ન ભૂલે છે પ્રભુ વ્હાલો, કદી એને જીવન વિષે.

પ્રભુને જે રહે વ્હાલું, પ્રભુને એ જ વ્હાલું છે,
જુદા સૌ ભાવથી એ તો રમાડ્યાં શો કરે ઊંડે !

કૃપા રાખી, પ્રભુનામાં પૂરું સૌ ચિત્ત પોરવજો,
હૃદયના ઝંખતા ભાવે પ્રભુને ખોળતાં રે'જો.

જતાં ખોવાઇ કંઇ કિંમતી પડે શો ધ્રાસકો હૈયે !
પ્રભુને ખોળતાં જેને પડે તે ધ્રાસકો, પામે.

તરંતો ભાવ વ્હાલાને રીઝવવા જે જગત વિષે
હૃદય રાખ્યાં કરે જીવતો, પ્રભુ રીઝાવતો એને.

પ્રભુને તો હૃદય–કોડ રીઝવવા ભક્તને કેવા !
થવાતાં ભક્ત વ્હાલમના, હૃદય સમજાય મેળે ત્યાં.

ગમે તેવી સ્થિતિ છોને પડે આવી છતાં તેમાં
પ્રભુનું જે સ્મરણ કરશે, રહે એને હૃદય શાતા.

કશી વાતે કશી એને રહેવા દે ન તે ગૂંચ,
પ્રભુનું જે બને વ્હાલું સહજ તે રે'જ ઉન્મુખ.

પ્રભુ વિનાની કોઈ તે જીવનમાં કલ્પના એને
કશા વિષે ન ઊઠેછે, પ્રભુને તે મળે મેળે.

જીવનનો ધર્મ આચરતાં પ્રભુ—સત્સંગ કેળવજો,
પ્રભુ—સત્સંગ મન ધરજો, પ્રભુ—સત્સંગ દિલ કરજો.

જગતથી તે ન અળગો છે, જગતમાં શો રહ્યો ભેળો!
મુકાયેલાં છીએ ત્યાંથી રીઝવતાં એહને પેખો.

થતાં વિહ્વળ હૃદય ઊંડો ભર્યો તલસાટ જ્યાં ભાવ
પ્રભુમાં એકધારો, ત્યાં બને છે આપ પ્રત્યક્ષ.

પછી અધીરાઈ શાને છે? બની એનાં જઈ પૂરાં,
પ્રભુ પ્રત્યક્ષ કરવામાં પરોવી ચિત્ત દો વ્હાલાં!

સ્વજન વ્હાલાં, પ્રભુ મારાં, પ્રભુ પ્રગટાવવા કેરા
નિમિત્તે તે મળ્યાં મુજને; થજો અંતરમુખી પૂરાં.

'પ્રભુ પૂંઠળ ઊભો નિત્યે', હૃદય વિશ્વાસ ધારી તે
પૂરું ઝૂકાવજો વ્હાલાં! પ્રભુને પામવા કાજે.

**સાયલા**
તા. ૩૦–૮–'૪૫

# ઉદાર માનસ

કરાંચી
તા. -૪-'૪૦

જેમ પ્રભુને અને માનવીને જોડનાર સૂક્ષ્મ દોરી પ્રભુ કૃપા છે, તેમ માનવી–માનવીને સાંકળનાર એટલી જ ને એવી સૂક્ષ્મ દોરી ઉદાર માનસ છે. પ્રભુકૃપા અને ઉદાર માનસ એ બન્નો એક જ સિક્કાનાં બે પાસાં છે. ઇશ્વર, મનુષ્ય અને વિશ્વ એ બધામાં વ્યાપી રહેનાર પ્રેમનાં જ આ બન્ને સ્વરુપો છે.

પ્રેમ દુન્યવી જીવનમાં ઉદાર માનસના સ્વરુપમાં અવતરે છે. એક વ્યકિતને બીજી વ્યકિત પ્રત્યે ત્યારે જ પ્રેમ હોઈ શકે કે જ્યારે પહેલી વ્યકિત બીજી વ્યકિતની તમામ વિશિષ્ટતાઓ, વિચિત્રતાઓ, અરે! એટલું જ નહિ પણ ઘૃણા ઉપજાવે એવી વિકૃતિઓ પણ પ્રેમથી સહન કરી લેવા તૈયાર રહે; એટલે બીજી વ્યકિત પ્રત્યે તેનું માનસ ઉદારભાવ ધરાવતું હોય. તેવી જ રીતે ઉદાર માનસ પણ પ્રેમ ન હોય તો અશક્ય છે. આમ પ્રેમ અને ઉદાર માનસ પરસ્પર અવલંબી છે. પ્રેમ શું તે સમજવા માટે, જાણવા માટે, તેનો અનુભવ કરવા માટે, તેનાથી હૃદયને તરબોળ કરવા માટે અને છેવટે પ્રેમ સ્વરૂપ થઈ જવા માટે જો કશાની પણ અનિવાર્ય આવશ્યકતા હોય તો તે હાર્દિક માનસિક ઉદારતાની. પ્રેમપાત્રનું સર્વ કંઇ સહી લેવાની તત્પરતાની, જેમ જેમ આ સહનશકિત વધતી જાય છે, તેની અનિવાર્યતાની સમજણ પડતી જાય છે, તેને અનુસાર વર્તનની સૂઝ પડતી

જાય છે, તેમ તેમ આપણાં જ્ઞાનચક્ષુ ખુલ્લાં થતાં જાય છે અને નવી નવી સૃષ્ટિઓ, નવાં નવાં ભવ્ય દૃશ્યો આપણી તે નજર આગળ ખડાં થતાં જાય છે; અને આપણે એક નવો જ જન્મ ધારણ કર્યો હોય, તાત્ત્વિક અર્થમાં દ્વિજ બન્યા હોઇએ એવો અનુભવ આપણને થાય છે. આમ માનસિક ઉદારતા કે સહિષ્ણુતાનો અભ્યાસ આપણા સમસ્ત સૂક્ષ્મ શરીરમાં નવજીવનનો સંચાર કરે છે, અને આપણામાંના જડત્વને હઠાવવા માંડે છે. આપણામાં જે જે જાતની સંકુચિત મનોદશા રહેલી હોય, સ્વાર્થવૃત્તિ રહી હોય, 'મમત્વ' રહ્યાં કરતું હોય, તે બધાંને તે આપણા મનપ્રદેશ-માંથી હાંકી કાઢવા માંડે છે, અને આપણા જીવનને સાર્થક તથા આનંદમય કરે છે. આપણામાં લાગણીને લીધે આવી જતા આવેગોને ધીરા કરી દેવા માંડે છે અને આ રીતે આપણી સ્થૂળ તેમ જ સૂક્ષ્મ નાડીઓમાં વહેતા લોહીનું યોગ્ય નિયંત્રણ કરે છે. તે ઉપરાંત જે જે જાતની કલ્યાણ-કારી આનંદપ્રદ અસરો તે આપણામાં ઉપજાવે છે, તેવી જ જાતની અસર થોડાવત્તા પ્રમાણમાં તે આપણા સંબંધમાં આવતાં સર્વ કોઇમાં પણ ઉપજાવે છે. આવી રીતે આપણે સહિષ્ણુતા દ્વારા આનંદ, શાંતિ, સુખ પ્રસારનાર હિમરશ્મી (ચંદ્ર) બની શકીએ છીએ, અને જેટલે અંશે આપણે સહિષ્ણુ થઇએ છીએ તેટલે અંશે આપણે ભગવાનના યંત્ર બનીને તેના દિવ્ય હેતુના સાધન બનીએ છીએ.

જીવનના કોઈ પણ ક્ષેત્રમાં માનવી માનવી વચ્ચે સહકાર અને સંમિલન વગર કોઇને ચાલી શકતું નથી. હાર્દિક ઉદારતા વગર આ સહકાર અને સંમિલન અશક્ય

છે. પતિ—પત્ની વચ્ચે સ્વભાવના, દૃષ્ટિકોણના, બુદ્ધિના, કે એવા ગમે તે જાતના વિભાજક ભેદો હોય તો પણ જો બેમાંથી એકમાં પણ આવો હાર્દિક ઉદારતાનો ગુણ કેળવાયો હશે તો છેવટે તો તેઓ એક બીજામાં ભળીજ જાય છે અને પૃથ્વી ઉપર સ્વર્ગ ઉતારી શકે છે. દુનિયા આપણી જ રાહે ચાલે, આપણા જ વિચારોને અનુસરે, આપણાં જ મૂલ્યાંકનો સ્વીકારે, આપની જ રહેણીકરણીને અપનાવે અને આપણી જ લાગણીને માન આપે એવી એવી આશાઓ સેવ્યાં કરવાથી આપણે જ દુઃખી થઈએ છીએ અને આપણે મૃગજળની પાછળ દોડતા હતા એવો કડવો અનુભવ છેવટે આપણને થયા વગર રહેતો નથી. દુનિયા તો શું પણ આપણાં સ્વજનો પાસેથી પણ એવી આશા રાખવી વ્યર્થ છે. અને તેથી જ આપણે કેવળ પોતાના ભલા સારુ પણ ઉદાર માનસ રાખવાની જરૂર છે.

કદાચ કોઈને લાગે કે સંસારત્યાગ કરનાર સંન્યાસીઓને એવી સહિષ્ણુતાની કે ઉદાર માનસની જરૂર રહેતી નથી; પણ એ પણ સત્ય નથી. આપણે હિમાલયની ટોચે જઈ ચઢીએ કે ગાઢ અરણ્યમાં કે સમુદ્રને તળિયે જઈ વસીએ તો પણ આપણો આ દેહ પાર્થિવ હોવાથી આ પૃથ્વી અને તેના માણસોના કોઈ ને કોઈ જાતના સમાગમમાં—સ્થૂળ કે સૂક્ષ્મ સમાગમમાં—તો આપણે રહેવાના જ. એ સત્યનો ઈન્કાર કરવાથી કંઈ એ સત્ય અસત્ય થઈ જતું નથી, કેવળ આપણને જ એવો ઈન્કાર નુકસાન કરે છે. આમ જો સમષ્ટિની અસર વ્યષ્ટિ ઉપર થાય જ છે, તો પછી દરેક વ્યકિતએ—તે યોગી હો કે ભોગી હો પણ દરેક વ્યકિતએ—પોતાનું જીવન-

નાવ એવી રીતે હંકારવું જોઇએ કે જેથી પોતે પણ સુખી, આનંદમય બને અને બીજાંને પણ થોડેઘણે અંશે સુખી અને આનંદમય કરે. આ રીત તે બીજી કોઇ નહિ પણ હાર્દિક ઉદારતા, અથવા આવી રીતોમાંની એક તો હાર્દિક ઉદારતા છે જ.

હાર્દિક ઉદારતા એટલે જ જીવમાત્ર પ્રત્યે મૈત્રીભાવ. આનાથી જ આપણે વિશ્વબંધુત્વના સર્વોચ્ચ શિખરે પહોંચી શકીશું અને 'સર્વ'ને 'સ્વ' તરીકે ઓળખતા તથા અનુભવતા થઇ શકીશું. આ સૃષ્ટિમાં માનવીનું સમૂહજીવન એક મહાન સારંગી જેવું છે, તેને ઓછીવત્તી અગણિત લંબાઇના અને અસંખ્ય જાતના ધ્વનિ ઉપજાવનારા તાર છે.જેમ સારંગીમાંના તાર બરાબર મેળવ્યા હોય અને વગાડનારમાં ગજને ફેરવવાની કુશળતા હોય તો સુંદર સંગીત જન્મે છે, તેમ આપણે પણ આપણા સંપર્કમાં આવેલાં સંબંધીઓએ ઉપજાવેલા સંજોગોમાં હાર્દિક ઉદારતા રૂપી ગજના કુશળ ઉપયોગથી મધુર, આલ્હાદક, હૃદયંગમ જીવનસંગીત જન્માવી શકીએ છીએ.

આ સૃષ્ટિની રચના જ એવી છે કે દરેક વ્યક્તિમાં કંઇક ને કંઇક વિશિષ્ટતા તો હોય જ અને તેથી બીજી વ્યક્તિથી ભિન્નતા રહે જ. પણ આપણામાં જો ઉદારભાવ કે સૌજન્ય હોય તો આપણને સ્પર્શતા સર્વ જીવનપ્રવાહોને આપણે પ્રભુ-સાગર તરફ વહેતી આપણી જીવન-સરણીમાં વાળી શકીએ છીએ અને તેમ કરીને આપણી આધ્યાત્મિક ઉત્ક્રાંતિમાં વેગ આણી શકીએ છીએ.

બીજી ઉચ્ચ ભાવનાઓ ઝીલી શકવાની અને તે આપણામાં ભેળવી દેવાની શકિત પણ આપણામાં આ ભાવ કેટલે અંશે છે તેના ઉપર આધાર રાખે છે. આપણાં સ્વજનોને કે વિરોધીઓને આપણે જો સમજી શકતા ન હોઇએ તો તેનું કારણ પણ આ ભાવ આપણામાં નથી તે જ છે. જેનામાં આ ભાવનો અંશ ઘણો ઓછો હોય છે, તેનો તેના વાતાવરણ સાથેનો સંબંધ યોગ્ય રહી શકતો નથી અને તે માણુસ ભ્રમજાળમાં અને દુઃખમાં અટવાયાં કરે છે. પણ જો આ સંયોગી તંતુ મજબૂત હોય તો આ સંસારમાં આપણું સ્થાન ક્યાં છે, આપણને પ્રાપ્ત થતા સંજોગો શા હેતુથી મળ્યા છે, આપણા જીવનનો ઉદ્દેશ શો છે, આપણી આસપાસ બનતા પ્રસંગો અને આપણા સંપર્કમાં આવતી વ્યકિતઓના સ્વભાવનું રહસ્ય શું છે, તે બધું આપણને સમજાય છે. પ્રત્યેકની સાથે કુશળ કર્મયોગને અનુસરતું વર્તન કરવાની સૂઝ આપણને સાંપડે છે અને આમ પ્રભુના મહાન વિશ્વસંગીતમાં આપણે આપણા જીવનના સૂરનો સુમેળ સાધી શકીએ છીએ. પ્રભુસેવામાં જ માનવસેવા સમાઈ જાય છે—એટલે કે તે આપોઆપ થઈ જ જાય છે; એ સત્ય પણ આપણને આ ભાવના અભ્યાસથી સમજાય છે.

અન્યના સ્વભાવને, વાણીને, જીવનદૃષ્ટિને, માનસને, લાગણીને, વૃત્તિને, જીવનવ્યાપારને, ટૂંકમાં અન્યના સમગ્ર વ્યકિતત્વને સન્માન આપવું એનું નામ જ હૃદયસૌજન્ય અથવા માનસિક ઉદારતા. પણ એનો અર્થ એમ નથી કે તેમ કરવા જતાં—યોગ્ય રીતે કરવા જતાં—આપણે બીજાઓના દોષો પણ અપનાવી લઇએ છીએ. અનિષ્ટ પ્રત્યે ઉદાર મન

એટલે એની ઉપેક્ષા. પણ જો બીજાઓ આપણા પોતાના ક્ષેત્ર ઉપર હુમલો કરે, આપણા જીવન–વિકાસની આડે આવી ઊભા રહે તો એમને નમી પડવું, એમને વશ થઇ જવું, ઘેટાં જેવા થઇ જઈને એમના આક્રમણોથી આપણો તેજોવધ થવા દેવો કે પરાસ્ત થઇ જવું એ કંઈ ઉદાર માનસનું લક્ષણ નથી. તેવે વખતે તો આત્મશ્રદ્ધાપૂર્ણ, શાંત અને સબળ, વિરોધ કરવો અને આપણને સફળતા મળે એટલી દૃઢતાથી ને એટલા પ્રમાણમાં વિરોધ કરવો એ જ ઉદારભાવનું લક્ષણ છે. સત્ય, સૌંદર્ય અને સૌજન્યના આવિર્ભાવના પ્રકારો અગણિત છે. અને તે દરેક પ્રત્યે આપણે, આપણી રીતથી તે તદ્દન ભિન્ન હોય તેમ છતાં, સંપૂર્ણ રીતે ઉદાર ભાવ રાખવો જોઇએ, પણ અનિષ્ટ પ્રત્યે તો ઉપેક્ષા અને કેટલીક વાર ઉપર્યુક્ત પ્રાણવાન પ્રત્યાઘાત પણ આવશ્યક છે. પણ તે જ સાથે, હરકોઇ પ્રત્યે, આપણું અનિષ્ટ ઇચ્છિનાર કે કરવા યત્ન કરનાર પ્રત્યે પણ તિરસ્કારની વૃત્તિ તો ઉદાર ભાવનો લોપ જ બતાવે છે.

આરોગ્યની માફક આ ગુણ પણ 'ચેપી' એટલે પ્રવર્તક છે. એ ઉદારભાવ રાખનારનું જ કલ્યાણ કરે છે એમ નથી; પણ જેના પ્રતિ એવો ભાવ રખાયો હોય તેનું પણ થોડેવત્તે અંશે કલ્યાણ કરે છે; અને બંનેને પરસ્પર સદ્ભાવ અને પ્રેમની ઘણી ઊંચી કક્ષાએ પહોંચાડે છે. **જે આનંદ અને આત્મીય સુખ આત્મોન્નતિની સાથે સર્વોન્નતિ નથી કરી શકતાં, તેની પ્રાપ્તિ માટે પ્રયાસ કરવો એ નિરર્થક છે.** એનાં કિરણોની ઉષ્મા એના સંપર્કમાં આવતાં સર્વ કોઈને લાગવી જ જોઈએ, કેમકે ઉદાર ભાવ એટલે

જ સ્વાર્થી સુખની ભાવનાનો ત્યાગ. કશાના યે પરિગ્રહથી ઉદારભાવથી ઉદ્‌ભવતો આનંદ મળી શકતો નથી.

કેટલાક એમ ધારે છે કે જે ન્યાયપ્રિય ખૂબ હોય તે બીજાં પ્રત્યે સહિષ્ણુતા રાખી શકે નહિ; હાર્દિક ઉદારતા અને ન્યાયપ્રિયતા તેમની દૃષ્ટિએ વિસંવાદી છે; પણ તે માન્યતા ભ્રમમૂલક છે. એવા 'ન્યાયપ્રિય' માણસમાં સાચી ન્યાયપ્રિયતા નથી પણ તેની યોગ્ય સમજણ ન હોવાથી તેનો આભાસ અથવા અતિરેક છે. એવા માણસે ઊંડું આત્મનિરીક્ષણ કરીને ન્યાયપ્રિયતાનો યોગ્ય મર્મ સમજીને માનસિક ઉદારતા કેળવવા મથવું જોઇએ; કેમકે માનવસમુદાયમાં દૃષ્ટિએ પડતા સત્ય, સૌંદર્ય અને સૌજન્યના અનેક આકારો અને પ્રકારોમાં રહેલો ગુપ્ત સુમેળ જોવો એ સાચી ન્યાયપ્રિયતાનું લક્ષણ છે. માનવી જીવનની પ્રત્યેક દિશામાં અમુક મર્યાદા તો રહેવાની જ. અમુક બંધનો તો જરૂરનાં જ છે. એ મર્યાદાનું જાણ્યે અજાણ્યે ઉલ્લંઘન કરવું તે તો કેવળ ગાંડપણ છે, તેની અવગણના કરવી તે મૂર્ખતા છે, પણ તેને સમજીને તે સહજભાવે નિભાવી લેવી એ જ સાચી ન્યાયપ્રિયતા છે.

હૃદયસૌજન્ય તો એક સૂક્ષ્મ અને તેથી જ ભારે શક્તિશાળી બળ છે. વિરાટ સ્વરૂપ ભગવાનનું તે એક લક્ષણ છે. સૃષ્ટિમાં અસંખ્ય જાતની અનેકવિધતા છે, ત્રણે ગુણોના જૂદા જૂદા પ્રમાણના સંયોગથી બનેલાં અસંખ્ય સ્વરૂપો છે, ભગવાન જાતે તે બધાં જ સ્વરૂપોને સહી લે છે. એની ધીરજને હદ નથી. જો તેમ ન હોત તો આ

વિશ્વનું પાલન અશક્ય થાત, એની ઉત્પત્તિ પણ તેના વડે જ શક્ય બની છે. માનવીની અનેક પરિમિતતાને ભગવાન સહી લે છે, તેથી તો આપણને સદૈવ વધારે ને વધારે પ્રભુમય, આનંદમય, પ્રફુલ્લ થવાનું ક્ષેત્ર મળ્યું છે અને તેમ થવાય છે. ભગવાનની સૃષ્ટિનો મધ્યાન્હનો સૂર્ય તે તો પ્રખર, તેજસ્વી, 'પ્રેમ' છે. એને તો કોઈક જ જોઈ શકે એટલો તે જ્વલંત છે. પણ ઉદારભાવ એ તો એનો ઉષઃકાળ છે. એ તો સર્વ કોઈ નિહાળી શકે અને એમાં રાચી શકે. એ પણ ઉષઃકાળની માફક અનેક વર્ણો ને અનેક સ્વરૂપોવાળો છે.

પોતાની વ્યક્તિગત વિશિષ્ટતાને અનુસાર અને પોતાના ધ્યેયને અનુલક્ષીને વિચાર, વાણી ને વર્તન રાખવાં તે યોગ્ય જ છે; પરંતુ એ જ પ્રકારમાં સંપૂર્ણ સત્ય સમાયેલું છે એવી મતાંધતા રાખવી, એને જ બધાં અનુસરે એવો હઠાગ્રહ રાખવો એ હૃદયની અનુદારતા જ બતાવે છે, ક્ષુદ્રતા જ બતાવે છે, એથી પરિણામે બધાંને હાનિ જ થાય છે.

તેથી ઊલટું, હાર્દિક ઉદારતાવાળા માણસનું મધુર હાસ્ય, એની મૈત્રીમય દૃષ્ટિ, એની સૌમ્ય વાણી, એની શાંતિમય વૃત્તિનો આવિર્ભાવ કરતી એની સુપ્રસન્ન મુખમુદ્રા ગમે તેવા ક્ષુબ્ધ અને ગરમ વાતાવરણને શાંત અને શીતળ કરી નાંખે છે; અસ્વસ્થ મન તથા દુઃખી, ઉદ્વિગ્ન હૃદયને તે સ્વસ્થ અને પ્રસન્ન કરી શકે છે. સમસ્ત વિશ્વને એવો માણસ પોતાની પ્રેમાળ બાથમાં શમાવે છે; બધાંને શાંતિથી,

પ્રેમથી, અનુકંપાથી તે સાંભળે છે, બધાંને સમજવા માંગે છે, અને તદ્દન વિરોધી દષ્ટિબિંદુની પણ કદર કરવા તે મથે છે. એના મન ઉપર પડતા સર્વ સંસ્કારોને તે અનાસકિતથી, તટસ્થતાથી, અલિપ્તતાથી ગ્રહણ કરવાનો પ્રયત્ન કરે છે; એટલું જ નહિ પણ તે પ્રત્યેક પ્રસંગને, વિચારને, વ્યકિતને સમગ્ર, સર્વતોમુખી વિરાટ દષ્ટિથી જોવા માટે સતત જાગૃત રહે છે.

મનને સમતોલ રાખનાર, હૃદયને અનુકંપાથી હલાવનાર, ચિત્તને સુપ્રસન્ન રાખનાર હાર્દિક ઉદારતા છે. સર્વ કોઈ આપણા પર એ ભાવને પરિણામે પ્રેમ રાખે છે, અથવા કંઇ નહિ તો આપણી વિચિત્રતાઓ સહી લે છે. આમ જીવનસાફલ્યની ગુરુચાવી આ ભાવનું પરિશીલન છે.

યોગ્ય વિચારોમાં એટલી સર્જક શકિત છે કે તે ધાર્યું પરિણામ લાવવા માટે અનુકૂળ પરિસ્થિતિ ઉપજાવી શકે છે. આપણા જીવનને કલ્યાણકારી માર્ગે લઈ જાય એવા પ્રવાહો ને બળો આપણી અંદર અને બહાર ઉપજાવે છે; તેથી શકય તેટલી નમ્રતા સાથે જ્યાં જ્યાં કંઈ શુભ હોય, સારૂં હોય તેની યોગ્ય કદર કરવાની, અને જ્યાં અનિષ્ટ હોય તેની સાથે યુદ્ધ કરીને તેનો પરાજય કરવાની પ્રેમાર્દ્ર માનસિક દઢતા આપણે કેળવવી જોઇએ. અન્યમાંના સદ્ અંશને શોધી કાઢવાનો અને તેનું પૂરું મૂલ્યાંકન કરવાનો પ્રામાણિક પ્રયાસ આપણામાં જ તે તે ગુણોના વિકાસને ત્વરિત અને બળવાન ગતિ આપે છે.

એક સામાન્ય માન્યતા એવી છે કે ઉદાર ભાવ બીજાં પ્રત્યે જ રાખી શકાય, પોતાની પ્રત્યે નહિ, એ પણ એક

ભ્રમ છે. બીજાંઓ પ્રત્યે જાગૃતિપૂર્વક, જ્ઞાનપૂર્વક ઉદાર ભાવનો અભ્યાસ પાડયો હોય તો આપણી પ્રત્યે પણ તેવો ઉદાર ભાવ આપણે રાખતાં શીખી શકીશું. એમ કરતાં કરતાં આપણાં મંતવ્યો, આપણી લાગણીઓ, આપણી શક્તિઓ અને આપણી સફળતા તેમજ નિષ્ફળતા વિષે આપણે યોગ્ય મૂલ્યાંકન કરતાં શીખીશું, અને મતાંધ, હઠાગ્રહી, કૂપમંડૂકી વૃત્તિવાળા થતાં અટકીશું.

કોઈ પણ એક સદ્‌ગુણને યોગ્ય રીતે કેળવ્યાં જ કરવાથી અને આવી રીતે તેની ઉચ્ચોચ્ચ કક્ષાએ તેને લઇ જવાથી જીવનનો જે એક માત્ર યોગ્ય હેતુ છે—**જીવ** માત્રનું જે અંતિમ ધ્યેય છે—તે તરફ એટલે કે આત્મસાક્ષાત્કાર તરફ, પ્રકૃતિના સ્વભાવથી મોક્ષ તરફ આપણી ગતિ કરી શકાય છે, તે પણ આ એક સદ્‌ગુણના અભ્યાસથી સિદ્ધ થઈ શકે છે, અને તેથી આપોઆપ બીજા સદ્‌ગુણો કેળવાય છે, એ સત્યનો સ્વીકાર માત્ર કલ્પના કે વાદ ઉપર જ આપણે માટે અવલંબી રહેતો નથી, પણ તેના અનુભવ ઉપર અવલંબે છે.

---

# હવે લગની લગાડોને

**ગઝલ**

જીવન સ્વામી તણા ભાવે જીવનમાં આચરે છે જે,
હૃદય-આનંદ સાચો તે અનુભવી એકલું શકશે.

રસમ, રીતો, બધી સમજણ, મમત, પોતાની મૂકીને
ચહે છે જે જીવન-પ્રિયને ખરેખરું લ્હાણુ પામે તે.

જીવન-પ્રિયમાં ભળી જાવા જીવન-પ્રિયનું ચહ્યું કરતાં
ઉમળકો ઊગતો જેને, બને તે પ્રિયનું પ્રિય હા !

હૃદયની નમ્રતા સાચી હૃદય-ભક્તિથી વારીને,
ઉમળકે બોલ જે પ્રિયનો ઉપાડે, તે વરે પ્રિયને.

મળ્યાં જે એકબીજાને પરસ્પર એક બનવાને,
જૂના વ્હાલા વિષે બનવું હવે તો દઢ કરી મનને.

સમર્પણ-યજ્ઞની વેદી પરે બલિદાન આપીને
ચઢે જે પ્રિયને મળવા, બને છે એક પ્રિયમાં તે.

જગત-સંસારી લ્હાવાને ગણી જે તુચ્છ જીવનમાં,
જિવન રસ પ્રેમ આનંદે શમે પ્રિયમાં, ભળે પ્રિયમાં.

જીવન-સર્વસ્વ કુરબાની કરંતાં પ્રિયને કાજે
દીવા કોઠે થતા જેને જીવનની લ્હાણ પામે તે.

કૃપા કરીને હૃદય સમજી, જીવનનો મર્મ સમજીને
જીવન-પ્રિયમાં ભળી જાવા હવે લગની લગાડોને.

**કુંભકોણમ**
તા. ૨૭-૮-'૪૭

---

# વિવેકશક્તિ

કરાંચી
તા. -૪-'૪૦

પ્રભુ આપણી પાસેથી જે જાતની દિવ્ય જીવનની અપેક્ષા રાખે છે તેવું જીવન પ્રાપ્ત કરવા માટે વિવેકશકિત અનિવાર્ય છે. જુદી જુદી ચીજો કે જુદા જુદા વિચારો, લાગણીઓ વગેરેનાં લક્ષણો પારખીને તેમની વચ્ચેનો ભેદ ને તેમની વિશિષ્ટતા જોઈ શકવાની શકિત,—એ એકજ લક્ષણ કંઈ વિવેકશકિતનું નથી. અલબત આ શકિતનું એ એક મુખ્ય કાર્ય છે. પણ એનો વિકાસ થતાં એ શકિત વડે વધારે ઉચ્ચ, વધારે જટિલ અને વધારે સૂક્ષ્મ સ્વરૂપોનાં દર્શન થઈ શકે છે, તેમની પ્રત્યે સાચું વલણ ધરાવી શકાય છે અને તે દ્વારા તેમનું યોગ્ય વર્ગીકરણ કરીને તેમનું સાચું મૂલ્યાંકન કરી શકાય છે. બુદ્ધિની આ શકિતનો યોગ્ય રીતે વિકાસ થયો હોય અને તેનો સદુપયોગ કરવાની જ્ઞાનપૂર્વક ટેવ પડી હોય તો એથી સત્યની સૂઝ પણ પડતી જાય છે તથા કયી બાબતને કેટલું મહત્ત્વ આપવું તે પણ માલમ પડે છે. આવી સમજણ વિના સાચું જીવન અશકય છે.

માણુસ ચતુર હોય, હોંશિયાર હોય પણ તેનામાં ડહાપણ—જ્ઞાન ન પણ હોય. સાચા જ્ઞાનનું એક મુખ્ય લક્ષણ વિવેક છે. વિવેક ન હોય ત્યાં જ્ઞાન સંભવે જ નહિ. કેટલાક માણસો ખૂબ લાગણી પ્રધાન હોય છે અને તેમનામાં વિવેક-શકિત ઘણી ઓછી હોય છે. આનું પરિણામ ઘણું હાનિકારક નીપજે છે. કેવળ બુદ્ધિથી કે કેવળ લાગણીથી કે બન્નેમાંથી

એકના વધારે પડતા ઝોકથી જે જીવન જીવાય છે તે વિવેક-શક્તિ ત્યાં ન હોવાથી અપૂર્ણ જ છે.

વિવેકશક્તિ તો એક ન્યાયાધીશની અને પછી શ્રીકૃષ્ણ જેવા સારથીની ગરજ સારે છે. અમુક વિચાર કે વૃત્તિ, લાગણી કે ભાવ, કે અમુક વર્તન યોગ્ય છે કે નહિ એવો પ્રશ્ન જ્યારે ઊઠે છે અને એની ગડમથલ જ્યારે માણસના અંતરમાં થાય છે ત્યારે વિવેકશક્તિ તેની વહારે ધાય છે. તે તે પ્રશ્નને લગતી બધી બાજુઓનો વિચાર કરે છે, એ પ્રશ્નની તરફેણનાં ને વિરુદ્ધનાં લક્ષણો કે તત્ત્વો શોધીને તેની તુલના કરે છે અને છેવટે જાણે પોતે કોઈ ત્રીજી જ વ્યક્તિ હોય અને ગડમથલ ઉપજાવનાર પ્રશ્નની સાથે જાણે પોતાને કંઇ જ નિસ્બત ન હોય તેવી તટસ્થતા ધારણ કરીને પછી પોતાનો ચુકાદો જાહેર કરે છે. આવી તટસ્થતાના પરિણામે જે નિર્ણય થાય છે તેથી જ માણસ ભગવાને નિષિદ્ધ કરેલા માર્ગે ભટકતો અટકી જાય છે અથવા ભટકેલો પાછો વળે છે. વિવેકશક્તિ ન હોય તો જીવનનો કોઈ હેતુ, કોઇ કારણ કે ધ્યેય રહેતું નથી. જીવનમાં જે કંઇ ભવ્યતા છે, પ્રશંસાપાત્ર લક્ષણ છે, આનંદ છે, તે એ શક્તિને આભારી છે. એ શક્તિ જેટલી ઓછી તેટલી આપણી જીવન–પથમાં પડી જવાની ને ઠોકરો ખાવાની સંભવિતતા વધારે.

વિવેકયુક્ત મનોદશા ને વર્તન માટે જે તટસ્થતાની જરૂર છે, તે તટસ્થતા અનાસક્તિ વગર અસંભવિત છે. તટસ્થતા અને અનાસક્તિ લગભગ પર્યાયવાચક શબ્દો છે, છતાં તેમાં ભેદ પણ છે. તટસ્થતાને એક રીતે અનાસક્તિનું

પરિણામ પણ ગણી શકાય. એ અનાસક્તિ મેળવવા માટે આપણે આપણા મનના વળાંકો પ્રમાણે ચાલવાનું મૂકી દેવું પડશે અને દરેક પ્રશ્ન, પ્રસંગ, કે વ્યક્તિ પરત્વે તે અંગેની જે સાચી મૂળભૂત હકીકતો હોય તે જ, કેવળ તે જ, જોતાં શીખવું પડશે અને ફક્ત એના આધાર ઉપર જ આપણું વર્તન રાખવાનું સાહસ, હિંમત અને શક્તિ મેળવવાં પડશે.

જીવનમાં એવા અનેક પ્રસંગો આવે છે,—ખાસ કરીને આજના સામાજિક, રાજકીય, ધાર્મિક, આર્થિક વગેરે જાતની ઉથલપાથલના જમાનામાં—કે જ્યારે આપણે લાગણી-ના પૂરમાં એક લાકડાની માફક તણાયા જઈએ છીએ. આવાં પ્રલયનાં પૂર એવાં પ્રચંડ હોય છે કે તેમાંથી બચવા વિવેકરૂપી નોઆની નૌકા (Noah's Ark)ની જરૂર રહે છે. અથવા હિંદુધર્મનું દ્રષ્ટાંત લઈએ તો, આપણામાં પ્રભુના કુર્માવતારની જરૂર રહે છે. એના વિના આપણી લાગણીઓ આપણી ચેતનાને વધતા જતા બળથી વળગતી જાય છે ને ઘેરી લે છે. પરિણામે વિવેકશક્તિ ગૂંગળાઈ જાય છે અને લાગણીઓએ સજાવેલા, દેખીતી રીતે સ્વર્ગના જેવા પણ ખરી રીતે પરિણામે વિષમય એવા સુખમાં મહાલ્યાં કરીએ છીએ. આમ ધીમે ધીમે, આપણને કલ્પના પણ ન હોય એવી રીતે, આવી લાગણીઓ આપણને પોતાની માયાજાળમાં ફસાવે છે અને આપણો સર્વનાશ કરે છે. તેમ છતાં જો કોઈ આપણને આપણી આ મોહનિદ્રામાંથી જગાડવાનો પ્રયત્ન કરે છે અથવા કોઈ એવો પ્રસંગ બને છે કે જેથી આપણું એ મનોરાજ્ય રમવાનાં પાનાંના મહેલની માફક એકદમ ભાંગી પડશે એવો સંભવ ઊભો થાય છે, તો આપણે આવાં આપણાં

સાચાં હિતેચ્છુ સ્વજનો કે પ્રસંગો સામે તડૂકી ઊઠીએ છીએ અને વાઘની જેમ એના ઉપર તરાપ મારવા તત્પર થઇ જઇએ છીએ; અને એક પ્રત્યાઘાત તરીકે સવિશેષ જોરથી આપણે એ વિનાશક પણ મોહક લાગણીના આવેગને વળગીએ છીએ. છેવટે આપણે આપણું પૌરુષ, આપણું સાચું હીર, વ્યક્તિત્વ ગુમાવી બેસીએ છીએ એટલું જ નહીં પણ એ ગુમાવીએ છીએ એવું ભાન પણ આપણને રહેતું નથી. આપણે તો પ્રામાણિક નિષ્ઠાથી, ખરા દિલથી, એ આવેગને જ આપણું સ્વત્વ, આપણું જીવન, માની બેસીએ છીએ. આપણે-જ સાચા છીએ, આપણે લીધેલો રાહ જ સાચો છે અને તે જ એક સાચો છે, બીજાંઓ નથી આપણને સમજતાં, નથી આપણા સંજોગોને જોતાં, નથી આપણી લાગણીઓ કે ભાવ કે વિચારોને માન આપતાં અને નકામી દખલ કર્યાં કરે છે તથા કડવાશ ઊભી કરે છે એમ આપણને લાગ્યાં કરે છે. આવી આપણી દૃષ્ટિ ને વૃત્તિ થઇ જવાથી આપણાં સાચાં સ્વજનો આપણને આંખની કણી સમાં ખૂંચે છે. આપણને એમ જ દેખાય છે કે આખી દુનિયાએ આપણી સામે કાવત્રું કર્યું છે અને આપણી મુરાદો બર ન લાવવા માટે જ કટિબદ્ધ થઇ છે. આવી દશાએ પડયા પછી આપણું જીવન નિઃસત્ત્વ કે દ્વેષમય અને ખારું બની જાય છે. ખરી રીતે જોતાં આવી લાગણીથી વિવશ બનવું એ માનવીના વિકૃત સ્વરૂપની નિશાની છે. જ્યારે જ્યારે કોઈ માનવીના કે વાતાવરણના કે તેથી નીચી કક્ષાના બળના પંજામાં આપણે સપડાયા છીએ એવું આપણને સૂઝે ત્યારે ત્યારે એ દશામાંથી આપણો ઉદ્ધાર કરવા માટે, આપણું સમગ્ર

બળ કેંદ્રિત કરવા માટે, આપણે અંતરના ઊંડાણુથી પ્રભુની પ્રાર્થના કરવી જોઇએ કે તે તેમાંથી આપણને મુક્ત કરે. વિવેકસૂર્યનાં કિરણો લાગણીના અંધ કરી દેતા ધુમ્મસને વિખેરી નાંખે તે માટે સૂર્યનું આવાહન કરવા પ્રચંડ પુરુષાર્થ આપણે કરવો જોઇએ.

મનુષ્યમાં અંતર્ગત રહેલા પરમાત્મ તત્ત્વનો પૂર્ણ આવિષ્કાર થવામાં લાગણીનું આવરણ અવરોધ કરે છે. પણ કદાચ વિશેષ અવરોધ તો બુદ્ધિનું આવરણ કરે છે. **બુદ્ધિ લાગણી કરતાં પણ વધારે આગ્રહી અને વધારે લાંબો કાળ પોતાનું જીવન ટકાવવાની શક્તિ-વાળી** છે. બુદ્ધિની પકડ લાગણીની પકડ કરતાં વધારે મજબૂત છે. બુદ્ધિથી દોરાતા મનુષ્યો ઘણીવાર પોતે સેવેલી કોઈ માન્યતાને એવા સજ્જડ વળગી રહે છે કે તેથી તેમનો વિકાસ થતો અટકે છે. વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન કે ધર્મજ્ઞાનમાં નિષ્ણાત એવા કેટલાયે પંડિતો વિષે આપણે જાણીએ છીએ કે તેઓ પોતાના વાદમાં જ એટલા બધા ગુંચાયેલા રહે છે કે એ વાદની વિરુદ્ધની કોઈ પણ વિચારસરણીમાંનું તથ્ય તેઓ જોઇ શકતા નથી.

આપણા જીવનપથમાં અનેક જટિલ અને નાજુક પ્રશ્નો ઉદ્‌ભવ્યા કરે છે. આપણે ઘણીવાર મૂંઝાઇએ છીએ કે અમુક પ્રશ્નનો નિકાલ કેમ આણવો. તે પ્રશ્નને અંગે ઉદ્‌ભવેલા અનેક જાતનાં મનનાં, લાગણીનાં, પ્રાણતત્ત્વનાં બળો આપ-ણને જુદી જુદી દિશાએ ઘસડી જવા મથે છે. આવે વખતે આપણું સમતોલપણું સાચવનાર વિવેકશક્તિ છે. એ શક્તિ

તો બળવાન છે અને દઢતા એનું એક લક્ષણ છે. હેમ્લેટના જેવા 'આ કરવું, કે ના કરવું' એવા શંકાવમળમાં જ રચ્યાપચ્યા રહેવાની વૃત્તિ કંઈ વિવેકશકિત નથી. કેવળ તર્કશકિત શંકા જ ઉપજાવે કે ખાલી દિવાસ્વપ્નો રચે. કેવળ બુદ્ધિપ્રભાવ આપણને આંજી નાખે. કેવળ લાગણીઓ આપણને કયાંના કયાંય ઘસડી જાય. પણ વિવેકશકિત આપણી સહાયે આવીને એ ત્રણે શક્તિઓનું યોગ્ય પ્રમાણમાં સંમિલન કરે છે. અને તે દ્વારા આપણા કૂટ પ્રશ્નોનો ઉકેલ સૂઝાડે છે તથા કુશળ વર્તન કરવાનું સરળ કરી મૂકે છે.

વિવેક એટલે સમ્યગ્ દર્શન કરાવનારી આપણી દૃષ્ટિ, યોગ્ય ભાવ રખાવનાર આપણું હૃદય, યોગ્ય કર્મ સૂઝાડનાર સદ્બુદ્ધિ. ભગવાનને પંથે ધપતા, અથડાતા–કૂટાતા અજાણ પ્રવાસીને તો તે આંધળાની લાકડી સમાન છે. માનવીનો સાચો સુહૃદ્ આ શકિત છે. આ શકિત જ તેની શ્રદ્ધા ટકાવી રાખે છે, તેનામાં નવા પ્રાણ રેડે છે અને અનેક મુશીબતોનો સફળ સામનો કરવાની યુકિત બતાવે છે. આપણા આંતર્માનસનું પૃથક્કરણ કરતાં કરતાં તે શક્તિ આપણને આત્મચિંતન સુધી લઇ જાય છે. અરે ! એને પ્રાર્થના કહીએ તો પણ ચાલે. એક આદર્શનું ખૂબ ભાવપૂર્ણ ચિંતન એ પણ પ્રાર્થના જ છે ને? આમ તે બલપ્રદ અને ઊર્ધ્વગામી છે.

પણ આ શક્તિનો વિકાસ, દંભી, આત્મવંચના કરનાર વ્યક્તિથી કદી થઇ શકે નહિ. સ્ફટિક જેવા સ્વચ્છ

એટલે કે નિખાલસ અંતઃકરણના પાયા ઉપર જ પૂર્ણ-જીવનની ભવ્ય મહેલ રચી શકાય. મનની સ્થિરતા વિવેક-શક્તિના વિકાસ માટે આવશ્યક છે, પરંતુ અંતરની તીવ્ર અભિલાષા હોય તો એ સ્થિરતા અને વિવેકશકિત બંને પ્રાપ્ત થઈ શકે.

વિવેકશકિત કેટલીકવાર આપણામાં વિષાદની છાયા પણ ઉપજાવે. આપણી મનીષાઓની અયોગ્યતા, આજ સુધીના આપણા પ્રયત્નોની દિશાભૂલ તથા આપણા માની લીધેલા વિજયોની પોકળતા ઉઘાડી પાડીને કેટલીક વાર વિવેકશકિત આપણને દુઃખી દુઃખી કરી મૂકે છે. પણ આપણો આધ્યાત્મિક પ્રગતિ કરવાનો પ્રયત્ન જોરદાર હશે અને આપણામાં ખરી જિજ્ઞાસા જાગી હશે તો એ વિષાદ ક્ષણ-જીવી જ નીવડે છે, અને નિરાશા આણનાર એ વિવેકશક્તિ આપણામાં સાહસ અને નિર્ભયતાનો સંચાર કરે છે, આપણામાં આત્મશ્રદ્ધા અને આત્મવિશ્વાસ વધારે છે અને દૈવીશક્તિના ઓજસથી આપણું આખું વ્યક્તિત્વ ભરી દે છે.

દરેકે દરેક વિચાર, લાગણી, ભાવ, વર્તનનું સત્યના જેવી કઠોરતાથી અને ન્યાયના જેવા નિર્દય નિષ્પક્ષપાતથી નિરીક્ષણ કરાવનાર સૂક્ષ્મદર્શક યંત્ર આ વિવેકશક્તિ છે. દરેક વૃત્તિ, લાગણી આદિનું રહસ્ય જોયા વગર એનો કેડો તે મૂકતી નથી. તેથી જ તે પ્રત્યેકનું સારાખોટાપણું કે તેના સારાખોટાપણાનો અંશ આપણી નજર સમક્ષ ખડો કરે છે. સાધારણ માણસને તો જેનો સ્વપ્ને પણ ખ્યાલ ન આવે એવા, પાતાળના ગર્ભમાં પેઠેલા હેતુઓને તે બહાર ખેંચી કાઢે છે અને એ દ્વારા યોગ્ય માર્ગદર્શન કરે છે.

વિવેકશકિત બહારના દેખાવોથી છેતરાતાં આપણને બચાવે છે. "પીળું એટલું બધું સોનું નથી" એ કહેવતની યથાર્થતા એ જ સિદ્ધ કરે છે. સત્ય અને સત્યનો આભાસ એ બેની વચ્ચે તો આસમાન જમીનનો ફરક છે. મોહક દેખાવ અને સાચું હીર એ બે જુદાં જ તત્ત્વો છે એવું શીખવાડનાર વિવેકશકિત છે. તેવી જ રીતે કુરૂપ અરુચિકર દેખાવથી ઉત્પન્ન થતી ધૃણામાંથી પણ તે જ બચાવે છે. એ જ સમજાવે છે કે **ખેતરમાંનું ખાતર ગમે તેટલું દુર્ગંધ ફેલાવતું હોય તો પણ એને સૃષ્ટિમાં સ્થાન છે જ અને ત્યાં એનો ઉપયોગ પણ છે જ.** આવી રીતે આપણામાં માનસિક ઉદારતા તેવી સમજ–કળા પ્રગટાવે છે. કઠોર દિલના માણસો કે પ્રસંગો પાછળ પણ અમુક હિતકારક કલ્યાણકારક ઉદ્દેશ છે એમ સમજાવીને કેટલું ધૈર્ય અને આશ્વાસન તથા બળ તે આપે છે! એ શકિત વડે જ આપણને ખ્યાલ રહે છે, કે મધમાખ ડંખ દે છે પણ મધ જેવું સ્વાદિષ્ટ અને પૌષ્ટિક ખાદ્ય આપનાર પણ મધમાખ જ છે. કોયલ છે તો કાળી પણ તેના કંઠે કોને મુગ્ધ નથી કર્યાં?

પરમ હિતકારી અને આનંદદાયી આ ગુણ કેળવવો એ દરેકના પોતાના હાથની વાત છે. વિદ્યાની માફક તે પણ વપરાશથી વિકસે છે. જીવનના મહાન કોયડા વખતે જ નહિ પણ ઝીણા ઝીણા દેખાતા રોજે રોજના પ્રસંગોએ પણ તે વાપરવાની ટેવ આપણે પાડવી જોઇએ. આમ થતાં જ તે ગુણને લીધે આપણું દિવ્ય રૂપાંતર થતું જાય છે. આપણું જીવન વ્યષ્ટિમાંથી સમષ્ટિ સુધી પથરાયેલું થતું જાય છે. પછી તો એ શક્તિ દૈવી પ્રેરણા કે આંતર્નાદમાં

પરિણમે છે. ત્યારે સત્ય તારવી કાઢતાં આંખના પલકારા જેટલી પણ વાર લાગતી નથી. સ્થૂળ ચીજોની માફક પ્રત્યેકનું હાર્દ આપણી અંતરની આંખની આગળ તરત જ ખડું થાય છે. છેવટે નિર્ભ્રાન્ત માર્ગદર્શક તે શક્તિ થઈ જાય છે.

કોઇ પણ વિચાર કે લાગણી કે વૃત્તિ ગમે તેટલી જોરદાર હોય, આગ્રહી હોય, આવરી લેનાર હોય તો પણ તેની સામે વિવેકબુદ્ધિએ આપેલા શસ્ત્ર વડે આપણે લડવું જ પડશે. એને આપણા હૃદયમાં કાયમનું સ્થાન તો ન જ આપી દઈ શકાય. એમ કરી શકવામાં વિવેકશક્તિનો વિકાસ અત્યંત આવશ્યક છે.

આવા અનેકવિધ દિવ્ય આયુધોવાળા અને બળવાન યોદ્ધાને આપણે સતત પોતાની સહાયે રાખવા પ્રયત્ન કર્યા જ કરવો જોઈએ. વિવેકશક્તિની અનિવાર્યતા તથા ઉત્તમતાનું સત્ય આપણને જેટલું વહેલું સૂઝે અને તેનો જ્ઞાનપૂર્વક ઉપયોગ જેટલો વધારે કરતા થઇ શકીશું તેટલો વિશેષ લાભ આપણને થશે.

---

# હૃદયનાં આંસુ

**ઘણું વ્હાલાં સૌ. બહેન,**

ગ ઝ લ

હૃદયનાં આંસુનું મૂલ્ય હૃદય તે એકલું જાણે,
ન મૂલ્યાંકન કશાથી યે કદી એનું થઇ શકશે.

પડેલાં આંસુઓ તે તો હજી મુજથી ન ભૂલાયે,
હૃદયમાં ભાવ—મૂર્તિને અહા ! તે કેવી જન્માવે !

હૃદયનાં આંસુનો ભાવ હૃદયથી જે રડી જાણે,
સમજશે એકલાં તેવાં અનેરો ભાવ એનો જે.

પડે નવ આંસુઓ અમથાં, કથા આંસુ તણી ન્યારી,
વહે છે આંસુની અંતર હૃદયનો મર્મ કો ભારી.

હૃદયની ભાવના કેરો વહે ઇતિહાસ આંસુમાં
અને આંસુથી જે ભાવ બઢાવે શકિત તો તેમાં.

ન લૂલી ભાવના આંસુ તણી, શકિત મહા એ તો
જગવવાને, બઢવવાને, હૃદયનો ભાવ—આંસુઓ.

વહાવો આંસુ ના અમથાં, વહાવો જ્ઞાનપૂર્વક તે
હૃદયના મર્મને વીંધવા, હૃદયમાં ભાવ ઠરવાને.

ગમે આંસુ મને વ્હાલાં પ્રભુ પ્રકટાવનારાં છે,
હૃદય ખુલ્લું કરાવીને હૃદય–ચરણે ઠરાવે તે.

વહે જ્યાં આંસુઓ અંતર ભીનું ત્યાં થાય કેવું તે !
અને એકાગ્રતા ભાવ હૃદય શો જામતો લાગે !

હૃદયની ઊર્મિમાં કોઇ રીતે *સંચાર જ્યાં લાગે,
બની આંસુ રૂપે ઊર્મિ હૃદયનો ભાવ પ્રકટાવે.

જીવન-આંતર દશા આંસુ થકી કેવી જણાયે, જે
લહે અંતર વિષે, આંસુ મહા સાધનરૂપે એને.
મહા આનંદથી આંસુ વહે અંતર થકી જેને
રૂડાં એવાં અહા ! આંસુ પડે, તે ભાગ્યશાળી છે.

નકામાં દુઃખને કાજે વહાવે આંસુ નયને જે,
જીવન નિર્બળ કરી નાંખી, નમાલાં શાં બને પોતે !

જીવન જન્માવવા આંસુ તણી જે સાધના કરશે,
જીવનનો પામીને તેવાં મહા બડભાગી શાં બનશે !

રડયાં કરજો, રડયાં કરજો કરી ખુલ્લું હૃદય સઘળું,
પ્રભુ ચરણે નિવેદન સૌ તમે જે તે કર્યાં કરજો.

પ્રભુ પોતે નથી બ્હેરા બધું યે સાંભળે છે તે,
હૃદયથી જે કહે અંતર—પ્રભુને, તે પ્રભુ સૂણશે.

કહેવાની કળા એવી પ્રભુને તો અકળ ભારે
મુંઝાતાં ને ગુંચાતાં હો, પ્રભુને સાદ દો ત્યારે.

કહેવામાં પ્રભુને ત્યાં બધો તમ આતમા રેડો,
કહી અંતર કરો ખુલ્લું જણાવી સૌ જણાવીને.

---

* આઘાત

પ્રભુની સાથ જે ગાંઠ હૃદયની બાંધશે ભાવે,
પ્રભુ એને પિછાનીને હૃદય અપનાવશે પ્રેમે.

જીવનના સર્વ સંબંધો થકી સંબંધ પ્રભુ કેરો
હૃદય જેને ઘણો વ્હાલો, પ્રભુજી સાંભળે એને.

અજીઠું ના કશું એને ખપે, એનો સહુ પ્હેલું
ધરાવી નિજનું સઘળું, પ્રસાદીરૂપ લો પછી સૌ.

વહાવો આંસુ અંતરનાં હૃદયના આર્ત ને આર્દ્ર
સ્ફુરંતા ભાવથી; ઠરવા બધો આધાર પ્રભુ–પાદ.

હૃદયનાં આંસુથી હૈયું વલોવાયે ઊંડું જેનું,
હૃદયના ભાવનો પડઘો પડાવે તે ખરે ઊંડો.

હૃદય પૂરું શમવવાને પ્રભુ સાધન રૂપે આંસુ
મહા મૌકિતક અણમોલ પ્રસાદીથી મળ્યાં તે સૌ.

જીવનને જે તપશ્ચર્યા રૂપે અંતર વિષે સમજે
'જીવન આનંદ કાજે છે', જીવનને એમ સમજે તે.

સુરતથી બાર જતાં
તા. ૩૦–૭–'૪૫

# આધ્યાત્મિક જીવનનો તાગ

**પ્રિય ભાઇ......**

**સાયલા**
તા. ૬–૯–’૪૫

આધ્યાત્મ જીવનની કળા જાણનાર તો સાચો ગૃહસ્થાશ્રમી થઇ શકે છે, તેમ જ સહજમેળે તે સાથે સાથે સંપૂર્ણ સંન્યાસી પણ હોય. તે દેશસેવક પણ હોય ને આંતરરાષ્ટ્રિય સેવક પણ હોય. તે જેમ પોતાની પ્રજાનો હોય તેમ સમષ્ટિનો પણ હોય—એનામાં સમદૃષ્ટિ હૃદયથી જ સહજ હોય. એને કંઇ તેવું કે તેવા થવાપણું નથી. ત્યાં વિચાર પણ નથી, ને સંકલ્પ પણ નથી. જેવી જેવી એને જીવનમાં પરિસ્થિતિ મળ્યાં કરતી જાય તેમ તેમ તે ઉપર વહન કર્યાં કરે છે. એને કોઇ એક દૃષ્ટિ, વૃત્તિ ને વલણ નથી હોતાં —તે ફરતો યે હોય ને સ્થિર પણ; ને બન્નેમાંથી એક પણ ન હોય ને બન્ને સાથે પણ હોય. તે એક કાર્ય કરતો અનેક કર્મમાં પ્રવર્તતો રહ્યાં કરે છે. ને કશું જ નથી કરતો હોતો તો પણ તે ખરા સાચા ભાવમાં સહજપણે પ્રવૃત્ત રહેલો હોય છે. એને કશામાં પ્રવેશવું પડતું નથી, કારણકે એ પ્રત્યેકના સહજ સ્વભાવરૂપે છે; તે જેમ એક છે તેમ અનંત પણ હોઈ શકે, ને તેમ છતાં સંપૂર્ણ શૂન્ય પણ થઇ શકે છે. એ કર્મ છે, કર્મની અંતરમાં છે; કર્મની આદિમાં પણ છે, ને તે કર્મ જ એનામાં છે. આવા પ્રત્યેક અનુભવો એને જ્ઞાનપૂર્વક આત્માની સહજ શકિતના ભાનમાં થઇ ચૂકવાના જ. તે કશામાં પડતો નથી; કારણ કે એને

પડવાપણું નથી. તે કાળ છે ને કાળ તેનામાં છે ને તેથી પણ પર છે.

આપણા જીવનનો પણ એ જ આદર્શ છે. ઉપરનું બધું લખાણ બુદ્ધિમાં ન સમાઈ શકતું હોય કે બુદ્ધિથી ન સમજી શકાતું હોય છતાં તે હકીકતની વાત છે.

આપણે જ્યાં જવાનું છે એનો સ્પષ્ટ આદર્શ તો પ્રત્યક્ષ હૃદય–નજર સમક્ષ રહ્યાં કરવો જ ઘટે. તો જ જીવાત્મા પોતાના કર્મમાં–વર્તન–વ્યવહારમાં–વૃત્તિ–વિચારમાં પોતાની દૃષ્ટિ તે પરત્વે જીવતી રાખ્યાં કરે, તો જ તે સહજપણે ત્યારે ત્યારે જાગૃત બની શકે છે, જ્યાં પોતે જાગૃત બને છે–દિલમાં ખ્યાલ જાગે છે ત્યારે,–જેમ આપણને ખૂબ ક્રોધ ચડયો હોય છે ને ત્યારે ભાન રહેતું નથી, પણ ત્યાં જાગૃત થવાતાં તે ક્રોધ અટકી જતો જરૂર અનુભવી શકાય છે, ને ગુસ્સો ટકતો નથી; થોડીવાર પહેલાં આપણને જ તે પળે આપણે કેવા થયા હતા તેનું ભાન રહેતું નહોતું; પણ ત્યાં જે સાવધાન–કે જાગૃત હોય તે નિર્લિપ્ત રહે છે. તેવી રીતે કર્મમાં, વર્તન–વ્યવહારમાં, કે વૃત્તિ–વિચારમાં જાગૃતિનું સ્પષ્ટ ભાન થતાં જાગૃતિને યોગ્ય તે તે બન્યાં જ કરવાનું છે. માત્ર આપણને તે તે પળે જાગૃતિનું ભાન થતું નથી; અને એ જ નિર્બળતા છે. એ જાગૃતિનું ભાન નથી થતું એનું કારણ આપણને ધ્યેયમાં નિષ્ઠા નથી, એની લગની લાગી નથી, એની કડકડતી ભૂખ લાગી નથી, તે વાત નક્કી છે. તો હવે ભૂખ લગાડવા શું કરવું ? જે સાધન લીધું છે એનો સહૃદયતાપૂર્વક સતત અભ્યાસ કર્યા વિના ભૂખ

લાગતી નથી. તમે કહેશો કે તેવા અભ્યાસનો સમય જ ક્યાં છે? તો તે પણ વ્યાજબી છે; પણ આપણે જે યુગમાં જન્મ્યા છીએ, તે યુગના કાળ–ધર્મનાં લક્ષણો પ્રમાણે આપણે વર્તવાનું રહેશે. આપણે જે દેશમાં જે પ્રજામાં મૂકાયેલા છીએ, તે પ્રજાના આપણે અંશ છીએ, તે પ્રજાને પ્રત્યક્ષપણે ઉઠાવવાના સીધા કાર્યમાં ભલે ન હોઈએ, પણ આપણે પોતે હૃદયથી એવા ભાવનાશીલ રીતે ઊઠયાં કરીએ કે એવા ઊઠયાં કરવામાં જ સમસ્ત પ્રજા ઊઠતી હોય. તો એ કંઈ એક પ્રજાની માત્ર સેવા નથી, પણ સર્વ પ્રજાની અને એનાથી યે પર સમસ્ત સમષ્ટિની તે સેવા છે. આપણા જીવનનું કાર્ય એક પરત્વેનું હોવા છતાં સર્વ કાર્યમાં સમાઈ જતું હોય એવું તે સર્વ વ્યાપક હોઇ શકે છે. માત્ર જીવાત્માને પોતાના જીવન આદર્શને વિષે એવી જાતનો હૃદયથી સંપૂર્ણ સંતોષ–વિશ્વાસ હોવો ઘટે અથવા એવી તેમાં નિષ્ઠા જન્મેલી હોવી જોઇશે.

આપણામાં એવી સમજ પ્રવર્તે છે કે સંકલ્પ વિકલ્પ થતા બંધ થયા તે સંપૂર્ણ અનુભવસ્થિતિ; પણ આ જે જીવન્મુક્તિની આદર્શ સ્થિતિ છે તે તો છેલ્લી મર્યાદા છે. તેમ થયું એટલે સર્વ આવરણો હઠયાં; આત્માની ચેતનાશક્તિને પ્રકાશવાની મોકળાશ થઈ. અત્યારસુધી તો બાળક જેમ ઓરમાં ગુંગળાએલું રહેતું હતું તેમ છતાં તેમાં તે જીવતું હતું, પણ બહાર આવતાં તે ઓરથી મુક્ત બને છે, ને ઓરને પણ પૂરી કાઢી નાખવી પડે છે ને બાળક સાચા જીવપણામાં પ્રવેશે છે તેમ તેવી સ્થિતિવાળા થવાતાં જ ચેતના–ભાવ–શક્તિ સહજપણે એના ધોરણે આપોઆપ

પ્રગટ થતી અનુભવાય છે. ઉપર જે બધું વર્ણવ્યું છે તેવા અનેક અનુભવોમાં તે સહજપણે પ્રવર્ત્યા કરે છે, એ બધાંનું એને પ્રત્યક્ષ જ્ઞાન છે. માત્ર જીવાત્માની એવી જીવનમુકિતની સ્થિતિ થતાં સુધી જ બધી ભાંજગડ છે. એટલે આમાં જીવનમુકિત પર જ વધારેમાં વધારે મહત્ત્વ અપાયેલું છે. જીવનમુકિત વિના કશું જ ના બની શકે. જીવનમુકિત એ એનો પાયો છે. કશામાં જીવન્મુકિત સ્વીકાર્યા વિના કશું મેળવી કે આવડી શકતું હોતું નથી. માનવી–જીવાત્મા તેવી આત્યન્તિક જીવનમુકિત સ્વીકારવાની તૈયારી બતાવે છે; કારણ કે ત્યાં ફળ તે પ્રત્યક્ષ અનુભવે છે, અથવા અનુભવનો લક્ષ્યાર્થ મનમાં જીવતો રહ્યાં જ કરે છે. પણ સાધારણ માનવીને એવી જીવનમુકિત સહજમેળે સ્વીકારવાનું ઘણું કઠે છે. જેને એવું કઠે તે કાં તો તેની અનિવાર્યતા સમજ્યો નથી, કે એનું હાર્દ–મહત્ત્વ સમજ્યો નથી, અથવા આવા જીવનમાર્ગમાં પ્રવેશવાનું વિચાર્યું હતું ત્યારે તેમાં આવું આવું આવશે એવી કશી કલ્પના જ એને ન હતી. આધ્યાત્મિક જીવનમાં પડવું એ એને મન એક પ્રકારના વેપાર જેવું જ હશે અને ‘ચાલો ત્યારે ઝટ દઇને એમાં જે કંઇ મેળવવાનું હશે તે મેળવી લઇશું’ એમ એ કલ્પે છે; અથવા કોઇને કંઈ ખ્યાલ જ તે વિષે નથી હોતો. તો પણ એની ગંભીરતાનું ભાન તો બહુ જ ઓછા ઉચ્ચ માનવીને હોય છે. એનું ખરું ઊંડું સાચું જ્ઞાન તો એ જેમ જેમ અંદર પ્રવેશતો જાય છે તેમ તેમ એને જાગતું જાય છે, ને ત્યાં જે કાચોપોચો હોય છે તે લથડી પડે છે. ત્યાં એની મર્દાનગીને પોકાર દેવાનો સાચો અવસર ઊભો થતો હોય છે.

એનું સર્વ પુરુષાતન ત્યાં ખપી જાય એવા તે કોઇ ભારે અલૌકિક યુદ્ધમાં ઝંપલાવતો હોય છે. દુનિયાના યુદ્ધમાં પડેલાની તો જગતને ખબર પણ હોય છે, એના જશ અપજશ પણ ગવાય, પણ આ યુદ્ધ તો કોઈ જોઇ ના શકે, કારણ કે જગતને—જગતમાં એવી દૃષ્ટિ—વૃત્તિ તે પરત્વે હોતી જ નથી. જેને જેવી દૃષ્ટિ હોય તેવું જ તે જોઈ શકવાના, એટલે એની કદર કરનારું તો કોઈ જ નહિ મળવાનું. એની કદર તો એનું હૃદય પોતાનાથી સંતોષ વાળ્યાં કરતું હોય તે જ ખરું. બાકી તો એની આસપાસ આખું સમસ્ત જગત હોવા છતાં તે પોતે જ એકલો રહ્યા કરતો હોય છે. તે હળે છે ભળે છે ભલે, પણ તે પોતાને એકલો ને એકલો જ લાગતો હોય એવું સહજપણે અનુભવતો હશે. આમ એક બાજુ સારું યે જગત અને એક બાજુ પોતે એકલો. જગત એને સંપૂર્ણ નકારે અને સંપૂર્ણ આવકારે પણ ખરું; એ બન્નેની પરવા ધર્યે એને ચાલશે ના. ને એમ જે સાધક પહેલાં "ચાલો, આ આધ્યાત્મિક ક્ષેત્રમાં ઝંપલાવીએ" એવી વેપારી દૃષ્ટિથી આ ક્ષેત્રમાં આવ્યા હશે તેઓ કંઇ સમજી શકશે નહિ, ને "સેવાનું આ ક્ષેત્ર તો રાગદ્વેષથી પર છે, સ્થૂલ સેવાના ક્ષેત્રમાં તો રાગદ્વેષ ને ઝઘડા છે." એમ અનુભવ થવાથી જેને ત્યાં અસંતોષ જાગે છે—એવી સેવાથી જેને સંતોષ થતો હોતો નથી અને વધારે ઉચ્ચ ક્ષેત્રમાં સેવા કરવાનું મન થતાં આમાં તે પડવાનું કરે છે, તેવા સાધકને જ એનાં સાહસ, જોખમો, મહત્તા, ગંભીરતા, એનું વિરાટપણું, એની અનંતતા—અગાધતા અને અથાગતા, એ બધું સાધનાના અવિ-

રત કાર્યની પળ પછી જાગતું હોય છે. એના હૃદયપટ–દૃષ્ટિપટ આગળ એક કોઇ જૂદો સૂક્ષ્મ વિશાળ પ્રદેશ જાગૃત બને છે ને ઘડીકભર તો સાધક ગભરામણુમાં પડે છે. "ઓહો હો હો ! આતો ભારે કરી ! આ તો માળું ભારે કામ છે!" એમ એના દિલમાં થાય છે. ને "હવે તો ઝંપલાવ્યે જ છૂટકો છે, ને **ડૂબ્યા તો કહે બારે વાંસ**" એમ કરી એમાં સંપૂર્ણપણે ઝંપલાવે છે; અનધિકારી તેજ જગ્યાએથી પાછા પણ ફરે છે, કારણ કે તે અટવાયેલા બને છે:—અપાર, અગાધ સમુદ્રમાં તરવાનું ન જાણુનારો જેમ ગભરામણુથી જ મરતાં પહેલાં મરી જતો હોય છે તેમ. આપણે પણ આ રીતે નવેસરથી વિચાર કરી લેવાનો છે.

---

# " વ્હાલાં જીવન–સૌભાગ્ય છે "

**હરિગીત**

વ્હાલાં સ્વજન વ્હાલાં મને વ્હાલાં જ મુજ સર્વસ્વ છે,
વ્હાલાં તણું જીવન ખરે ! શૃંગાર મારો એજ છે,
વ્હાલાંથી હું જીવવા ચહું, વ્હાલાં જ મારો પ્રાણ છે;
'વ્હાલાં તણો હૃદ–ભાવ' એ મુજ પ્રાણનો ખોરાક છે.

વ્હાલાં સ્વજન મુજ આતમા, વ્હાલાં જ મારી શક્તિ છે,
"વ્હાલાં થજો એવાં જીવનમાં" પ્રાર્થના તમ પાદ તે.
વ્હાલો રખાવે સ્મરણમાં વ્હાલાં સ્વજનને શાં હૃદે !
વ્હાલાં પરંતુ સ્મરણમાં રાખે ન આ નાદાનને.

તમ સૌ હૃદયનો ભાવ તે તમ કાર્યમાં કાં ના વહે ?
જાણે ન હોઊં જીવતો એવું કર્યાં શાને કરે ?
હૃદયે સ્વજનની લગનીને ચેતાવતો રાખી જીવું,
કિંતુ નિરાશા સ્વજનથી !—હૃદયે બળ્યાં કેવો કરું ?

મારું થતું કેવું હશે તે કોણ સાંભળશે પૂરું ?
તૂટી તૂટી હૈયું બને કટકા સ્વજનના મર્મ શું !

વ્હાલાં જીવનનું સ્વપ્ન છે, વ્હાલાં જીવન–આદર્શ છે;
વ્હાલાં જીવનની રંગભૂમિ, એજ અદ્‌ભૂત પ્રેમ છે.
વ્હાલાં જીવનનું ભાગ્ય છે, વ્હાલાં જીવન–સૌભાગ્ય છે;
વ્હાલાં સદા 'વ્હાલાં' રહી જીવને ફળવજો રાંકને.

સુરત.
તા. ૩૦–૭–'૪૫

# સંતોનાં દુર્ગમ વર્તન અને તેનાં કારણો

આશ્રમ, સાબરમતી.
તા. -૯-'૪૨

પોતાના સત્ત્વનો ઝટ ઓળખી શકાય એવો આવિર્ભાવ સંતો સાધારણ રીતે થવા દેતા નથી. આથી નવાસવા જિજ્ઞાસુને અને આધ્યાત્મિક પંથથી તદ્દન અજાણ હોય એવાઓને ઘણીવાર ખૂબ મૂંઝવણ થાય છે. પરિણામે તેમાંના કેટલાકની શ્રદ્ધા સંતમાત્ર ઉપરથી ઊઠી જાય છે. પોતાનાં જ સંકુચિત અને વિકૃત માનસના માપે સંતોને માપવા જતાં સંતોનાં કેટલાંક વર્તન તેમને અગમ્ય અથવા નિંદ્ય અને ઘૃણાસ્પદ પણ લાગે છે. સંતોનાં આવાં કાર્યોનો ગૂઢ પણ કલ્યાણકારી હેતુ આવાઓની સમક્ષ ખુલ્લો પાડીને તેમને સમજાવવામાં આવે તો પણ તેઓ તે હેતુઓની કદર નથી કરી શકતા. તેમના મનમાં એક કોયડો ઊભો થાય છે કે જાણી જોઇને સંતો શા માટે એવી રીતે વર્તતા હશે કે જેથી તેમને વિષે લોકોમાં ગેરસમજૂત અને કુશંકા ફેલાય ? આ તો સમાજની ઊલટી કુસેવા થઈ એમ તેઓને લાગે છે.

સંતોના આવા અંધારપછેડાનાં કારણો સમજવાં પણ સહેલાં નથી. આવાં સૂક્ષ્મ, દુર્બોધ વર્તન સમજવા માટે આપણે પ્રથમ તો સ્થૂળ અને સૂક્ષ્મનો ભેદ સમજી લઇએ. આંખની કીકી સ્થૂળ છે, દશ્ય પદાર્થોની જે છબી તે ઝીલે છે તે સૂક્ષ્મ છે, પણ એ છબી પોતે જ એને ગ્રહણ કરનાર અને સંસ્કાર પડાવનાર મનની સરખામણીમાં સ્થૂળ છે. એકાગ્રચિત્તવાળો માણસ આસપાસના અવાજો કે પદાર્થો સાંભળી કે જોઈ શકતો નથી, એ આપણો સાર્વત્રિક અનુભવ સાબિત કરે છે કે ઇંદ્રિયોનો સૂત્રધાર તો મન છે, ઇંદ્રિયો

તો સાધન માત્ર છે. આથી સ્પષ્ટ થાય છે કે સ્થૂળ (ઇંદ્રિયો કે દૃશ્યની પ્રતિકૃતિ—છબી) કરતાં મન (સૂક્ષ્મ) વધારે શકિતશાળી છે.

પણ મન જેવા ચમત્કારિક તત્ત્વની ગૂઢતામાં આપણે સહેજ વધારે ઊંડા પ્રવેશ કરીશું તો માલૂમ પડશે કે મનથી પણ સૂક્ષ્મ કંઈક બીજું છે, અથવા ચર્ચાસ્પદ કથન છોડી દઈએ તો એટલું તો જરૂર કહેવાય કે મનના બે થર તો છે જ:—ઉચ્ચ મન અને નિમ્ન મન—આ ઉચ્ચ મન નિમ્ન મન કરતાં વધારે સૂક્ષ્મ છે અને વધારે શકિતશાળી છે, જો કે સાધારણ રીતે દેખાય છે ઊંધું. અનેક લૂંટારા કે ખૂનીઓના સંતોમાં થયેલા પરિવર્તનના ઐતિહાસિક દાખલા ઉપરથી એમ ચોક્કસ કહી શકાય કે ઉચ્ચ માનસ ગમે તેટલું ઢંકાઇ ગયેલું; દબાઇ ગયેલું, મરી ગયેલું પણ દેખાય તો પણ તે ચિરંજીવ છે અને નિમ્ન માનસ નાશવંત છે, તથા ઉચ્ચ માણસને હાથે પરાજય પામે છે. અલબત્ત નિમ્ન માનસનો પરાજય કરવો અથવા તો તેનું દિવ્ય રૂપાંતર કરવું કે યોગ્ય નિયંત્રણ કરવું સહેલું નથી, પણ અશકય પણ નથી.

આ ઉપરથી એક નિયમ તારવી શકાય કે સ્થૂળ તત્ત્વ કરતાં સૂક્ષ્મ તત્ત્વ વધારે શક્તિશાળી છે. સૃષ્ટિના પોષણ માટે બન્ને અનિવાર્ય છે એ ખરું છે. તો પણ સૂક્ષ્મ તત્ત્વ તરફ જો કોઈ વધારે લક્ષ આપે તો તે અયોગ્ય છે એમ તો આપણે ઉપરના કારણસર નહિજ કહી શકીએ.

માનવી શરીરધારી હોવાથી તેને આ જગતમાં કંઇક ને કંઇક તો પ્રવૃતિ કર્યાં જ કરવી પડે છે. કેવળ નિષ્ક્રિ-

થતા એને માટે અશક્ય છે. પણ માનવસમાજમાં અનેકવિધતા હોવાને લીધે સમાજના અસ્તિત્વ અને સંવર્ધન માટે જુદા જુદા સ્વભાવના ને જુદી જુદી જાતની શકિતનાં માણસોની તથા જુદાં જુદાં કાર્યક્ષેત્રોની જરૂર હંમેશ રહે છે. આજના જમાનમાં પણ બધા જ સિપાઇઓ થાય તે અશક્ય પણ છે ને અયોગ્ય પણ છે; એટલે જેમ **વ્યાયામશિક્ષકનું કાર્યક્ષેત્ર શરીરવિકાસ છે; અને શિક્ષકનું કાર્યક્ષેત્ર મનોવિકાસ કે બુદ્ધિવિકાસ છે, તેમ સંતનું કાર્યક્ષેત્ર માનવી સ્વભાવનું દિવ્ય રૂપાંતર છે.** શીલનો વિકાસ કરવો એ પણ શિક્ષકના કાર્યક્ષેત્રમાં આવી જાય છે એમ ભાગ્યે જ કહી શકાય. પદાર્થવિદ્યા જેવા સ્થૂળ કે અર્થશાસ્ત્ર કે ન્યાય કે ફિલસૂફી જેવા સૂક્ષ્મ વિષયોની માહિતી આપવામાં જ શિક્ષકના કાર્યની પરિસીમા આવી જાય છે. બહુ બહુ તો એમ કહી શકાય કે એથી વિદ્યાર્થીની બુદ્ધિ, અવલોકનશકિત કે અનુમાનશકિતનો વિકાસ થાય છે; એટલે કે મનના સ્થૂળ વિભાગનો વિકાસ થાય છે. અલબત્ત આ બધા ગુણો આધ્યાત્મિક વિકાસ માટે આવશ્યક નથી એમ તો કહેવું નથી જ; પણ એથી જે આધ્યાત્મિક વિકાસ થતો હોય તે ઘણો થોડો અને આડકતરી રીતે થાય છે. **પણ જ્યાં શિક્ષકનું કાર્ય સમાપ્ત થાય છે, ત્યાંથી જ સંત કે ગુરુનું કાર્ય શરૂ થાય છે.** બુદ્ધિ, ચિત્ત, સંસ્કાર, સુપ્ત માનસ (Unconscious mind), લાગણીઓ, પ્રેરણાઓ, પ્રાણ વગેરેમાં જે જે કુટેવો ગળે ઘંટીના પડ જેવી લટકતી રહ્યાં કરીને સાધકનો આત્મીય વિકાસ અટકાવતી હોય તે બધી દૂર કરી

અથવા તેને શુદ્ધ કરી, આત્મસ્થિતિમાં આવવામાં સાધકના પ્રયાસને સહાયભૂત થવું એ કામ ગુરુનું છે. શ્રી. મહેરબાબા કહે છે તેમ "He comes not to teach but to awaken."

આવા અતિ સૂક્ષ્મ કાર્ય માટે કુદરતી રીતે જ સાધન પણ સૂક્ષ્મ જ જોઈએ. ટેબલ જેવા સ્થૂળ પદાર્થના સર્જન માટે ઓજારો અને હસ્તકૌશલની જરૂર રહે છે. બુદ્ધિવિકાસ જેવા એથી સૂક્ષ્મ સર્જન માટે વાણી—લિખિત કે મૌખિક-ની મુખ્યત્વે જરૂર રહે છે. તે જ નિયમ મુજબ આધ્યાત્મિક વિકાસ માટે જે વિશેષ સૂક્ષ્મ સાધનની જરૂર રહે છે તેને શક્તિ—સંચાર કે આધ્યાત્મિક વાતાવરણ કે psychic contact એવું નામ આપી શકાય. આ સાધન એટલું તો સૂક્ષ્મ હોય છે કે શિષ્યને શરૂઆતમાં તો ખબર પણ પડતી હોતી નથી કે તે એની અસર નીચે વર્તન કરતો હોય છે. અલબત્ત આ વિદ્યામાં પણ વાણી છેક વર્જ્ય નથી જ. **પણ સૂક્ષ્મ સંબંધ કરતાં ઉપદેશાત્મક વાણી ઓછી અસરકારક હોય છે** ને તેથી તેનો ઉપયોગ ઓછો થાય છે.

આ જ કારણસર આવા સંતો ઘણીવાર નિષ્ક્રિય અથવા તદ્દન અલિપ્ત—જડતાની હદ સુધીના અલિપ્ત—દેખાય છે, અને તે કેવળ જગતમાંના આંદોલનો પ્રત્યે જ નહિ પણ જેઓએ એમને માર્ગદર્શક તરીકે સ્વીકાર્યા હોય તેવાઓ પરત્વે પણ. ખરી રીતે તો જગત કે પોતાના જ શિષ્યો ભલે ન જાણે તેમ છતાં તેઓ તો સૂક્ષ્મ અને અદૃશ્ય રીતે ખૂબ જ પ્રવૃત્તિશીલ એમના હિતને કારણે જ રહ્યા કરતા

હોય છે. તેથી જ તેઓ વાણીદ્વારા ઉપદેશ આપે કે ન આપે, પોતાના શિષ્યોને પોતાના સ્થૂળ સામીપ્યમાં રાખે કે–એવા શિષ્યોને તેમની આસકિતને લીધે બહુ કડવું લાગે તો પણ–દૂર ને દૂર રાખે. તો પણ આધ્યાત્મિક શકિતનાં આંદોલનો તેઓ સતત વહેવડાવ્યાં કરતા જ હોય છે, આવા તરંગો સાધકોના વ્યકિતત્વમાં ઉંડાં પ્રવેશીને તેનું પરિવર્તન કરવા માંડે છે. સાધકોની તીવ્ર આકાંક્ષા અને ઉત્કટ પ્રેમ પ્રત્યે ઉદાસીન રહેતા દેખાવાનું બીજું એક કારણ એ છે કે એવી ઉદાસીનતાનો દેખાવ જ સાધકને વધારે પુરુષાર્થ રૂપ થઈને ગુરુનો પ્રેમ મેળવવાનો પ્રયત્ન કરવા પ્રેરે છે. આમ શુષ્કતાનો સંતોનો સ્વાંગ પણ જગત હિતાર્થે જ હોય છે.

સાધકની નિદ્રાવસ્થાનો સદુપયોગ કરવાનું પણ આવો સંત ચૂકતો નથી. ઊંઘમાં આપણું જાગ્રત મન પ્રમાણમાં નિશ્ચેષ્ટ અને અશકિતમાન હોય છે. આપણી ઇંદ્રિયોનું બહિર્મુખપણું તત્કાળ પૂરતું શિથિલ થાય છે. ફકત આપણો પ્રાણ જાગ્રત હોય છે. આવે વખતે સાધકના આંતરસત્ત્વને (Inner Being) પહોંચવું કૈંક વધારે સુગમ થાય છે તેથી સંતો આવી તકનો લાભ લેવાનું છોડી દેતા નથી.

સાધકોની જાગૃતિની દશા દરમિયાન પણ ગુરુ નિષ્ક્રિય નથી હોતો. સૂક્ષ્મ તત્ત્વો પારખવાની એમની દૃષ્ટિ વધારે ને વધારે ખીલતી જાય તે માટે તે એમને સદા ય સચેત રાખે છે. જેમ જેમ સાધકોની પ્રગતિ થતી જાય છે, તેમ તેમ તેમને ખાત્રી થતી જાય છે કે જોકે એમના આધ્યાત્મિક

માર્ગદર્શકનાં વૃત્તિ, વલણ અને વર્તન, કશા પણ અગાઉ કરેલા વિચારથી પ્રેરાયેલાં નહિ પણ સહસા અને સ્વતઃ-સ્ફૂર્ત હોય છે તો પણ—કે તેથી જ—એનાં એકેએક કાર્યમાં, વાણીમાં અને હાવભાવમાં ગૂઢ હેતુ પણ સમાયલો હોય છે. આ સમજણ એમનામાં વિશેષ રૂઢ થતાં તેઓ એવા સંતના દેખીતી રીતે વિચિત્ર અથવા તદ્દન સામાન્ય પ્રકારનાં વાણી અને વર્તન પાછળ ઢંકાયેલા ગૂઢ હેતુ શોધવા આપોઆપ મથે છે. આમ એમને સતત જાગ્રત તથા ચકોર રહેવું જ પડે છે. વળી દરેક શિષ્યનાં આંતર્મંથનો તથા તેની સમીપ ખડા થતા કોયડાનું ગુરુને જ્ઞાન હોવાથી તે એવા કોયડાનો ઉકેલ વાતવાતમાં—કદીક ત્રીજાની સાથે જ વાત કરતાં આપી દે છે. સાધક જાગ્રત ન હોય તો તેનો એ કોયડો બીજી એવી તક મળે ત્યાં સુધી ઉકલ્યા વગરનો રહે છે ને તેથી એની મુશ્કેલી ચાલુ રહે છે. આથી સાધકોને ગુરુની વિશિષ્ટ ભાષા, રીતભાત, વગેરે સમજવા માટે મહેનત કરવી પડે છે; અને પોતાના તથા ગુરુના મનનું નિરીક્ષણ તથા પૃથક્કરણ આવા પ્રયાસના એક અંગ તરીકે તેઓને કરવું પડે છે. આટલા પરિશ્રમ પછી જ્યારે સાધક ગુરુની વાણી કે વર્તન પાછળનું રહસ્ય સમજે છે અને તેમાંથી પોતાના વિકાસને અનુકૂળ તત્ત્વો એને જડે છે, ત્યારે એને ઘણો આનંદ થાય છે. પછી તો એને લાગે છે કે પ્રાપ્તિ કે ફળના પ્રમાણમાં તો તે પરિશ્રમ ઘણો થોડો હતો. આ સમજણ ઊગતાં એને થોડીક જ મૂડીથી ઘણો નફો મેળવનાર વેપારીથી સવાયો આનંદ પણ થાય છે. આવા દુર્બોધ વર્તનની અનિવાર્યતા પણ તેને સમજાતી

જાય છે. કેટલીકવાર કડવા અનુભવેજ શીખવા હેવાની પોતાના ગુરુની દેખીતી રીતે નિર્દય પદ્ધતિમાં સાચી દયા, ડહાપણ અને પ્રેમ સમાયેલાં છે એમ એને ભાન થાય છે. ને પોતાના સાચા અને પ્રેમપૂર્ણ હિતકારીને તે ભ્રમણામાં તણાઈ જઇને દોષ દેતો હતો એવો વિચાર એને સ્ફુરતાં તે વળી વધારે ગુરુ પ્રત્યે આકર્ષાય છે. હવે એને સૂઝે છે કે કપરા સંજોગોમાં જાણી જોઈને એને મૂકવામાં આવ્યો તો જ એની અંદર દટાઈ રહેલી શક્તિ જોર કરીને ફૂટી નીકળી અને સખત પરિશ્રમ પછી મળેલી પ્રાપ્તિ સવિશેષ લાભદાયી અને આનંદપ્રદ થઇ. આટલી કક્ષાએ સાધક પહોંચે છે ત્યારસુધીમાં તો ગુરુની સૂક્ષ્મ અસરનો પ્રભાવ એના ઉપર વધારે સહેલાઇથી પડતો જાય છે અને એવી અસર પડે છે એનું ભાન પણ સાધકમાં જાગ્રત થતું જાય છે. આ ભાનને લીધે જ તે પેલી ફળપ્રાપ્તિ છતાં પ્રમાણમાં નમ્ર રહી શકે છે અને એને સમજાય છે કે ઊંડા પાણીમાં હડસેલનાર પણ ગુરુ અને તરફડિયાં મારી કિનારે પહોંચવાના તેના પ્રયાસમાં ગુપ્ત સહાય આપનાર પણ ગુરુ છે. આટલું બધું શુભ પરિણામ કેવળ સીધાસાદા ઉપદેશથી કે વર્તનથી ન આણી શકાય.

કેટલીક વખતે પોતાના શિષ્ય ઉપર દુન્યવી કાર્યોનો લગભગ અસહ્ય બોજો લાદીને ગુરુ તેની પ્રગતિ રૂંધતો અથવા પીછેહઠ પણ કરાવતો દેખાય છે; પણ એમાં પણ એનો હેતુ કલ્યાણકારી છે અને પરિણામ પણ એવું જ આવે છે. એક તો આવાં કાર્યો સુપરત કરવામાં આવે ત્યારે શ્રદ્ધાની પણ કસોટી થાય છે; અનુભવોથી ઊગેલી

નવી સમજણુને આધારે આવા આદેશની પાછળ ગુરુનો શો શુભ હેતુ હશે તે શોધવા સાધકની બુદ્ધિ મંથન કરે છે. આને પરિણામે પહેલું તો એમ સૂઝે જ છે કે આથી પોતાની ધીરજ કેળવાય છે. આધ્યાત્મિક માર્ગમાં જેટલી ઉત્કંઠાની આવશ્યકતા છે તેટલી જ ધીરજની અને ફળ માટે અનાસક્તિની છે. પ્રવૃત્તિના ઝંઝાવાતમાં પડયા છતાં આંતરિક સ્થિરતા, શાંતિ, સ્વાસ્થ્ય પણ આપોઆપ કેળવાય છે. તે ઉપરાંત દુન્યવી કાર્યો પણ કરવાની કુશળતા તેને સાંપડે છે. પણ આવી પ્રવૃત્તિઓમાં સાધકને ઝબકોળવામાં સંતનો સૌથી મુખ્ય હેતુ તો પોતાની સાથે પેલાની ચેતનાની સાંકળ દઢ અને અતૂટ થવા માંડે તે છે, કેમકે પ્રવૃત્તિમાં તણાઈ ગયેલો સાધક સહેજ નવરાશ મળતાં પોતે પોતાના જીવનકાર્યથી વિમુખ થઈ ગયો છે એવું ભાન થતાં અવિશેષ જોરથી, ખંતથી ને ઉત્સાહથી એમાં લાગી જાય છે અને આવી મુશ્કેલીમાં પોતાની પડખે હંમેશ ઊભા રહેનાર ગુરુ તરફ તેની મીટ મંડાય છે. આમ પ્રતિકૂળ દેખતા સંજોગોને પોતાને અનુકૂળ કરવાની શક્તિ તેને સાંપડે છે.

કેટલીક વખતે ગુરુ જાણી જોઇને એવી વાણી ઉચ્ચારે છે કે જેનો ભાવાર્થ જુદી જુદી કક્ષાના સાંભળનારાઓ પોતપોતાની શક્તિ પ્રમાણે જુદો જુદો કરે છે. પણ સૌથી સાચો અર્થ તો સૌથી આગળ વધેલા સાધકો જ કદાચ સમજે છે. પણ કોઇને એનું રહસ્ય સમજાય નહિ તોપણ એ ચિંતા કરતો નથી. શિષ્યોનાં જ્ઞાનચક્ષુ એટલાં શક્તિશાળી થાય કે તે એ રહસ્યો જોઈ શકે ત્યાંસુધી તે નિરાંતે

રાહ જુએ છે. દેવો, દાનવો અને માનવો એમ ત્રણેને વિષ્ણુ ભગવાને 'દ,' 'દ,' 'દ' જ કહ્યું એ વાત આનું એક દૃષ્ટાંત છે.

સાધનાના પંથે પ્રથમ પગલાં માંડનારને કેટલીકવાર અનુભવ થાય છે કે ગુરુ તેમની યોગ્ય કે અયોગ્ય બધી ઈચ્છાઓ પૂરે છે ને તેમના દાસ જેવો થઈને રહે છે. સાધકના મન વગેરેમાં ઘર કરી બેઠેલાં બધાં જડ મંતવ્યો અને આગ્રહો, બહારના દબાણથી નહિ પણ, સાધકમાં જ ઊગતા જતા નવા સંસ્કારોને પરિણામે નાશ પામે એ હેતુ ખ્યાલમાં રાખીને ગુરુ શરૂઆતમાં આમ કરે છે. એને એથી ઘણું સહન કરવું પડે તો તેથી પોતાનું પ્રારબ્ધ ભોગવાઈ જાય છે એમ જાણીને એ શાંત રહે છે. આખરે સાધકને પોતાના સ્વભાવનું તથા મતાગ્રહો અનુસાર અકુશળ વર્તનનું ભાન થાય છે અને ત્યારે પોતાના કારણે ગુરુએ કેટલું બધું સહન કર્યું એની સૂઝ પડતાં એનો ગુરુ પ્રત્યેના પ્રેમનો ફુવારો એકદમ જોરથી ફૂટે છે.

સાધકે સંતોના બીજા એક લક્ષણનો ખ્યાલ રાખવો પડશે, નહિ તો તે થોડા સમય માટે તો જરૂર કૂટાશે. **સાચો સંત એક માનવી વ્યક્તિ નથી પણ જે વિરોધાભાસી ગુણોનું વર્ણન આપણે પ્રભુ વિષે કરીએ છીએ તેમનો શરીરધારી આવિર્ભાવ છે.** આમ એક દેહમાં અનેક વ્યક્તિઓનો તેમાં સમાવેશ થાય છે. તેથી તેના દરેક શિષ્યને તે જુદો જુદો દેખાશે. આથી કેટલીક વાર ગુરુ એકને જે સૂચના આપે છે તે બીજાને

આપેલી સૂચનાથી તેમને તેમની પ્રકૃતિ ભેદના કારણે ઊંધી પણ હોય. આ કારણસર શ્રીરામકૃષ્ણ પરમહંસ જ્યારે એક શિષ્યને કંઈ આધ્યાત્મિક સૂચના આપતા ત્યારે બીજાને હાજર રહેવા નહોતા દેતા. આથી સાધકે પોતાને મળેલી સૂચના અને ગુરુના વ્યક્ત થતા જતા વ્યક્તિત્વથી જ સંતોષ માનવો અને બીજાને અપાયલી સૂચના તરફ લક્ષ ન આપવું તે હિતાવહ છે. આગળ વધતાં બહુ બહુ તો એ એટલું કરી શકે કે ગુરુના પોતાની સાથેના સંપર્ક ઉપર ખૂબ લક્ષ આપી, તેને જરા પણ અવગણ્યા વગર ગુરુ બીજાઓ સાથે કેવી વિવિધ રીતે વર્તે છે એ નિહાળી, ગુરુની મહત્તાની એ રીતે સવિશેષ કદર કરી તે તેમાંથી પ્રેરણા મેળવે તથા આનંદ માણે.

**એવો કોઇ જાતનો મત કે સિદ્ધાન્ત નથી હોતો કે જે ગુરુનો પોતાનો વિશિષ્ટ ગણાય.** એ તો માત્ર પળપળ બદલાતી પરિસ્થિતિ અને વ્યક્તિને યોગ્ય જે જાતનું જ્યારે વલણ અને વર્તન કુશળ હોય તે તટસ્થતાથી રાખે છે. આથી એના ઉપર શુષ્કતા કે હૃદયહીનતાનો આરોપ ઉપરછલ્લી દૃષ્ટિએ જરૂર મૂકી શકાય. પણ ખરી રીતે તો તદ્દન તટસ્થ દેખાતા તેના વર્તનથી પણ સામી વ્યક્તિને પ્રગતિને પંથે એક ડગલું આગળ ભરવાની સુગમતા થાય છે. આવો લાભ પામનારને ઘણીવાર તો એનું ભાન પણ હોતું નથી, એટલું જ નહિ પણ કદી કદી તો ઊલટો સંતના કોઇ વિવિધ દેખાતા વર્તનને લીધે એક જાતની ઘૃણા કે વિરોધ એના મનમાં રહેતો હોય છે. કદી કદી જનસમાજ સંતને ન સમજી શકવાથી તેને પીડા કરે તેનું એક કારણ

સંતની આ દુર્ગમતા પણ છે. આવી પીડા વેઠતો સંત તો સદા ય બ્રહ્માનંદમાં નિષ્ઠ હોય છે, તેથી તેનું શરીર પીડાય છે, પણ જાતે તો પ્રસન્ન જ અંદરથી હોય છે. દેશકાર્ય માટે દુઃખ વેઠનારા કે શહીદ થનારામાંના કેટલાકનો પણ આવો અનુભવ હોય છે તે ઉપરથી આની યથાર્થતા સમજાશે.

બાળકની માફક સંત તે વળી રડતો હશે? હા, તે હસે પણ ખરો ને રડે પણ ખરો. જ્યારે કોઈ સાધક એટલો નીચા થરનો હોય (પણ કોઇ પ્રારબ્ધના ભોગે સંત સાથે સંપર્કમાં આવ્યો હોય) ને સામાન્ય ઉપાયોથી તેની જડતા ખસે નહિ, ત્યારે ગુરુ જાતે દુઃખ વહોરીને અને રડીને પણ પેલાની હમદર્દી મેળવે છે. કોઇ વાર અત્યંત ક્રોધે ભરાઈને પેલાની લાગણીને સખત આઘાત આપે છે તથા તેને પોતાની ભૂલ સુધારવા એકદમ સચેત કરે છે. દેખીતી રીતે તો આવાં કાર્યોથી એ બે વચ્ચે અંતર વધે છે, પણ સાધકને થયેલા ગુરુના હિતકારી અનુભવો સાધકની ઉત્કટ જિજ્ઞાસા તથા ગુરુ પરત્વેનો અંતરનો પ્રેમ આ ગેરસમજૂતીને હઠાવી કાઢી અંતે પ્રેમ જ પ્રકટાવે છે.

અમુક નિયમને વશ ન થવાનું અને ઝટ સમજાય એવી રીતે ન વર્તવાનું ગુરુને એક બીજું પણ કારણ છે. એ કોઇ જાતના અભ્યાસક્રમમાં કે આધ્યાત્મિક ઉન્નતિ માટે અમુક જ જાતનું વલણ કે વર્તન રાખવું જોઇએ એમ માનતો નથી. એ તો કેવળ સર્વવ્યાપી ચિત્શક્તિનું સજીવ વાહન છે, તેથી આજના એના વર્તન કરતાં કાલનું વર્તન જુદું ય હોવાનો સંભવ રહ્યા કરે છે.

સાધકે તો આ કારણુસર પોતાની ઉન્નતિ કરનારા તરીકે સાબિત થયેલા અનુભવોને આધારે ગુરુના હાથમાં પોતાની જીવાદોરી સોંપવી જોઇએ. શ્રદ્ધા અને હિંમત તથા દઢતા ધારીને આધ્યાત્મિક પંથની અનેક કેડીમાંથી પસાર થતાં કે તેને પસાર કરાવવામાં આવતાં ડર કે અશ્રદ્ધાને પોતાના હૃદયમાં પેસવા ન દેવાં જોઈએ. અનુભવોની પરંપરા છતાં જે શંકાશીલ રહ્યાં કરશે, તેને પોતાને જ વધારે કષ્ટ પડશે. આવા સાધકોને એ કક્ષા પૂરતા અપાકટ સમજણવાળા ગણી શકાય.

શરૂઆતમાં સાધકને ખબર નથી પડતી કે પોતે કોઈ સૂક્ષ્મ અસરને પરિણામે ઘડાતો જાય છે. તે વખતે દુઃખદ લાગતા અનુભવો પણ એને થવાના જ. પણ જો આવા વિરોધી દેખાતા સંજોગોને પણ તે આનંદપૂર્વક સ્વીકારી લેશે તો તેની પ્રગતિ ઝટ થશે. પણ ધીમી કે ઝડપી પણ એની પ્રગતિ તો થવાની જ. એકવાર પ્રભુની ઇસ્પિતાલમાં દાખલ થયા પછી પૂર્ણ રીતે રોગમુક્ત થયા વગર પ્રભુ છોડતા નથી એમ શ્રીરામકૃષ્ણ પરમહંસ કહેતા.

કોઇ કોઈવાર ગુરુ પોતાની ચમત્કારિક શકિતનો ઉપયોગ પણ કરે છે. પણ જાદુગરના અને સંતના એવી અસામાન્ય શક્તિઓના ઉપયોગ પાછળના હેતુમાં આસમાન—જમીનનો ફરક છે. જ્યારે કોઈ સાધકના વલણ વૃત્તિ કે પ્રાણ ચિત્ત વગેરેને તેમની જડતાને કારણે સખત આઘાત આપવાની જરૂર હોય અથવા જો ગુરુને લાગે કે અમુક અસાધારણ અનુભવથી સાધકની આધ્યાત્મિક માર્ગમાં શ્રદ્ધા અને નિષ્ઠા જામશે તો એવી શક્તિઓનો ઉપયોગ નિમિત્ત

યોગે થાય છે, પણ એ અનુભવ થાય પછી પણ એનો કેવી રીતે મન, બુદ્ધિ આદિમાં સ્વીકાર કરવો તે, સાધક ઉપર તે છોડે છે. એનું મહત્ત્વ સમજાવવાની પંચાતમાં તે પડતો નથી, કેમકે આપોઆપ એના દિલમાં જે ઊગે તે જ ટકે.

આ લેખ કુદરતી રીતે જ સર્વતોમુખી દર્શન કરાવતો નથી. આ તો માત્ર અંગુલિદર્શનનો એક નમ્ર પ્રયાસ છે, કેમ કે **लोकोत्तराणां चेतांसि को हि विज्ञातुमर्हति ॥**

લોકથી ચઢિયાતા જે હોય છે, ચિત્ત તેમનાં
સમર્થ જાણવા કોણ? ગૂઢમાં ગૂઢ તે સદા.

---

# પ્રેમ

ત્રિચિનાપોલિ.
તા. -૯-'૪૩

'**सर्वं खल्विदं ब्रह्म**' એવું શ્રુતિવચન જેટલું સાચું છે, તેટલું જ સાચું **सर्वं खल्विदं प्रेम** એ કથન છે. અંગ્રેજીમાં તો "પ્રભુ એ જ પ્રેમ છે." એવી ઉક્તિ છે પણ ખરી. સ્થૂળમાં સ્થૂળથી સૂક્ષ્મમાં સૂક્ષ્મ પ્રેમ પ્રવર્તી રહેલો છે. એને જ લીધે સૃષ્ટિનું ધારણ થાય છે, પોષણ થાય છે. એને જ લીધે માનવી અને પશુ તથા પ્રાણીમાત્રમાં જિજિવિષાની અદૃશ્ય પ્રેરણા રહેલી છે, કેમકે જિજિવિષા ત્યારે જ હોય કે જ્યારે જીવવામાં રસ રહેલો હોય. એકલા સચેતન નહિ પણ અલ્પચેતન અથવા આપણે જેને જડ કહીએ છીએ તેવા પદાર્થો પણ પ્રેમબદ્ધ છે. આ કંઇ કોઇ તરંગી કવિનો કલ્પનાવિહાર નથી, પણ શુદ્ધ સત્ય હકીકત છે. પૃથ્વી અને બીજા ગ્રહો પરસ્પરના અને સૂર્યના આકર્ષણથી અને તારાઓ એક બીજાના આકર્ષણથી સ્વસ્થાન અને સ્વમાર્ગથી ચ્યુત નથી થતા અને તેથી સૃષ્ટિનો ક્રમ ચાલ્યાં કરે છે. પૃથ્વી ઉપર પણ દરેક જડ પદાર્થને પૃથ્વીનું આકર્ષણ છે તેથી જ તે પૃથ્વી ઉપર રહી શકે છે. આખું વિશ્વ કોઈ નિગૂઢ, અદૃષ્ટ સાંકળથી એક બીજા સાથે જોડાઈ રહ્યું છે. પછી તેને સાપેક્ષવાદનો નિયમ (Law of Relativity) કહો કે બીજું કોઇ નામ આપો. એ નિયમ, નિયમ હોવાથી સૂક્ષ્મ છે પણ તેથી જ તે એટલો શક્તિશાળી છે કે સમસ્ત વિશ્વમાં તે વ્યાપ્ત છે. આ નિયમ પણ પ્રેમનું જ સ્વરૂપ છે. કેમ કે પ્રેમ એટલે એક બીજાને જોડનારી સૂક્ષ્મ સાંકળ નહિ તો બીજું શું છે? આ પ્રેમ જ્યારે દેખીતી રીતે એવા

પ્રાથમિક સ્વરૂપમાં પ્રગટે છે કે તેમાં પ્રાણ ન હોય એમ આપણને લાગે ત્યારે આપણે એને જડ પદાર્થનું નામ આપીએ છીએ. એને સજીવ ભલે વૈજ્ઞાનિકો ન કહેતા હોય પણ એ શક્તિનું સ્વરૂપ છે એમ તો એઓ પણ કહે છે. કોઈ પણ જડ પદાર્થનું પૃથક્કરણ કરતાં કરતાં વૈજ્ઞાનિકો જ્યાં સુધી પરમાણુ–Atom–સુધી પહોંચ્યા ત્યાં સુધી તો ઠીક હતું; પણ સૂર્યમાળામાં શ્રીકૃષ્ણ રૂપી સૂર્ય અને આસપાસ ગ્રહો રૂપી ગોપ–ગોપીઓની જે સનાતન રાસક્રીડા થયાં કરે છે, તેવી જ સનાતન રાસક્રીડા પેલા **अणोरपि अणियान्** જેવા પરમાણુમાં પણ થાય છે, એવી જ્યારે શોધ થઈ ત્યારે તો પછી જડ પદાર્થનું જડપણું ન રહ્યું, અથવા રહ્યું ગણીએ તો પણ ત્યાં પણ કંઈક એવું આકર્ષણનું તત્ત્વ માલૂમ પડ્યું કે જેને 'પ્રેમશક્તિ' એવું નામ તાત્વિક રીતે તો આપી શકાય; પછી ભલે એ ભૌતિક વિજ્ઞાનશાસ્ત્ર અનુસાર નામ ન અપાયું હોય.

સૃષ્ટિનું ધારણ અને પોષણ જેમ પ્રેમથી થાય છે, તેમ તેની ઉત્પત્તિ પણ પ્રેમથી જ થઈ છે. રસરાજ ભગવાનને લીલા કરવાની, રસ ભોગવવાની ઇચ્છા થઈ અને **एकोऽहं बहुस्याम्** ની વૃત્તિ ઉત્પન્ન થતાં જ સૃષ્ટિની ઉત્પત્તિ થઈ. અને સૃષ્ટિના ધારણ–પોષણ દરમ્યાન પણ સતત ઉત્પત્તિની જે ક્રિયાઓ થયાં કરે છે તેનું કારણ પણ પ્રેમ કે રસ જ છે, એ હકીકતનો ઇન્કાર કોણ કરી શકશે ?

આમ પ્રેમ વિશ્વવ્યાપી છે. "જડ" પદાર્થોમાં તે આકર્ષણના નિયમ તરીકે ઓળખાય છે, અને જીવંત

પ્રાણીઓમાં તે વિષયવાસના અને તેના ઉચ્ચતર સ્વરૂપમાં પ્રેમ તરીકે ઓળખાય છે.

માનવીમાં પશુત્વનાં અવશેષ અને પ્રભુત્વનાં બીજ છે એ તો સર્વસ્વીકૃત સત્ય છે. માનવી માત્ર, (માનવી શું? પ્રાણીમાત્ર, ચેતનમાત્ર) અંતે તો પ્રભુમય થવાનો છે. તેથી જો એણે પોતાના સહજ વિકાસની ગતિ ત્વરિત કરવી હોય અને તે દ્વારા કેટલાંય નિવાર્ય દુઃખો કે ચિંતા કે કર્મવિપાકમાંથી બચવું હોય કે તેને હળવાં કરી નાંખવાં હોય તો અને આજકાલ જેનો સૂર પ્રધાનપણે વાગી રહ્યો છે; એવી માનવસેવા તેના સાચા અર્થમાં કરવી હોય તો પણ, તેણે આ વિરાટતત્ત્વ–પ્રભુતત્ત્વ–પ્રેમને દિવ્ય અને દિવ્યતર બનાવવો પડશે.

એ પ્રેમ ‘દિવ્યતર’ ક્યારે બન્યો કહેવાય? જ્યારે પ્રેમનાં બન્ને લક્ષણો–દ્વૈત અને અદ્વૈત–તેના પૂર્ણ સ્વરૂપમાં પ્રગટ થાય ત્યારે. કંઇ પણ “બે” ના અસ્તિત્વ વિના નથી સૃષ્ટિનું અસ્તિત્વ, નથી પ્રેમનું. અધમમાં અધમ સ્વાર્થી માનવી પણ પોતાના શરીરને કે મનને એટલું ચાહે છે કે તેને સુખસગવડો મળે તે હેતુથી અનેક નીચ કૃત્યો કરે છે. આમ શરીર, મન, સ્વભાવ, વગેરે પ્રકૃતિનો આવિર્ભાવ અને “હું” એ બેને તે જાણે અજાણે જુદાં ગણે જ છે. **सोऽहम्** કે **सर्वमिदं ब्रह्म** એ સત્ય સમજવા માટે કંઈ નહિ તો બુદ્ધિથી “અહં” અને “સ” નો કે “સર્વં ઇદં” અને “બ્રહ્મ” નો ભેદ પાડયો એટલે પડયો. **सोऽहम्** નો અનુભવ તેને જ થાય છે કે જેને **सः** ઉપર પ્રેમ ઉપજે

છે. પ્રેમ ત્યાં જ હોઈ શકે કે જ્યાં પ્રેમી હોય અને પ્રેમપાત્ર હોય, એટલે કંઇક બીજું પણ હોય. પણ પ્રેમ એ પ્રભુનું તત્ત્વ હોવાથી તેમાં ઉર્ધ્વગતિ સાહજિક છે. તેથી જ એ દ્વૈતમાં પણ અદ્વૈતનો આદર્શ, તે પ્રતિ વેગવાળું કે ધીમું, ભાનપૂર્વક કે સ્વભાવ વશ થઇને થતું પ્રયાણ અને અદ્વૈતમાં લય કે સંમિલન—એ બધું જ પ્રેમમાં નિગૂઢ રીતે કે આવિર્ભૂત સ્વરૂપમાં રહેલું છે. આમ પ્રેમ એ જોડનાર—બાંધનાર—સાંકળ પણ છે અને મુકિત અપાવનાર સાધન પણ છે. ખરી રીતે સાચો પ્રેમ એવી સાંકળ છે કે જે સાંકળ જ નથી પણ મુકિતનું જ લક્ષણ છે કે મુકિતનું જ સ્વરુપ છે. માનવી કોની સાથે ખૂબ “છૂટ”થી વર્તી શકે છે? જેની સાથે તે પ્રેમની સર્વશકિતમાન સાંકળથી બંધાયો હોય તેની સાથે. પરમ ચૈતન્ય તત્ત્વ સાથે બંધાયલો દેહધારી એટલે જીવનમુકત. એટલે જ જે પ્રેમ દ્વૈત વગર અશકય છે તે જ દ્વૈત તેના જીવનમુકત શુદ્ધતમ રૂપમાં અદ્વૈત જ છે.

પ્રેમની આ સાહજિક ઊર્ધ્વગતિને જેટલે અંશે માનવ ભાનપૂર્વક સ્વપ્રયત્નથી વેગ આપશે, તેટલે અંશે તેને લાભ થશે. કેમકે સાચો પ્રેમ મેળવવામાં અને તેના પ્રયાસમાં તથા મેળવાતાં થતી મન, પ્રાણ, હૃદય, બુદ્ધિ વગેરેની ક્રિયા પ્રક્રિયામાં જ માનવી આપોઆપ વધારે ને વધારે શકિત કેળવતો ને મેળવતો જાય છે. પ્રેમ પ્રભુનું તત્ત્વ હોવાથી તે આપણને આપણી પ્રકૃતિના, જન્મોથી પડેલા સંસ્કારો ઉપર, આપણાં કર્મ અને પ્રારબ્ધ ઉપર, આપણી સરસાઇ અને આપણું નિયંત્રણ કરવા પ્રેર્યા કરતો હોય છે. પ્રેમ આપ-

ણુને શુદ્ધ કરે છે કેમકે પ્રિયજનને ખાતર આપણી સર્વ મનીષાઓ અને માન્યતાઓનો ત્યાગ તે માંગી લે છે. પ્રેમ હોય ત્યાં "હું" અને "મારૂં" રહેતું નથી. જેટલે અંશે "હું" અને "મારૂં" હોય તેટલે અંશે પ્રિયજન ઉપર પ્રીતિ ઓછી જ હોય, કારણ પ્રેમ એટલે જ મારાપણું નહિ પણ પ્રિયજનપણું. "પ્રિયજનને ગમે તે જ મને ગમે." એવી જ્યાં ભાવના અને તદનુસાર વર્તન નથી હોતાં અથવા ઓછાં હોય છે ત્યાં એ પ્રેમ કહેવાય જ કેવી રીતે? ત્યાં તો કેવળ સ્વાર્થ જ ગણાય. પ્રિયજનને ગમતું જ કરવાની હોંશ જ્યારે હોય ત્યારે જ પ્રિયજન માટે સર્વસ્વનું સમર્પણ આનંદપૂર્વક થઇ શકે અને ત્યારે જ માનવી જેવા માટીના દેહવાળાથી પણ પરાક્રમ, દુઃખસહન, વગેરે પ્રભુમય કે અતિમાનવ લક્ષણો પ્રાપ્ત કરી શકાય. બાળકની અનેક જાતની ત્રાસ કે ઘૃણા ઉપજાવનારી કરણીને માતા આનંદથી ભોગવી લે છે તેનું કારણ પ્રેમ. સાચો પ્રેમ પ્રિયજન પાસેથી કશાની અપેક્ષા રાખતો નથી. પ્રિયજન પાસેથી પ્રેમની પણ અપેક્ષા રખાય તો તેટલે અંશે એ પ્રેમ કાચો છે. અલબત આવા કેવળ નિરપેક્ષ પ્રેમનું પરિણામ મોડુંવહેલું સામા પક્ષ તરફથી પ્રેમમાં પરિણામ પામ્યા વિના રહેતું જ નથી, તેમ છતાં સાચો પ્રેમ તો એવા કોઈ પણ જાતના પરિણામની ઈચ્છા કે આશા રાખતો નથી.

ઉદાર માનસ એ તો પ્રેમનું પહેલું પગથિયું માત્ર છે. પરિસ્થિતિ અનુસાર સંબંધમાં આવતી અનેક પ્રકારના સ્વભાવવાળી વ્યકિતઓને સહન કરી લેવી એતો પ્રેમનો

પ્રારંભ કહેવાય. અનેક ગેરસમજૂત, મર્મચ્છેદી વાકયોના ઘા, અન્યાયી વર્તન, કેવળ તુમાખીભર્યો કે કેવળ નીરસ કે ઉદાસીન અથવા વિરોધી વૃત્તિવાળો ભાવ, અનેક જાતના ખોટા આક્ષેપો, દુઃખ દેવા ફેંકાયલાં લોહબાણથી પણ કઠણ ગણાતાં વાગ્બાણ,—એ બધું જ મૂંગે મોઢે સહી લેવું એટલે માનસિક ઉદારતા, પણ માનસિક ઉદારતામાં પણ થોડું ઘણું દુઃખ અંતર્ગત રહેલું હોય છે. સાચા પ્રેમને તો એવું દુઃખ નથી. અનેક શારીરિક કે માનસિક અડચણો પ્રેમ એક રૂંવાડું પણ ફરકવા દીધા વિના શાંતિથી સ્વીકારી લે છે. એ કદી પોતે કરેલી કરણીને ગાઈ વગાડી જાણતો નથી.

પોતાના સર્વાર્પણની ને સ્વાર્પણની બાબતમાં પ્રેમ જેટલો મૌન રહે છે તેટલો જ નિરભિમાની રહે છે. અહંકાર–મદ, અને પ્રેમ એ બે વચ્ચે કદી મેળ ખાઇ શકે નહિ. તે સાથે પ્રેમને અને મોહને પણ તેજ–તિમિર જેવો સંબંધ છે. જેટલે અંશે મોહ તેટલે અંશે પ્રેમનો અભાવ. મોહ આંધળો છે, પ્રેમ વિરાટ્સ્વરુપ ભગવાનનું લક્ષણ હોઇ અસંખ્ય આંખોવાળો છે. પોતાના પ્રિયજન પ્રત્યે તેના કલ્યાણના હેતુનો સતત ખ્યાલ રાખીને તે દેખીતી રીતે અત્યંત કઠણ થઈ શકે છે, કેમકે પ્રેમ કંઈ વેવલાપણું કે કેવળ કુમળી કુમળી, પોચી પોચી, લાગણી નથી. પ્રેમ પ્રિયજન પ્રત્યેના વર્તનની બાબત હંમેશ એક ખ્યાલ રાખે છે–પ્રિયજનનું કેવી રીતે શ્રેય થાય. એને પ્રિય લાગે એવું જ કરવું એ કંઈ પ્રેમ નથી, એ તો કાં તો કાયરતા છે કે ખુશામત. આવા એક માત્ર કલ્યાણ પ્રતિ

દષ્ટિ રાખીને કરેલા વર્તનથી ઘણી વાર પેલું પ્રિયજન ઊંધું સમજે, ગુસ્સે થાય, દ્વેષ પણ રાખે, અહિત કરવા તત્પર થાય અને સાચેસાચ અહિત કરે પણ ખરું; તેમ છતાં પ્રેમ તો એની પ્રત્યે દેખીતી રીતે ભલે કઠોર વર્તન કરે તો પણ અંદરથી તો પોતાનું હૈયું સદા ય ભીંજાયેલું રાખશે, પ્રિયજનના આઘાતોનો પ્રત્યાઘાત હૃદયના ઊંડા પ્રેમભાવથી જ આપશે અને બધી વિટંબણા પ્રભુની પ્રસાદી તરીકે સ્વીકારી અને વધાવી લેશે, અને પોતાનું કલ્યાણ જ કરાવવા આઘાતો તેને મળે છે એમ જ સમજશે. આવી રીતે સહિષ્ણુતામાંથી વિકસતાં વિકસતાં દ્વેષનો બદલો પ્રેમમાં પરિણામ પામે છે અને પછી એવું પ્રેમમય વર્તન એકાદ બે વ્યક્તિ કે અમુક સમૂહ પ્રતિ નહિ પણ પ્રાણીમાત્ર પ્રતિ થતાં, પ્રેમ ભગવાન બની જાય છે.

આવો પ્રેમ પ્રાપ્ત કરવાની ઉત્સુકતા ધરાવનારને જગતના સર્વ કોઈ પ્રસંગો, પોતાના કર્મવશાત્ સંબંધમાં આવેલાં સર્વ કોઈ પ્રાણીઓ, પ્રેમનો પાઠ શીખવાડનાર થઈ પડે છે;—પણ તે પોતાનું પ્રત્યેક વર્તન ભાનપૂર્વક, જ્ઞાનપૂર્વક, પોતાના આત્મશ્રેયનો હેતુ સતત લક્ષમાં રાખીને કરતો હોય તો. કેવળ પ્રકૃતિને વશ થઈને પ્રેમાળ વર્તન થતું હોય તો વિકાસ ઓછો થાય છે ને કેટલીક વાર પછડાવાનું પણ બને.

આનું પણ કારણ છે. સાચો પ્રેમ પૂરેપૂરો અનાસક્ત છે. આસક્તિ અને પ્રેમ વચ્ચેનું અતિસૂક્ષ્મ અંતર્પટ તો કેવળ સંતો જ પારખી શકે એવું કશું નથી. સાધારણ રીતે પ્રેમ

તરીકે જે ઓળખાય છે તે ઘણી વાર આસક્તિ હોય છે; કેમકે પ્રેમ એ એકાએક ઊછાળો મારતો અને પછી શમી જતો આવેગ નથી. પણ એ તો શાંત, ગંભીર, ઊંડા જલનિધિ માફક સતત નિશ્ચલપણે વહેતો ભાવ છે. એમાં વિસ્તાર પણ છે અને ઊંડાણ પણ છે. એને સમુદ્ર કરતાં પણ વ્યોમની ઉપમા વધારે યોગ્ય રીતે આપી શકાય, કેમકે વ્યોમ સમસ્ત સૃષ્ટિમાં વ્યાપક છે, છતાં અલિપ્ત છે; અને સૃષ્ટિની પાર પણ જો કોઈ પ્રકૃતિનું તત્ત્વ રહેતું હોય તો તે આકાશતત્ત્વ છે. આસક્તિ માણસને પછાડે છે, પ્રેમ ઊઠાડે છે. **એવો અનાસક્ત પ્રેમ કેળવવો અને મેળવવો એટલે જ સાધના.** એને સાધનાનું એક મહત્ત્વનું અંગ ગણવામાં આવે તો તે પણ અલ્પોક્તિ છે. જેમ એ સાધના છે, તેમ એ સિદ્ધિ પણ છે. કુશળ વર્તન અનાસક્તિથી પ્રાપ્ત થતી કેવળ નિર્લેપ દૃષ્ટિ વગર અશક્ય છે; અને પ્રેમ, પ્રેમપાત્રનું કલ્યાણ જ વાંછતો હોવાથી, કુશળ વર્તન તેને માટે અનિવાર્ય છે; યોગ્ય સમયે યોગ્ય હાર્દિક વલણ પણ એણે રાખવું જ જોઇએ. એવાં યોગ્ય વલણ અને વર્તનની ગમ હોવી, સૂઝ પડવી એ કંઈ પુસ્તક વાચનથી કે સંતોનાં એક રૂઢી–નિયમ તરીકે પાસાં સેવ્યાથી કદી પ્રાપ્ત થતી નથી. સંસારમાં કાર્યદક્ષ ગણાતી બુદ્ધિથી પણ એવી સૂઝ મળતી નથી. એ તો અંતરાયરૂપ પણ થઈ પડે—જો એ સંસારી કાર્યદક્ષતાની પ્રાપ્તિ કે ઉપયોગ પાછળ સાધનાની દૃષ્ટિ રાખ્યા કરી ન હોય તો. એ સૂઝ તો સતત, એકધારૂં કેવળ શુદ્ધ પ્રેમ પ્રાપ્તિનું લક્ષ્ય રાખીને તદનુસાર વર્તન કરવાથી ધીમે ધીમે વધારે ને વધારે પડતી જાય છે. વળી

સૂઝ પડવી એ એક વાત છે અને તે જીવનમાં ઉતારવી, તેને સાકાર રૂપ આપવું તે બીજી વાત છે. આપણે ઘણાયે એવા પંડિતો જાણીએ છીએ કે જેઓ વેદવેદાંતમાં ખરેખર નિષ્ણાત હોય, વાત કરવા બેસે ત્યારે પૃથ્વી ઉપર પગ જ ન રહે. પણ એમનું જીવન–વર્તન તો કંઇક બીજું જ બતાવતું હોય. મળેલી સૂઝને વર્તનમાં ઉતારવાનો ખંતપૂર્વક, સાચી નિષ્ઠાથી પ્રયાસ થાય તો જ નવી નવી સમજણ ઊગતી જાય; અને પેલી નવી સૂઝ પ્રમાણેનું જીવન ઘડાતું જાય. આ દૃષ્ટિએ જોતાં પ્રેમપ્રાપ્તિનો આદર્શ કદી પણ પૂરેપૂરો તો વર્તનમાં ઉતારી શકાય નહિ; અથવા એમ કહો કે તે આદર્શની ફલસિદ્ધિ ત્યારે જ થાય કે જ્યારે માનવી પ્રભુનું કેવળ–સર્વભાવે યંત્ર બની જાય. આવો માણસ જ સાચો પ્રેમ શું તે સમજે છે અને તેવો ભાવ ધારણ કરી શકે છે. સામાન્ય રીતે આપણે જેને પ્રેમ કહીએ છીએ ને જે ઉત્કટ પણ દેખાય તેમાં અનેક સેળભેળ તત્ત્વો ભળી ગયેલાં હોય છે. સ્થૂલ વાસનાથી માંડીને પ્રિયજન ઉપર પોતાનો સૂક્ષ્મ પણ જોરદાર કાબુ રહે એવી ઊંડી ઇચ્છા જેવી કંઇ કંઇ વૃત્તિઓથી ભળેલો પ્રેમ સાચો પ્રેમ નથી. મનુષ્યનું આંતર્માનસ એવી ગૂઢ રીતે વર્તે છે કે તે મનુષ્યને પોતાને તેની કલ્પના પણ ઘણીવાર હોતી નથી. જેણે આંતર્નિરીક્ષણ સંપૂર્ણ તટસ્થ ભાવે કરવાની જીવતી ટેવ પાડી હોય તેને જ તે દેખાતું જાય છે. પોતાની સર્વ સુખસગવડોનો ત્યાગ કરતી માતાના ઉત્કટ પ્રેમમાં પણ એ બાળક 'પોતાનું જ લોહી છે, પોતાનું સર્જન છે' એવો ઊંડો ભાવ સદાય છૂપી રીતે વર્ત્યાં કરતો હોય છે; તેટલે અંશે તે શુદ્ધ નથી,

સંકુચિતછે. જગતની ઘણીખરી માતાઓ વાત્સલ્યપ્રેમમાંથી વિશ્વપ્રેમ પોતાનામાં પ્રગટાવી શકતી નથી, તેનું કારણ આ જ છે. પોતાના જ દેશ કે અમુક સામાજિક આદર્શ માટે પ્રાણાર્પણ કરવા તૈયાર થનારામાં ઉચ્ચ કોટીનો પ્રેમ નથી એમ તો કેમ જ કહેવાય ! તેમ છતાં એમાં પણ ઘણી વાર વિસ્તૃત અહંભાવ અને પાર્થિવ માપથી જ અન્ય જનને સમજવાની વૃત્તિ ને દૃષ્ટિ રહેલાં હોય છે અને તેથી ત્યાં રાગદ્વેષની માત્રા પણ ઘણી હોય છે. શુદ્ધ પ્રેમ તો આત્મ-સ્વરૂપ—પ્રભુસ્વરૂપ છે. એટલે એમાં ક્યાંય આવી પક્ષાપક્ષી ન હોઈ શકે. સંત નરસૈયાએ સાચું જ ગાયું છે કે "પક્ષાપક્ષી ત્યાં નહિ પરમેશ્વર."

સાચો પ્રેમ એટલે શુદ્ધતમ વિવેક. સંત કે પ્રભુ સમદૃષ્ટ છે તેનો અર્થ એવો છે કે પેલા સંતના મિત્ર કે શત્રુ ગણાતા હરકોઈ પરત્વે સંત કશી પણ અંતર્ગત રાગદ્વેષની લાગણી વગર તે તેને યોગ્ય ભાવે રાખે. "શત્રુ"નું શત્રુત્વ સંતને ક્ષોભ પમાડી શકતું નથી, કેમકે સંતનો ભાવ આવા આઘાત સામે પ્રકૃતિને વશ રહેનારથી થતા પ્રત્યાઘાતવાળો નથી, પણ પોતાના જે રીતના વર્તનથી સામા માણસનું આત્યંતિક શ્રેય થાય તે રીતનો ભાવ સંત આવા આઘાતો પ્રત્યે રાખે છે. "**ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम**" નો અર્થ મારી દૃષ્ટિએ આ છે. તેથી જ સંત સંસારમાં રચીપચી રહેલા તરફ જે ભાવ રાખે છે તેના કરતાં અનેક ગણો વધારે ભાવ તે, સાધક પ્રત્યે રાખે છે. સમદૃષ્ટિ એટલે નિર્લિપ્ત દૃષ્ટિ. આવી વિવેકભરી સમદૃષ્ટિ સાચા પ્રેમને જ સૂઝે છે, અને એ જ રાખી શકે છે. સામા

માણસના આંતર્સત્ત્વ ( Inner Being ) ને પારખીને જેમ વૈદ્ય પ્રત્યેક દરદીને તેની તેની પ્રકૃતિ અનુસાર જુદી જુદી દવા આપે છે તેમ તેની પ્રત્યે તે કલ્યાણમાર્ગે કંઈક તો પ્રગતિ કરે એવો શુભાશય સદા ય રહે અને તે પ્રમાણે વર્તન થાય, એ તો સાચો પ્રેમ જ કરી શકે. એ શક્તિ કંઇ ઝટ મળી જાય એવી નથી. એને માટે પોતાના આંતર્માનસની સંપૂર્ણ શુદ્ધિની જરૂર છે. પ્રેમ વિકસતો જાય છે તેમ તેમ આ શુદ્ધિ થતી જાય છે.

કદાચ આંતર્શુદ્ધિને માટે ઉત્તમમાં ઉત્તમ સાધન પ્રેમની ઉપાસના છે. કેમકે પ્રેમ જેટલી સમજણ આપે છે એટલે કે પ્રેમથી જેટલી જ્ઞાનપ્રાપ્તિ થાય છે, તેટલી બીજા કશાથી નથી થતી. માત્ર એ પ્રેમભાવ ભાનપૂર્વક, હેતુપૂર્વક, કેળવવો જોઈએ અને એ ભાવ અને લાગણી કે આવેગ વચ્ચે શો ભેદ છે તેનો ખ્યાલ આંતર્નિરીક્ષણ કરી કરીને મેળવતાં રહેવું જોઇએ. બાળકને મા કે પતિને પત્ની જેટલાં સમજી શકે છે તેટલું કોઇ અન્ય જન નથી સમજી શકતું એનું કારણ પ્રેમ જ છે. કોઈ પણ વિષય, ભૌતિક કે આધ્યાત્મિક, હસ્તગત કરવો હોય, તો પ્રથમ જરૂરિયાત તો એ વિષયમાં રસ હોવો જોઇએ. આ “ રસ ” એટલે પ્રેમ નહિ તો બીજું શું ?

આથી પ્રેમ એટલે જ્ઞાન. પ્રભુનું જ્ઞાન મેળવવા માટે પ્રભુ પ્રત્યે પ્રેમ અનિવાર્ય સાધન છે, અને પૂર્ણપ્રેમ અને પૂર્ણજ્ઞાન એ તો પર્યાયવાચક શબ્દો થઈ રહે છે. સૂક્ષ્મદેહમાં અને તે પછી સ્થૂલ દેહમાં શિરાએ શિરામાં શુદ્ધ પ્રેમનું તત્ત્વ

વસે નહિ, ત્યાં સુધી શુદ્ધ જ્ઞાન પણ ન થાય. આવા પ્રેમના સંપૂર્ણ અવિર્ભાવ માટે તો જીવન પ્રેમમય થાય એવો પ્રયાસ કરવો જોઇએ. એટલે કે પ્રત્યેક કર્મ—મન, વાણી, દેહનું—એ પ્રેમને ખાતર થવું જોઇએ. આમ કર્મયોગ પણ જ્ઞાનયોગની માફક પ્રેમયોગ કે ભક્તિયોગનો પર્યાયવાચક શબ્દ થઈ રહે છે. તેવી જ રીતે કોઈ પણ વિષયમાં રસ ઉત્પન્ન થાય તો તેમાં આપણું ચિત્ત આપોઆપ એકાગ્ર થાય છે, તેથી પ્રેમયોગ, ધ્યાનયોગ પણ છે. આમ શાસ્ત્રમાં વર્ણવાયેલા ચારે માર્ગો આ દૃષ્ટિએ જોતાં એક જ છે.

જ્યારે આવો પ્રેમ પ્રગટે છે ત્યારે આપોઆપ સમર્પણ થયાં જ કરે છે, પણ તે આનંદથી. પોતે કંઈ ત્યાગ કે બલિદાન કરે છે, એ વૃત્તિ પણ પ્રેમની કચાશ બતાવે છે. આનંદપૂર્વકનું સમર્પણ એ તો પ્રેમનો સ્વભાવ છે. પણ સાચો પ્રેમી તો એના એવા સ્વભાવનો ઉપયોગ પણ જ્ઞાનપૂર્વક, ભાનપૂર્વક કરે છે; તો જ તે પ્રિયજનનું અને પોતાનું કલ્યાણ કરી શકશે. પછી તો "પ્રિયજન" અને "પોતે" એમ જુદાં પણ રહેતાં નથી.

ઘણા લોકો એમ માને છે કે સાચો પ્રેમ તો પોતાના આત્મકલ્યાણની દૃષ્ટિ પણ ન રાખે અને કેવળ પોતાના પ્રેમપાત્રના જ ભલાની વૃત્તિ રાખે. આ માન્યતા દેખીતી રીતે ઘણી ઉચ્ચ ભાવના વાળી લાગે છે. પણ જરા ઊંડો અનુભવ કરતાં માલમ પડશે કે જેનામાં આત્મકલ્યાણની દૃષ્ટિ હોતી નથી, તેને અન્યનું કલ્યાણ કરવાની દૃષ્ટિ નથી. તે અન્યનું કલ્યાણ કરવાની વૃત્તિ જ સદા ય રાખે છે એમ પોતે ભલે માને પણ ખરી રીતે તો કોઇ ખૂબ ઊંડો સ્વાર્થ,

ખૂબ ઊંડો—એટલે કે ઝટ ન દેખાય એવો—પણ જરા વિસ્તૃત અહંભાવથી જ તે પ્રેરાતો હોય છે. કયા વર્તનથી કે ભાવથી સાચી સેવા થશે એ સૂઝવું કંઈ બાળકના ખેલ નથી. એમાં તો સર્વતોમુખી અને નિર્લિપ્ત દૃષ્ટિની જરૂર છે; નહિ તો જેને આપણે અન્યનું કલ્યાણ માનતા હોઇએ તે તેનું અકલ્યાણ પણ હોય. આવી દૃષ્ટિ કેળવવા અને મેળવવા માનવીએ આંતર્નિરીક્ષણ વગેરે સાધનોથી પોતાની આંતશુદ્ધિ માટે પ્રયાસ કર્યાં કરવો જ પડશે. એટલે કે ચિત્તશુદ્ધિ કે આત્મકલ્યાણના હેતુથી જ પ્રેરાઇને સર્વ કર્મો કરે તો જ આવી દૃષ્ટિ પ્રાપ્ત થાય.

આવી જ રીતે ઘણા એમ માને છે કે "બીજાંની સેવા" એ જ માનવી જીવનનો ઉત્તમોત્તમ આદર્શ છે, અને આત્મ-કલ્યાણ તરફ વૃત્તિ રાખવી તે ઊતરતા પ્રકારનો આદર્શ છે. એમાં પણ પોતે જેને સેવા માને છે તે જ જાતની 'સેવા તે સેવા' બીજી નહિ, એવી જાણી અજાણી અપૂર્ણ સત્યવાળી પણ દૃઢપણે ટેવાયલી માન્યતા જ કારણભૂત છે. સાચા સ્વાનુભવમાં જેમ સર્વાનુભવ આવી જ જાય છે, તેમ સ્વકલ્યાણની પ્રવૃત્તિમાં સર્વકલ્યાણની પ્રવૃત્તિ આપોઆપ થયાં કરે છે. આમ સ્વકલ્યાણની પ્રવૃત્તિ કરનારમાં વિશ્વપ્રેમ નથી એટલે કે તે સાચો પ્રેમ નથી એવી માન્યતા ભૂલ-ભરેલી છે. સ્વાર્થ અને સ્વકલ્યાણની ઇચ્છા એ બેનો કદી મેળ ખાઇ શકે જ નહિ. સ્વકલ્યાણની પ્રવૃત્તિ એ એક જાતના સ્વાર્થની પ્રવૃત્તિ છે એમ જે કોઇ કહે છે, તેમને આવી જાતના નિઃસ્વાર્થપ્રેમના તત્ત્વજ્ઞાનની કે તેના અનુભવની કશી જ ગતાગમ હોતી નથી.

આમ પ્રેમ એ તો પ્રભુનો પયગંબર પણ છે, ને પ્રભુ જાતે જ છે. સાધના છે ને સિદ્ધિ છે. દ્વૈત છે, અદ્વૈત છે અને તેથી પર પણ છે. **સંપૂર્ણ બંધન તથા સંપૂર્ણ મુક્તિ એટલે પ્રેમ.** આખું વિશ્વ એમાં સમાએલું છે. તેની ઉત્પત્તિ પ્રેમથી થઈ છે; તે પોષણ પામે છે પણ પ્રેમથી અને તેનો લય પણ પ્રેમમાં જ થાય છે. એવું કશું જ તત્ત્વ સૃષ્ટિમાં નથી કે જેમાં પ્રેમનો અંશ પણ ન હોય અને જેને પ્રેમ પોતાનામાં સ્વીકારી લેતો ન હોય. વિકૃત સ્વરૂપમાં ભલે હોય, જડરૂપમાં ભલે હોય, છેક જ પ્રાથમિક કક્ષાનો ભલે હોય, પણ જ્યાં ત્યાં પ્રેમ જ છે. ધિક્કારવૃત્તિ પણ માનવીમાં ત્યારે જ ઉદ્ભવે છે કે જ્યારે કોઈ પ્રિયજન કે પોતાની સંસ્થા એને અણગમતી રીતે વર્તે; એટલે એ તો કેવળ પ્રેમની વિકૃત દશા જ છે.

સર્વત્ર છાયેલી આ પ્રેમની 'ઝલક' કે જેથી ગગન, પર્વતો, નદીઓ આદી છવાઈ રહેલાં છે; એ પ્રેમની ભવ્ય ઝલક આ કાગળથી અણુમાત્ર પણ વધારે છવાય એ જ પ્રાર્થના છે.

---

# શ્રેષ્ઠ ખલાસીને ભરોસે

**ગ ઝ લ**

વહેવા દો, વહેવા દો, પવન પૂરપાટ વહેવા દો,
હૃદયના સ્નેહનો ભાવ પવન પૂરપાટ વહેવા દો.

સહુ દોરો મૂકો છૂટા કરી ખુલ્લા બધા સઢ દો,
મૂકી દો નાવડી ઝુકવી ખલાસીને ભરોસે સૌ.

'ભલે તોફાની હો દરિયો, ભલે વા સર્વ ફૂંકાતા,
ભલે પછડાતી હો નૌકા, છતાં અમને નથી ચિંતા.

અમારો જે ખલાસી છે સમુદ્રો સર્વ ખેડેલો,
સમુદ્રોનો ય રાજા છે, અમે નિશ્ચિંત તેથી તો.

હશે નિશ્ચય ઊંડો એવો હૃદય જેને થયેલો તે,
કશે ના તે અટકવાનો ન કે તે ક્યાંય અટવાશે.

**સાયલા**
તા. ૧-૯-'૪૫



# ઈશ્વર જ બધું સંભાળે છે?

ત્રિચિ
તા. -૯-'૪૩

કેટલાક જીવાત્માઓને જરા પરમાત્મા તરફ વળવાની વૃત્તિ થાય છે ત્યારે—અને તે વૃત્તિ તમન્નાનું થોડું જોસ પકડે છે ત્યારે પણ એક વિચિત્ર મંતવ્યની પકડને લીધે તેમનો વિકાસ રૂંધાય છે, અથવા બહુ ધીમો થાય છે.

પોતે હવે તો ભગવાનને શરણે ગયો છે, એટલે બાકીનું બધું સચરાચર પરમ ચૈતન્યશકિત સંભાળી જ લેશે અથવા લે છે અને હવે એણે તો ભગવાનમાં દ્રઢ શ્રદ્ધા રાખ્યા સિવાય બીજું કશું કરવાનું નથી એમ તે કલ્પી લે છે.

આ માન્યતાની રાહે આગળ ચાલતાં ચાલતાં પોતે જે કંઇ કરે છે તે, અને પોતાને જે કંઈ સંજોગોમાં આવવાનું થાય છે તે બધું ભગવાન જ કરાવે છે, અને પોતે તો એનું એક નિમિત્ત માત્ર છે એમ કલ્પવા માંડે છે. આવી માન્યતાથી જ સાધકમાં જે નમ્રતા હોવી જોઇએ તે એનામાં આવે છે એમ તે માનવા માંડે છે. 'ભગવાનની ઇચ્છા વિના એક પાંદડુ પણ હાલતું નથી.' એવાં એવાં શ્રુતિવાકયોનો, તથા સાચા સંતોએ એવો શરણભાવ રાખ્યો ત્યારે તેમની કસોટી તો થઇ પણ તેમાં યે તેમણે શ્રદ્ધા કાયમ રાખી તો તેમનાં દુઃખો પરમાત્માએ ટાળ્યાં; એવા પ્રસંગોનો પણ તે આધાર લે છે. એટલે તેઓની માફક પોતે પણ ભગવાનને શરણે ગયો છે એટલે 'જે કંઇ

સુખદુઃખ આવી પડે તે બધું સહી લેવું અને તે ભગવાને જ મોકલ્યું છે' એવી માન્યતાને આધારે પોતાનું જીવન ઘડવાનો દેખીતો પ્રયાસ તે કરે છે.

પણ એવા સંતોની શરણાગતિમાં ને આવી પ્રારંભિક કક્ષાની કલ્પી લીધેલી શરણાગતિમાં ઘણો ફેર છે એટલે જ આવા સાધકને સોસવું પડે છે, ને તેની પ્રગતિ ધીમી થાય છે. આપણામાં કર્મના નિયમની ઉપરછલ્લી સમજણને લીધે જે એક જાતની નિઃસત્ત્વ દૈવાધીનતા કદી કદી આવી જાય છે તેનો જ એક સ્વાંગ પ્રાથમિક કક્ષાના સાધકની ઉપરની કલ્પના કે માન્યતા છે.

આવી માન્યતાથી સાધક પોતે સાધક છે, ને સિદ્ધ નથી એ હકીકત ભૂલી જાય છે; અથવા તેનો ઇનકાર કરે છે. ઇશ્વર સર્વ કંઇનો કર્તાહર્તા છે એ અંતિમ સત્ય તરીકે ભલે સાચું હોય પણ સાધક જો પોતાના બધા વર્તનમાં અને પોતાના બધા સંજોગોમાં ઇશ્વર ઉપર જ જવાબદારી નાંખી દેશે તો તેથી એને જ નુકસાન થશે. સર્વ કંઇ સચરાચર પ્રકૃતિનો સ્વામી પરમાત્મા અથવા પરમપુરુષ છે એ સાચું ભલે હોય; પણ માનવી–જીવનમાં તો તેના અનેક પૂર્વકર્મને પરિણામે પડેલા સંસ્કારો, તેની માન્યતાઓ, તેની લાગણીઓ, તેની બુદ્ધિનાં વલણો, તેના પ્રાણની વાસનાઓ, તેનો અહંભાવ વગેરે કંઈ કંઇ અશુદ્ધ–નીચલા થરની–પ્રકૃતિનાં તત્ત્વો અસર પાડયાં કરતાં હોય છે. કેટલીક અસરો એવી સૂક્ષ્મ અને છૂપી હોય છે કે તે પારખવા માટે પણ ભારે સાધનાની જરૂર રહે છે;

અને તે ભૂસી નાખવા તો વળી વધારે પરિશ્રમ જોઈએ છે. જેમ પત્થરમાં પણ ઈશ્વરનો—ચેતનાશક્તિનો—આવિર્ભાવ છે ને માનવીમાં પણ છે,—પણ બંન્નેમાં ઘણો વાસ્તવિક ફેર છે, તેમ પ્રકૃતિનાં બધાં બળોમાં ચેતનાશકિત જો કે રહેલી જ છે તો પણ તેમાં ઘણો ફેર હોય છે. એટલે સાધકના દરેક કામમાં કે દરેક સંજોગમાં પરમાત્માનો પૂરો આવિર્ભાવ નથી હોતો પણ સાધકની પોતાની જ નીચલા થરની પ્રકૃતિનો, પણ આવિર્ભાવ સાથે સાથે હોય છે. પ્રકૃતિના સ્વભાવથી કયું કામ તે કરે છે, તે શોધી કાઢવાનું તેથી સાધકને માટે ઘણું જરૂરી છે.

તેથી જે અંતિમ સત્ય છે તે સત્યનો અનુભવ કરી શકવાની કક્ષાએ પહોંચ્યા પહેલાં તેવા અનુભવીનું અનુકરણ કરવું કે તેવું કલ્પવું કે માનવું એ સાધકને માટે જોખમકારક છે. નવા નવા સંજોગો, વ્યક્તિઓ, સંબંધો, વિચારો—એ બધાંમાંથી જે નવનીત એણે અનેક મથામણ ને ઠોકરો ખાઇને તારવવું જ પડશે, તે નવનીતની તારવણીમાં એને એવી માન્યતાથી વળી કેટલીક વધારે ઠોકરો ખાવી પડશે. પોતાની ભૂલ જ્યાં સુધી સૂઝે નહીં ત્યાં સુધી કોઈ પણ તે દૂર કરવા કમર કસી શકે જ નહીં એ તો દેખીતું છે. દરેક સંજોગ એને શીખવવા માટે પ્રભુએ કૃપા કરીને આપ્યો છે અને એમાંથી એણે પોતાની પ્રકૃતિનું કઇ બાબતમાં રૂપાંતર કરવાનું છે તે જોવા સદા ય જાગૃત રહેવું પડશે, ને તેથી તેવી દૃષ્ટિએ તેણે તે સંજોગોને જોવા જોઈએ, તો જ પોતાનાં વર્તન, વિચાર કે વાણીમાં કયાં અકુશળતા છે, તેની તેને ખબર પડશે. શરણભાવ, સાચી રીતનો

શરણભાવ, પણ એમને એમ મળતો નથી. તે પણ ભાવનાપૂર્વક, જ્ઞાનપૂર્વક પુરુષાર્થથી કેળવવો પડે છે. જેમ જેમ એનો સ્વભાવ, એની પ્રકૃતિ, પ્રભુભાવના સંચાર માટે લાયક થતી જાય છે તેમ તેમ જ એનો શરણભાવ વધે છે. તે પહેલાંનો શરણભાવ તો એક માન્યતા જ છે—જીવનની નક્કર હકીકત નહીં. એના પુરુષાર્થનું ફળ અપાવનાર ચૈતન્ય શક્તિ જ છે એમ પાકું મનમાં દૃઢાવીને, પુરુષાર્થના કારણે આવી જતા અહંભાવને એણે ટાળવાનો છે, એ વળી બીજો જ પ્રશ્ન છે.

પ્રભુ જરૂર એને સહાય આપવા ઉત્સુક હોય છે, પણ તે કલ્પે છે તે રીતે સહાય ન મળી શકે. પ્રભુનો ઉપદેશ જીવનમાં મળતા પ્રસંગો દ્વારા અપાય છે, અને અનેક જાતના અનુભવ કરાવીને તે ઉપદેશ પાકો કરાવવાનો તેનો હેતુ હોય છે. **એટલે જ પોતાની ભૂલ ક્યાં થઇ તે જોવા તત્પર આંખ હોય તે જ અનુભવ ઉપરથી શીખી શકે.**

સર્વભાવે ને સર્વ રીતે શરણાગતિની ભાવના જ્ઞાનપૂર્વક સાધકમાં પ્રગટે, એટલે કે જે તેના આધારનાં સર્વ કરણો સર્વ પ્રકારની શુદ્ધિને પામ્યાં હોય તે, બાળક જેમ પ્રકૃતિવશાત્ નિશ્ચિંતતાથી ને નિરાંતથી આનંદ ભોગવતું માના ખોળામાં રહે તેવી **પ્રજ્ઞાપૂર્વકની ભૂમિકા** સાધકની બને તે વેળાએ તેનું "ઇશ્વર બધુ સંભાળે છે"—તે હકીકતપણે સાચું છે. તેવી દશા થયા પહેલાં સાધકે તેવું માનવાની ભ્રમણામાં કદી પણ પડવું નહીં, પરંતુ તેનો સર્વ પ્રકારનો ઝોક પ્રભુની કૃપાનો એક માત્ર સહારો લઈને તેનાં સર્વ કરણોની શુદ્ધિ થાય તેમાં જ કેંદ્રિત અને એકાગ્ર હોવો ઘટે.

---

અનુષ્ટુપ

એક હોવા છતાં પોતે સગાં જુદાં જુદાં તણો
કેવો સગો જુદો જુદો! ને તેનો ધર્મ શો જુદો!

તે સૌની સાથનો ધર્મ, પ્રભુની ભાવના હૃદે
પરોવી, યોગ્યતાથી જે આચરે, ધર્મ પાળશે.

આધ્યાત્મિકપણું સાચું વર્તતાં શુદ્ધ જીવને
ઊગશે આપમેળે યે, ના તે નોંતરવું પડે.

મળેલો ધર્મ જે હોયે એને ઉવેખીને બીજે
ધર્મ મેળવવા જાય, એને ધર્મ નહીં મળે.

મળેલા ધર્મમાં જેઓ તદાકારપણે થશે,
ધર્મમાં એવું જે પ્રેમે પ્રેરાયેલું, સુખી થશે.

જ્યાં જ્યાં જીવન-સંબંધ ત્યાં ત્યાં ધર્મ રહ્યો, ગણો,
જુદો જીવનથી ક્યાંયે ધર્મનો ભાવ ના કરો.

જીવને સર્વ સંધાતે પ્રભુની ભાવના હૃદે
દઢાવી વર્તશે, એનો ભાવ શો જીવતો બને!

હળવા મળવામાં યે ગૂઢ નિમિત્ત જીવને,
એ રીતે મળવું રાખી સાર્થ તે કરવું હૃદે.

એક એક કરી જેઓ અનંત ડગલાં પથે
ધીરે ધીરે ભરે, તેઓ પામી **અનંતતા** શકે.

પૂરું એક કર્યા વિના બીજે જે કૂદવા જશે,
તેવાનો બગડે એક, તેવો બે કેમ મેળવે?

હોઇએ જે મહીં તેમાં પૂરું લક્ષ પરોવીને
પોતાનું કાર્ય ને ધર્મ જે કરે, તત્ત્વ પામશે.

રેખા જીવનની આંકી તે પછી ઢાળ તે વિષે
ચિંત્વતો જે રહે એવો પ્રવેશ્યાં કરશે પથે.

અભ્યાસ કેળવ્યા વિના હૈયાના પ્રેમભાવથી,
ખેંચવા ટોચ જે ધારે એ તો મૂર્ખશિરોમણી.

પ્રભુને મૂકીને ટોલ્લે સ્વભાવે વશ કર્મને
જે કર્યાં કરવું રાખે, એને કેમ કૃપા મળે?

પ્રભુનું જો તમે રાખો, તમારું પ્રભુ રાખશે,
પ્રભુને સાદ જે દેશે તે સાથે પ્રભુ બોલશે.

ગમે તેવું કરો વર્ત્યાં પ્રભુને ના ગણી કશું,
કેવી રીતે બિચારો તે તમો પૂંઠળ રે' ઊભો ?

આપણા અંતરે એને ઊભા રે'વાની ખેવના
ને એને યોગ્ય ભૂમિકા આપણે આપવી સદા.

સર્વમાંહિ પ્રભુભાવ જીવતો ધારવા હૃદે
લક્ષ કેળવતાં રે'વું જાગૃતિ–ભાવ ધારીને.

સદ્‌ભાવ, નમ્રતા, શુદ્ધ સર્વના વર્તને હૃદે
ધારી ધારી કરો જે તે, જવા દો ના નકામું કૈં.

ધારણા એકધારી શી જીવને પ્રભુભાવની
રોજીંદા વ્યવહારોમાં પરોવી વર્તવું ચહી.

દઢાવા એમ અભ્યાસ વિશ્વની ઘટમાળ આ,
કૃપાથી ભાન ને જ્ઞાન રાખી જીવવું સર્વદા.

વિશ્વથી તે જુદો ભાવ પ્રભુનો ક્યાંય છે નહીં,
જુએ જે પ્રભુ પોતામાં એને તે વિશ્વમાં જડે.

અતિરિક્તપણે ભાવ વિશ્વથી એ રહ્યો ભલે,
પોતામાં એક વેળા તો લો અનુભવી ભાવને.
તે પછીનું હશે જે તે આપમેળે જ જાણશો,
ઘૂંટવો હમણાં રાખો એકડે એક જે મળ્યો.
એકડો આવડે જેને એવો તે બગડો ભણે,
એકને જે કરે પાકું એને બીજું મળી રહે.
એકને કરવામાં જે પાકું પોતાનું જેમ સૌ
વાપરે, માત્ર તે યોગ્ય થતા બીજાની અર્થ તો.
આપણે ઘેર આવેલું તે સાથે જો ન વર્તીશું
યોગ્ય રીતથી, તો પાછું આવેલું દુઃખી થૈ જતું.
પ્રભુના ભાવને એવું જીવને પ્રેમભાવથી
સ્વીકારી, જે વધાવી લે એનામાં ભાવ ખીલશે.
પ્રભુના ભાવને યોગ્ય હૈયાની ભૂમિકા બધી
પ્રાર્થીને ઉરમાં ઊંડું શુદ્ધમાં શુદ્ધ રાખવી.
જે તે કૈં કરતાં રે'તાં એનું લક્ષ ઊંડું ધરી
ભાવે સમર્પી દેવું સૌ આવેલું એનું તે ગણી.
આપણે તો બધી રીતે ખાલી ખાલી રહ્યાં જવું
પ્રભુનો એકલો ભાવ રાખી કર્મે વહ્યાં જવું.
જીવન–સાધના એવી જે કરે, શ્રેય પામશે,
જે તે એનું બધું શ્રેય એનું જીવન શ્રેય છે.

**પંચગિની**
તા. ૨૨–૧૨–'૪૪

---

# પ્રેમભાવના

દ્વિચિ;

તા. ૨૩-૮-'૪૩

પ્રેમ એક એવી ભાવના છે કે જેમાં ઉત્તરોત્તર વધારો થયાં જ કરે છે. પ્રેમમાં શક્તિ છે તેથી જ ગતિ છે. જગતમાં પ્રેમની શક્તિનું માપ હજુ કોઈ યોગ્ય રીતે અને સંપૂર્ણપણે માપી શક્યું નથી. પ્રેમ એ આપણા દિલની ભાવનાનું ગતિવાહક યંત્ર છે. પ્રેમભાવના જ જીવનના ઘડતરમાં ને આપણા સંબંધીઓ સાથે સુમેળ જમાવવામાં તથા જીવનમાં એક પ્રકારની ઊંડા આનંદની લહરીઓ પ્રકટાવવામાં તથા જીવન એ માત્ર વેતરૂં નથી કે વેઠ પણ નથી, કિંતુ કોઇ ઉચ્ચતર સ્થિતિનું દ્યોતક છે એ ભાવનાનો વિકાસ કરાવવામાં ને એનાથી પણ આગળ જઇએ તો પ્રેમ આત્મીયતા આપણામાં આણવામાં આપણને કલ્પના પણ નથી આવતી એટલો મોટો ભાગ ભજવે છે. જગતમાં આપણી નજરે ભલેને વિસંવાદ સતત નજરે આવ્યાં કરતો હોય તેમ છતાં પ્રેમનો સતત અપ્રકટ પ્રવાહ જે વહ્યાં કરે છે, જેને લીધે જીવનમાં કંઈક રસ રહે છે ને આપણા સંસારવહેવારમાં તેમજ અનેક જાતની સંસારની વિટંબણાઓની પરિસ્થિતિમાં આપણી મંથનની પળોએ એ પ્રેમની હૂંફ જ આપણને ટકાવી રાખતી હોય છે. આપણને એ પ્રેમના પ્રવાહની જ્ઞાનપૂર્વકની સમજ હોતી નથી. બાકી એ તત્ત્વની ભાવનાને સ્વીકારીએ તો પછી ભલેને ઈશ્વરની ભાવનાની હકીકત ન કબુલ કરીએ

તો યે મને તો વાંધો નથી. જો એક વાર આપણને આપણામાં રહેલા પ્રેમતત્ત્વની જ્ઞાનપૂર્વકની સમજણ પડે ને તેનું કાર્યસાધકપણું સમજાય તથા તે ઉપરાંત આપણે જે માનસિક વાડાઓ બાંધ્યા છે ને માન્યા છે તેની બહારના ક્ષેત્રમાં તે પ્રેમતત્ત્વનો ઉપયોગ કરવાનું સૂઝે એટલું જ નહીં પણ એ પ્રેમતત્ત્વની ભાવના ઉત્તરોત્તર કેમ વિકસે ને તેમાંથી પ્રકટ થતી જતી શકિતનો સતત જાગૃતિપૂર્વક ઉપયોગને આપણું પૃથક્કરણ કરતાં રહીએ ને એમ કરતાં કરતાં આપણામાં જે વિસંવાદી તત્ત્વ માલમ પડે તેને દૂર કરવામાં ભાનપૂર્વક જીવતાં રહ્યાં કરીએ તો જે કોઇ તત્ત્વ ઉદ્ભવવાનું હશે તે આવિર્ભાવ પામશે જ. આ જમાનામાં આપણે બધાં rationally તર્કશુદ્ધ વાતો કરનારાં ગણાઇએ છીએ ને પ્રયોગોમાં હકીકત રૂપે જે કંઈ સત્ય ન સમજાય તેને આપણે સ્વીકારતાં નથી. એટલે આપણે આ જમાનાને ને આ યુગની સંસ્કૃતિને જો પ્રમાણિકપણે વફાદાર રહેવું હોય તો આપણે આમાં પણ પ્રમાણિકપણે પ્રયોગ કરી જોવોજ જોઇએ, અને પછી પરિણામ જે અનુભવાય તેને યોગ્યપણે સ્વીકારવાની આપણી તૈયારી પણ હોવી જોઇએ.

જગતમાં જે ભાવના યુગોના યુગો સુધી ટકી રહી છે, એ ભાવનાની પાછળ નક્કર સત્ય હકીકત રૂપે રહેતું હોવું જ જોઇએ. જેની પાછળ સત્ય નથી તે ભાવના લાંબો વખત ટકતી નથી એ તો અનુભવથી સ્વીકારાયેલી વાત છે. ઈશ્વરની ભાવના મૂઢપણે કહો કે જ્ઞાનપૂર્વક કહો અથવા જડતાની દશામાં કહો પણ સમાજમાં એ ભાવના યુગયુગથી ચાલી આવી છે એ હકીકતને નકારી શકાય એમ

નથી. અભણ લોકો કરતાં બુદ્ધિપ્રધાન કે ભણેલા લોકોમાં તર્કશકિત—reasoning faculty—વધેલી હોવાથી તથા તેઓ તેમના ચાલુ પ્રવાહ અનુસાર વધારે self–centred સ્વ—કેંદ્રિત થઇ ગયેલા હોવાથી પોતે ઉપજાવી કાઢેલા જગતની બહાર એમની દૃષ્ટિ જતી નથી. એટલે એવા લોકોનું દૃષ્ટિબિંદુ મર્યાદિત રહ્યાં કરે છે. એમ છતાં પોતે બધું dispassionately લાગણીથી દોરવાઇ ગયા વગર જોઇ શકે છે અને તેથી તેમનું મંતવ્ય detached શુદ્ધ તટસ્થતાવાળું ને તેથી સાચું જ હોય છે એમ તેઓ ખરેખર માને છે. પોતાના મંતવ્યથી પર થવાનું એમને કાં તો સૂઝતું જ નહિ હોય અથવા તો એમની એ દુનિયાને ભાંગીતોડીને નવું વિચારવાનું બળ એમનામાં ઉદ્ભવતું નથી, કારણકે એ લોકો પોતાના જગતમાં જ રચ્યાપચ્યા રહેલા હોય છે. દરેક વિકાસ ઇચ્છતા મનુષ્યે પોતાના જગતથી પર થવાની દૃષ્ટિ કેળવવી જ પડશે. તે વિના જગતના કોકડામાંથી નીકળી શકવું લગભગ અશકય છે. જગતને જે શકિત ઘડી રહી છે, એ શકિતનો સ્પષ્ટ ખ્યાલ આપણને કદી આવતો નથી. આપણે આપણો વહેવાર ચલાવતા હોઈએ છીએ, એ વ્યવહારમાં પણ જે જે પરિણામો નીપજે છે ને જે રીતે ધાર્યું હોય છે તે રીતે જ બધું બનતું થતું આવે છે, એવો આપણો કોઇનો યે અનુભવ નથી. જો આપણે જ આપણા નિર્માતા હોઈએ તો આપણું ધાર્યું થવું જ જોઈએ, પરંતુ તેમ બનતું નથી. એનું કારણ એમ પણ કહી શકાય કે આપણામાં તેવો નિશ્ચય અને એ નિશ્ચયને કાર્યમાં પરિણમાવવા માટેની જિજ્ઞાસા ને તમન્ના પૂરતા પ્રમાણમાં ને વેગમાં હોતાં નથી, એટલે આપણે તે કાર્યો કરીએ છીએ

એની પાછળની દઢ નિશ્ચયભરી મક્કમતા પણ આપણામાં આવી હોતી નથી. હું તો એમ પણ કહું છું કે ભલેને આપણે ઈશ્વરને ન માનતા હોઈએ તેમ છતાં આપણે જે કાર્યક્ષેત્રમાં આવી પડેલા છીએ તે જ કાર્યક્ષેત્રમાં જે જે કાર્યો કરવાનાં આવે તે જો જ્ઞાનપૂર્વક, સમજણથી, તેમજ તેને સંપૂર્ણપણે આપણે ધારીએ છીએ તેવા જ પરિણામમાં નીપજાવવાને માટે આપણે પૂરતાં ખંત, સાહસ, હિંમત, નિશ્ચય ને મુશ્કેલીઓનો સામનો કરવાની શક્તિ પૂરી રાખતા હોઈએ તો આપણામાં એક એવી શકિત પ્રગટે છે કે એ શકિતનો આપણને જીવનમાં અનુભવ થાય છે, એટલું જ નહિ પણ એવો પ્રત્યક્ષ પુરાવો ને એની કાર્યસાધકતા આપણને સમજાય છે. ને જેમ જેમ આપણામાં રહેલાં એવાં તત્ત્વોને આપણે જાતઅનુભવથી ઓળખતા જઇએ છીએ તેમ તેમ આપણામાં કોઈ ઑર પ્રકારની Consciousness—ચેતના—જન્મે છે જ. આ પ્રકારની Consciousness—ચેતના—દરેક જ્ઞાનીને એટલે સમજણપૂર્વક કામ કરનાર અને સતત જાગૃત લક્ષ્યાર્થી પુરુષાર્થીને મળે છે જ.

આપણા જીવનમાં તેમજ જગતમાં એક પ્રકારની વ્યવસ્થિત શકિત કામ કરી રહેલી છે; તેનો સ્પષ્ટ અનુભવ ત્યારે આપણને જરૂર થાય છે જ. આપણે વિદ્યાર્થી જીવનમાં રત હતા ત્યારે પણ કદી કદી ભવિષ્યના જીવનના ખ્યાલો ને સ્વપ્નાં આપણને આવતાં; એટલું જ નહીં પરંતુ એક પ્રકારનો કોઇક આદર્શ પણ રહેતો. જ્યારથી આપણે સંસાર જીવનમાં પડયા ત્યારથી સામાન્ય રીતે આપણામાંના ઘણાખરાની સ્થિતિ એવી થઇ જાય છે કે એનાથી પરની

દૃષ્ટિ ને ખ્યાલ આપણને ઉદ્ભવતાં નથી. ને જો કોઇક ધન્ય પળે એવો ખ્યાલ આવે છે તો તેને સ્વીકારીને અનુભવ કરવાની આપણામાં તમન્ના રહેલી હોતી નથી. આમ આપણે એક પ્રકારના જડસુ વાતાવરણમાં સંકળાએલા રહીએ છીએ. પરંતુ આપણી બુદ્ધિ તીવ્ર થયેલી હોય છે, એટલે એ બુદ્ધિની દ્વારા, 'આપણે આપણા જીવનવ્યવહારમાં રગશિયા ગાડાની પેઠે ચાલતા નથી' એમ આપણને મનાવવામાં આપણી બુદ્ધિ ઘણીવાર સફળ થાય છે, અને એ રીતે આપણાને તે અજ્ઞાનમાં ડૂબેલા રાખે છે.

**જીવન એટલે અનુભવનું અમૃત અથવા નિચોડ** એમ કહીએ તો ચાલે. દરેકને સંસાર–વ્યવહાર ચલાવતાં ચલાવતાં તેમની કક્ષાના પ્રમાણમાં તેમને તેવો તેવો અનુભવ થયાં જ કરે છે; પણ એવા અનુભવથી જે સાર આપણાને મળવો જોઇએ અથવા આપણે કાઢતાં શીખી લેવું જોઇએ એની કળા આપણામાં આવી હોતી નથી. પરિણામે એ અનુભવ પાછળનું રહસ્ય આપણને પૂરું સમજાતું નથી, ને તેથી જીવનની ખરી મોજ આપણે માણી શકતા નથી. આમ આપણે આપણી પ્રત્યે, જીવન પ્રત્યે, અને જે જગતમાં રહીએ છીએ તે જગત પ્રત્યે આપણે પણ પૂરતા જાગ્રત નથી રહેતા એમ કહેવું જોઇએ. આપણે જે સ્થિતિમાં રહીએ છીએ તેમાં રહેવા છતાં, એનો સ્વીકાર કરવા છતાં એ સાધનો વડે આપણે કોઈ નવી દૃષ્ટિ, કોઇ નવી સૃષ્ટિ ને કોઈ નવી જ સમજણ આપણામાં ઉદ્ભાવવાની છે એવું સ્પષ્ટ જોરદાર ભાન આપણને આવે–જાગે–એ જરૂરનું છે.

એ કેવી રીતે આવે એનાં ચોક્કસ દિશાસૂચક વિધિનિષેધ નથી. જીવનમાં આપણે પ્રત્યેક કાર્ય વિચારપૂર્વક કરતા થઈ જઈએ તો કદાચ એવું ભાન જાગવા સંભવ રહે છે ખરો. એને માટે સતત અભ્યાસ, તેમજ વૈરાગ્યની જરૂર રહે છે. વૈરાગ્ય એટલે 'સંસાર અસાર છે' એવી ભાવના નહિ; પરંતુ જે જીવન કાર્ય કરવાનું હોય તેમાં જ સતત દૃષ્ટિ ને તીવ્ર જાગૃત જ્ઞાનભાનવાળી તમન્નાયુક્ત તથા એ રીતે ઉત્તેજીત રહ્યાં કરે એવી જાતની લાગણીને હું વૈરાગ્ય કહું છું. લક્ષ્યાર્થની ભાવનામાં જ સતત એકધારું લક્ષ ને બીજા કશામાં પણ નહિ તેનું નામ વૈરાગ્ય. આપણા જીવનમાં–ને જીવનનો–કંઈ સ્પષ્ટ અર્થ છે ને હેતુ છે એમ હું તો માનું છું. ઘણાંખરાંને એવું લાગતું નથી.

આપણે કોઈ મહાન આદર્શને માટે આ જીવન પામ્યા છીએ એવું પણ હું તો માનું છું. એટલે મારે મન જીવનની મહત્તા અનેકગણી છે ને એનું મૂલ્યાંકન પણ મારી દૃષ્ટિએ જુદું જ છે; તે ઉપરાંત જે જે સંબંધો જીવનમાં મને થયા છે તેનો સ્પષ્ટ હેતુ પણ મને સમજાયો છે. ને ભગવાનની કૃપાથી એ હેતુની પાછળની ભાવનાનું પણ દર્શન મને થયું છે–થયાં કરે છે. એથી કરીને મને તો જીવન એટલે અનુભવોની સત્ય પરંપરા હોય એમ લાગે છે. એટલું જ નહિ પણ મારા જીવનમાં તે તે સૌ શા માટે મળ્યા છે, એનું કાર્ય શું છે એ પણ સમજાતું જતું હોવાથી એમાંથી મને સતત લાભ જ થયાં કર્યો છે. તેથી જીવન એ તો કોઈ ઉચ્ચતર ભૂમિકા છે એવો સ્પષ્ટ અનુભવ મને સતત થયાં કર્યો છે. એટલે એમાંથી જ, એવા અનુભવોમાંથી જ મને ઈશ્વરની

ભાવનાનો સ્પષ્ટ જોરદાર ખ્યાલ જન્મેલો છે. એ માત્ર આળસુ અને નિષ્ક્રિય કે તરંગી માણસોનો ખ્યાલ નથી પરંતુ જીવનમાં સતત આગળ ધકકેલતી ને પ્રેરતી એક શક્તિ છે એવો પણ અનુભવ થયાં કર્યો છે. એટલે મેં તમને જે લખ્યું છે એવો પ્રેમભાવ જીવનમાં વિકસાવવા તેમજ જીવનનાં કાર્યો વિચારપૂર્વક કરવાં તેમજ એની પાછળનાં ખંત, સાહસ, હિંમત, દઢતા ને તેને યોગ્ય પરિણામમાં નીપજાવવા માટેની સતત જાગ્રત તમન્ના, મેં રાખ્યાં કર્યાં છે. જે રસ્તે હું ગયો છું અને મને જે રીતે સમજાયું છે તે રીત તથા તે ભાવના મેં તમને સમજાવવા પ્રયત્ન કર્યો છે.



# બહેનો પ્રત્યેનું વલણ

અનુષ્ટુપ

આદર–ભક્તિનો ભાવ માતા, બ'નો પ્રતિ ઊંડો
જગાડયાં કરવો હૈયે આર્ત ને આર્દ્ર પ્રેમથી.

સ્ત્રીઓ તો વિશ્વની માતા તુચ્છતાપાત્ર તે નથી,
એમને તુચ્છકાર્યોથી આપણું બગડે વળી.

માનવીએ બનાવીને પોતાની લાલસા તણી
એને ભોગ, ગુલામીને વિશ્વમાં નોતર્યાં કરી.

જ્યાં સુધી માનવીનામાં પવિત્ર ભાવના ઊંડી
જાગશે ના સ્ત્રીઓ પ્રત્યે, તે રહે પશુ ત્યાં સુધી.

વિશ્વનું ક્ષેત્ર તો સ્ત્રીઓ એને જે ભાવના મહીં
ઊંચે ચઢાવતો, સેવા કરે અમૂલ્ય વિશ્વની

તા. ૬–૩–'૪૪
બનારસ



# જીવનમુક્ત

બનારસ

તા. ૨૧-૩-'૪૪

જીવનમુક્ત માનવીમાં ઇંદ્રિયો, ગુણ, ભાવના, લાગણી, ઊર્મિ, નાશ પામી જાય છે એવું નથી હોતું. શરીર છે ત્યાં સુધી તે બધું રહ્યાં કરે છે. માત્ર તેમનાં તેમનાં કાર્યક્ષેત્ર નીચે વહી જનારી પ્રકૃતિને વશ નથી હોતાં એટલું જ. તેવાં તેવાં કાર્યક્ષેત્રમાં જ્યારે જ્યારે તે બધાં પ્રેરાય છે તેમાં એને એનાં જ્ઞાનહેતુનું જીવતું ભાન રહ્યા કરતું હોય છે. એ ત્યાં જડયંત્રવત્ દોરવાતો હોતો નથી. He acts as a master. એ તો પરિસ્થિતિના રાજાની મુજબ વર્તે છે. એને કર્મ આવશ્યક નથી હોતાં. કર્મની આવશ્યકતા સ્વીકારાતાં એની મુકતતામાં બાધ આવે છે. એ કર્મ કરે છે ખરો, પણ તે પ્રભુ પ્રેરિત હોય છે માટે. પ્રભુના આદેશની સમજણ કહો કે આત્માના સહજ જ્ઞાનના કોઈ અકળ એવા સહજ હેતુથી કહો, તે સ્વતઃ ફૂલની કળીનું ખીલવું જેમ સહજ રીતે બને છે તેમ તેનું તેવા કાર્યમાં પ્રેરાતું જવું બનતું હોય છે. જીવન્મુકત દ્વંદ્વથી પર ભલે હોય, તેથી એને હર્ષ શોક, ભય, લાગણી, વગેરે નથી થતું એમ નથી. માનવીમાં તે તે બધું સ્વભાવના ગુલામ તરીકે બને છે ત્યારે પેલામાં જેની જેની સાથે સંબંધમાં આવે તે તે સાથેના તાદાત્મ્ય-ભાવથી પ્રેરાઇને તેના જીવનમાં તે તે વૃત્તિઓ દ્વારા તે જ્ઞાનપૂર્વક ભાગ લઈ રહેલો છે. એવી એવી વૃત્તિઓ ઉદ્ભ-વતાં તે તેનો ભોગ થઇ પડતો નથી. પણ ત્યાં એને કેવી રીતે,

ક્યાં, કેટલા પ્રમાણુમાં પરોવવી એ બધાંનું જ્ઞાન રહ્યાં કરે છે. જ્યાં સુધી શરીર છે, સમાજમાં છે ત્યાં લગી તે પ્રારબ્ધ કર્માનુસાર કર્મ ભોગવવાનાં હોય તેમાં, કે આદેશ કાર્ય હોય તેમાં કે સમષ્ટિરૂપ કાર્ય હોય તેમાં પોતે જ તેનો સ્વામી છે, જન્મદાતા છે ને ભોકતા પણુ છે ને તે છતાં પણુ પાછો તે ક્યાંય નોંખો છે. તે ભાવયુક્ત રહી ત્યાં ત્યાં પ્રવર્ત્યાં કરતો હોય છે. જીવનમુક્તને ઐહિક દૃષ્ટિએ કશું વિકાસ પામવાનું ભલે બાકી રહેતું ના હોય, પરંતુ પરબ્રહ્મભાવમાં તો વિકાસ સહજ મેળે તે પામ્યાં કરતો હોય છે. ત્યાં પ્રયત્ન નથી રહેતો એવું લાગે છે. મને તો આછું પાતળું આવું લાગે છે. એ ખરું જ છે એવો ક્યાંય આગ્રહ નથી. આ તો જે સમજ પડે તેવું લખ્યું છે. જીવનમુક્તનું સારું યે જીવન પારમાર્થિક હોય છે. એણે કર્મ કરવાં જ જોઇએ એવું નથી. તેથી તે કર્મ કરવાનો નથી એમ પણુ નથી. એનાં કર્મો ભાગવતી બનતાં જાય છે, થતાં જતાં હોય છે.



# કર્મવાદ અને પુરુષાર્થ

ડ્રિચિ;

તા. ૫–૩–'૪૩

કર્મવાદીઓ માને છે કે જગતમાં બધું જ ભગવાને નક્કી કરી રાખેલું છે, ને પ્રારબ્ધ કે વિધાતાએ વિશ્વને માટે મુકરર યોજના (કર્મને લીધે) ઘડી જ રાખી છે, ને તે જ પ્રમાણે થયાં કરે છે. એવી માન્યતામાં ઘણી ભ્રમણા રહેલી છે. ભગવાનનો ભાવ તો નિત્ય નિત્ય નૂતન રહ્યાં કરે છે. જીવનને કર્મનો પાશ રહે છે ખરો, પણ પાછી તેનામાં ભગવાનની શક્તિ પણ પડેલી છે. તેથી તે નવું રચવાને સ્વતંત્ર છે જ. 'કંઈ નવું થઈ શકતું નથી', એ પણ ખોટી જ ભ્રમણા છે. જેમ ગુરુને આપણે ચલાવીશું નહિ, ને હલાવીશું નહિ ત્યાં સુધી તે હાલવાનો પણ નથી ને ચાલવાનો પણ નથી. તેમ ભગવાનનો ભાવ પણ નિષ્ક્રિયતાથી ચેતનપણે આપણામાં પડેલો છે. એને જે કામમાં લે છે, તેઓને જ એ મદદરૂપ, ચેતનરૂપ, રહ્યાં કરે છે. એ ભાવમાં જ પરમ, અનંત, અમર્યાદ એવું સર્વજ્ઞપણું નથી, કારણકે આપણે એને સહકારી ઉમળકાથી, ઉત્કટ પ્રેમભાવથી ને એના સંચાલકરૂપે હૃદયનાં જ્ઞાન–પ્રેમ ભક્તિથી પ્રેરાવીશું તો તે ભાવ તેનો ભાગ ભજવી શકશે, બાકી નહીં. તે ભાવ આપણી ઉપર, ને આપણે ન કલ્પી શકીએ એવે ઠેકાણે વસે છે, એવું જ માત્ર નથી, તે આપણા હૃદયમાં પણ છે. એવા ભાવનો જો સતત અંતઃસ્થપણે રહ્યાં કરીને ઉપયોગ

કર્યાં કરવામાં આવે તો અણધાર્યા ફેરફારો જરૂર થઇ શકે છે. એવી સર્વ શક્યતાઓ છે જ. વિશ્વના વિકાસક્રમમાં જે જે વિકાસ પામતું જતું હોય, તે કંઈ એકલું નવું જ નથી હોતું. તે કોઇને કોઇ જૂનામાંથી જ રૂપાંતર પામ્યા કરેલું હોય છે. આ તો આપણને સમજાય તેવું છે. તેમ છતાં કોઈ પણ વસ્તુનો વિકાસ થતાં થતાં એનું રૂપાંતર એવું થઇ જાય છે કે જાણે તે તદ્દન નવીન ન હોય? એવું પણ બની જવા સંપૂર્ણ સંભવ પણ રહે છે જ, કારણ કે અંતઃસ્થ ભગવાનનો ભાવ એ કંઇ એક ચોક્કસ નિયંત્રિત ઘટમાળ રૂપે નથી હોતો. એ પરમ મંગળકારી શક્તિ તો અનંત ચેતનાવાળી ને સતત વિકાસ થયાં કરતી રહેવાને જ ઇચ્છયાં કરતી હોય છે. એટલે વિકાસ થવાતાં થવાતાં ગમે તેવું પણ થઇ જવાની સંપૂર્ણ શક્યતાઓ ત્યાં પડેલી છે જ.

કર્મના સિદ્ધાન્તનો વિચાર કરીને જે પુરુષાર્થ છોડી દેવાની વાત કરે છે તે કાયર પુરુષ છે. આપણે સર્વ કંઈ કરવાને શક્તિમાન છીએ. આપણાં માબાપની આપણે છાયા છીએ ખરાં, પણ જેમ એમનાં કરતાં સારાં કે નરસાં આપણે થઈ શકીએ તે જેમ સમજાય તેવું છે, તેવું જ કર્મના સિદ્ધાન્તની બાબતમાં છે.

"નાવ મીલી જિસકો જલભીતર,
સો કછુ નીર તરે ન તરે."

સ્વામી બ્રહ્માનંદની એ કવિતા પ્રમાણે આપણે એ નાવને એકવાર અનુભવે મેળવી લઇએ પછી નીર તરવાની

ઉપાધિ રહેશે નહીં. (જો કે ઉપાધિ શબ્દ યથાર્થ રૂપે નથી) પછી તરો કે ના તરો તે મહત્ત્વનું એવાને મન નથી. છતાં નાવડીને ક્યાં લઈ જવાની છે તેનું જીવતું પ્રત્યક્ષ જ્ઞાન ને ભાન તથા નાવડીને હલેસાંથી તથા સઢના યોગ્ય નિયમનથી અથવા એવી રીતના બીજા કોઈ સાધનથી સતત ચલાવ્યાં કરવાનો એકધારો પરિશ્રમ તો આપણે કરવાનો રહે છે જ. ને એમ એક પછીની એક જુદી જુદી કક્ષામાં પરિશ્રમનો તો માત્ર પ્રકાર જ બદલાતો હોય છે. એવું આપણું આદર્શ—ધ્યેયનું લક્ષ્યબિંદુ છે તે સતત ખ્યાલમાં રાખશોજી.



# સાધકોનું માંહોમાંહેનું વર્તન.

ડ્રિચિ;

તા. ૧૮-૯-'૪૩

ઈશ્વરની રચના એવી છે કે એક જ સમર્થ પુરુષ કેટલાયને તારી શકે, ને તારે પણ છે. એક જ ગુરુને અનેક શિષ્યો હોય છે. શિષ્યોના સૂત્રધાર એક જ ગુરુ હોવા છતાં એમના પરસ્પરના વર્તનમાં ઘણીવાર સાધકને છાજે નહિ એવું વર્તન થતું જોવામાં આવે છે. ખરું જોતાં તો **સાધકો એટલે ગુરુ રૂપી વિરાટ શરીરનાં જુદાં જુદાં અંગો.** જેમ માનવીશરીરના દરેક અંગનાં નામ, કામ અને પ્રકાર જુદા જુદા હોય છે, તેવું જ ગુરુના વિરાટ શરીરનાં આ અંગો વિષે છે. શરીરનાં અંગોમાં માંહોમાંહે એક વાર ઝગડો જાગ્યો અને પરિણામે આખા શરીરને અને અંદર **જીવ**ને ભારે સંતાપ અને દુઃખ થયાં એવી એક બાળવાર્તા સંપનો મહિમા ગાવા માટે રચાયેલી છે. પણ આ બાળવાર્તા સાધકોના પરસ્પરના વર્તન માટે પણ પથ્ય ને હિતકારી છે, કેમકે ઘણીવાર સાધકોને પોતાના ગુરુ પ્રત્યે તો કંઈક પ્રેમ હોવા છતાં પણ એક બીજા વચ્ચે પૂરતો સુમેળ હોતો નથી. તેનું પણ માનસશાસ્ત્રીય કારણ છે.

જ્યારે કોઈ **જીવ** સાધક દશામાં આવે છે,ત્યારે તેનાં સ્વભાવનાં સારાં તત્ત્વો અને અનિષ્ટ તત્ત્વો બન્ને જે અત્યાર સુધી સાધકમાં પડી રહેલાં હતાં તે ઉપર તરી આવે છે, બહાર દેખાઈ આવે છે. તેમાં પણ પહેલો હુમલો તો એનાં નકારાત્મક તત્ત્વો તરફથી જ થતો હોય એમ જણાય છે;

એટલે કે એ સવિશેષપણે જોર પર આવતાં માલમ પડે છે. ઇર્ષ્યા, અસૂયા, હુંપણું, ગુરુ ઉપર પોતાની માલિકીની વૃત્તિ વગેરે એકદમ જોરથી હુમલો કરે છે. ઘણાં વરસથી વહેતી કોઇ નીકમાં કે ખાળકુંડીમાં નીચે કચરો પડી રહેતો હોય અને તેની ઉપરથી પાણી વહી જતું હોય તો તે પાણી પ્રમાણમાં ઘણું સ્વચ્છ હોય છે. પણ જ્યારે નીક સાફ કરવાની શરૂઆત થાય છે, ત્યારે તે પાણી ઊલટું વધારે ડહોળાય છે, મેલું થાય છે, ને બદબો ઘણી જ નીકળે છે. તેમ જ સાધકના **જીવ** વિષે બને છે.

એટલે આવે વખતે ઘણી વાર સાધક તેના નીચલા થરના જોરથી વહેવા માંડેલા પ્રવાહમાં તણાઇ પણ જાય છે, જો કે પછી જાગૃતિ આવતાં તેનું ભાન પણ એને થાય છે. આ કારણને લીધે જ બહારની સંસારી દુનિયામાં લોકો જેટલા ઝગડતા ન હોય તેથી વધારે પ્રમાણમાં સાધકોમાં કદી કદી માંહોમાંહે ઝગડા થતા હોય છે. આથી આવા સાધકો સંસારી લોકો કરતાં પણ નીચા છે એવું માનવા તરફ ઇતર જનો દોરાય છે. પણ વાસ્તવિક રીતે તે માન્યતા અયોગ્ય છે.

સાધકમાં અને સંસારી માનવીમાં એક મોટો ફેર છે. એની બધી વિકૃતિઓ છતાં સાધક ભગવાન તરફ અભિમુખ થોડેઘણે અંશે હોય છે એટલે કાળક્રમે તે પોતાના સ્વભાવને વધારે ને વધારે ઊંડી રીતે પારખતો જતો હોય છે અને એનાં નીચલાં થરના વહનના પટને છોડતો જતો હોય છે, એટલે કે તે સ્વભાવને વશ થવાનું ઓછું

ને ઓછું કરતો જાય છે. એટલે આવા સાધકો વચ્ચે અંતે તો એક દિવસે સુમેળ જાગ્યા ને જામ્યા વિના રહેવાનો જ નથી. એટલે તે જેમ જેમ જાગતો જશે અને તેનો જેમ જેમ યોગ્ય ક્રિયાત્મક ઉપયોગ થતો જશે, તેમ તેમ નવી આવેલી કે ખીલેલી શકિત જ આપોઆપ બધામાં સુમેળ પ્રસરાવશે.

આમ એકવાર સંસારી જન કરતાં પણ વધારે ઝગડા થયા પછીનો મેળ સ્વભાવના રૂપાંતરને પરિણામે હોવાથી તથા કડવામીઠા અનુભવના પાયા પર રચાયેલો હોવાથી તેમાં જે મધુરતા જામવા માંડશે તેવી મધુરતા પહેલેથી જ જગતની નજરે સુમેળ ભોગવતા લોહીનાં સંબંધીઓ કે સંસારી આપ્ત વર્ગ કે બંધુ વર્ગમાં નહિ હોય. આવા સંસારી મેળ અને સાધકો વચ્ચેના મેળમાં આસમાન જમીનનો ફરક હોય છે.

**સ્વભાવના હુમલા ગમે તેટલા જોરદાર થાય તો પણ ત્યારે પણ કાળજી રાખીને, જાગૃતિથી, તેનાથી દોરવાઇ જઇને બીજાં પ્રત્યે અયોગ્ય વર્તન ન થાય એવું જોવા ને વર્તવા મથનાર, એનું નામ સાધક.** એણે પોતાના વર્તનને પ્રત્યેક પળે સમજવા માંડવું પડશે અને તે કયાં ખોટું છે એવો પૂરેપૂરો ખ્યાલ એનામાં જાગવો જોઇશે. સાધક પોતાની જાતને બરાબર ઓળખી ગયો હશે તો હંમેશાં એની દૃષ્ટિ, વૃત્તિ ને વલણ એના પ્રત્યેક પ્રસંગમાં વિચારમાં, વાણીમાં ને વર્તનમાં પોતાની ભૂલ કયાં છે એ જ જોવા મથ્યાં કરશે. પોતાને થયેલા કે થતા કોઇ પણ આઘાત વિષે, પોતાને અન્યાયી દેખાતા વર્તન વિષે, જે

કોઇ સાધક સામાનો વાંક જોશે અથવા શોધવા મથશે તે કાં તો સાધક નથી કે કાં તો તે પ્રસંગ પૂરતો તો કોઇ ભારે ભ્રમણામાં પડેલો **જીવ** છે. આગળ જતાં સાધકને પોતાને પણ માલમ પડે છે કે એની પોતાની નીચલા થરની પ્રકૃતિ અનેક રીતે—કદી કદી છક કરી નાંખે એવી જાદૂગરની જાળ નાંખીને પણ—પોતાના કબજામાં જ સાધકને રાખવાને મથતી હોય છે. એ પ્રકૃતિ કોઇ સ**જીવ** પ્રાણીની માફક જ પોતાની સાધક ઉપરની પકડ ઓછી થતી જુએ છે, ત્યારે હાથ જોડીને બેસી રહેતી નથી પણ પોતાથી શકય હોય તેટલું વધારે ને વધારે બળ કાઢીને સાધક ઉપરનું પોતાનું રાજ્ય ટકાવવા યુદ્ધ કર્યાં કરે છે. પ્રકૃતિના આવા હુમલાઓનાં રૂપો પણ નવાં ને નવાં જ થતાં જવાનાં. રામ–રાવણ યુદ્ધમાં રામ–લક્ષ્મણાદિને કદાચ સૌથી વધારે ત્રાસ દેનાર ઇંદ્રજિત હતો. કેમકે તે પોતાનું સાચું સ્વરુપ માયાવી સ્વરૂપમાં ઢાંકી દઇને, વાદળાં પાછળ છુપાઇને, ન દેખાય એવાં સ્થળોથી પોતાનાં બાણ ફેંકતો હતો. તેવી જ રીતના પ્રકૃતિના હુમલા વધારે ને વધારે ગુપ્ત વેશના થતા જાય છે.

એવા માયાવી સ્વરૂપથી રક્ષણ કરવાનું શસ્ત્ર સાધક માટે આંતર્ નિરીક્ષણ છે. તેણે પોતાની જાતને વધારે ને વધારે ઊંડી રીતે તપાસવી ઘટે. અને એવી જાગૃતિથી તથા સમજથી જો તે બધાં પ્રત્યે વર્તે તો ઘર્ષણ કદી નહિ જ થાય એમ તો કદાપિ ન કહી શકાય; પરંતુ જીવનતત્ત્વને મેળવવાની ઇચ્છા રાખનારા સાધકો હંમેશાં તેમાંથી લાભ જ ઉઠાવ્યાં કરશે; એટલે દેખીતી રીતે થયેલા અનિષ્ટમાંથી

અને દેખાતા પ્રતિકૂળ સંજોગોમાંથી પણ સાધકને લાભ ઉઠાવી લેવાની કળા આવડતી જશે. એમ દૃષ્ટિ, વૃત્તિ ને વલણ કેળવાતાં કેળવાતાં સાધક દેખીતા સર્વ અનિષ્ટનું પણ રૂપાંતર કરાવ્યાં કરશે. પ્રત્યેક વૃત્તિ ઊઠતાં સાધકને તેની સમજણ પડશે. તેનો હુમલો કેટલા જોશમાં છે તેની પણ સમજણ પડશે, અને તે હુમલાને પોતાના લાભમાં કેવી રીતે વાળવો તે પણ એને સૂઝશે. કદી તેના વહેણમાં તણાતાં પણ એ તાણને પણ જ્ઞાનપૂર્વક સાધનાના હેતુમાં વાપર્યા કરવાનું—અનેક દેખીતી હારમાં પણ કોઇ ને કોઈ જાતની નાની શી જીત મેળવવાનું—એને આવડશે, અને એવા વહેણમાં તણાવાનું બનતાં તેનું ભાન અને જ્ઞાન બંને તેને હશે. જે સાધકને આવું ભાન અને જ્ઞાન નથી જાગતાં તે સાધકમાં એટલી કચાશ જાણવી.

આમ જેમ સાધકને પોતાના સ્વભાવના યોગ્ય—અયોગ્ય વળાંકોની સમજણ પડતી જશે અને તેને કાબુમાં રાખીને તટસ્થતાથી—તેનો સાધનાના હેતુમાં યોગ્ય ઉપયોગ લેવાનું સૂઝયાં કરશે તેમ તેમ પ્રત્યેકની સાથેના તેના વર્તનમાં પોતાનો વિકાસ થઇ રહેલો તે અનુભવશે. આમ થતાં હૃદયની સૂઝ એને કોક દિવસ તો જરૂર ઊગવાની જ.

આવું ભલે એના જીવનમાં ઝટ પ્રગટ ન થાય. પણ આવી કળા પ્રગટવાની જ છે એવી દૃઢ શ્રદ્ધા રાખીને તેણે બધા સાધકો સાથે વધુ ને વધુ પ્રેમભાવે વર્તવાનો જાગૃતિપૂર્વક પ્રયત્ન કરવો. તેમ છતાં મૂળ પ્રકૃતિને વશ કદી થઇ જવાય ને ઝઘડો પણ થઈ જાય તો તેથી તેણે હાલી ઊઠવાનું નથી. તેવે વખતે પણ સમતારૂપી લાભ—મનની

શાંતિ રૂપી લાભ—લેવા તેણે મથવું જોઇએ ને આગળ જતાં સાધક તેવો લાભ ઉઠાવી પણ શકશે. આવી રીતે નિરાશાના આવરણના પ્રસંગોમાં પણ શાંતિ અને ધીરજરૂપી લાભ ઉઠાવવાનો ખ્યાલ જાગેલો રહે તે માટે સાધકે તત્પરતા રાખવી જોઇએ. પૂરતું લક્ષ રાખશે તો એવા બધામાંથી સમન્વય જ ઊપજતો તે અનુભવશે. એવો અનુભવ થયાં પહેલાં સાધકે તેવું થશે એવાં શ્રદ્ધા—વિશ્વાસ રાખવાં ઘટે. પ્રત્યેક સાધક પ્રત્યે ગુરુ તેની તે તે કાળની જરૂરિયાત જોઇને જ રહેતો ને વર્તતો હોય છે. તેમાં કોઈ પ્રકારના અંગત પક્ષાપક્ષી કે ગણતરીઓ Considerations ગુરુને નહિ હોય, તો પણ સાધકો કેટલીકવાર ગુરુના બીજા સાધક પ્રત્યેના વર્તન વિષે પોતાની સમજણ પ્રમાણે મડાગાંઠ બાંધી લે છે, અથવા કલ્પના કરે છે. એમાં સાધક બંનેને—પોતાને તથા ગુરુને—અન્યાય કરે છે. માટે સાધકે તે બાબતમાં પણ સાવધ ને તટસ્થ રહેવું જોઇએ.



# સાધકનું નોકરો પ્રત્યેનું વર્તન.

ડ્રિચિ;

તા. ..–૮–'૪૩

જેને પોતાના જીવનને સાધનામાં સાંગોપાંગ વણી દેવું છે, પરોવી દેવું છે, તેવા સાધકોએ પોતાના ઘરમાંના નોકરો પરત્વે સંપૂર્ણ ભાઇચારાની ભાવના રાખવી જોઇશે. તેને ભાગે આવેલું કામ તે કરે એટલે તે હલકો થઇ જતો નથી. તેમ જ કોઇ કરોડાધિપતિ પોતાને ભાગે આવેલું કામ કરતો હોય તેથી કંઈ ઊંચો હોઈ શકતો નથી. કામને લઇને ઊંચા નીચાના ભેદ કદી હોઇ શકે નહિ. સાધકને એવા ઊંચાનીચાના ભેદ કલ્પનામાં યે કદી હોવા ન ઘટે. ભૂલેચૂકે એવી દૃષ્ટિ તેનામાં હોય તો તે દૂર કરવા તેણે મથવું જોઇએ. સાધક એટલે અંતરમાં ને બહાર, ઉપર ને નીચે, બધે જે ભગવાનનો ભાવ સચરાચરપણે પ્રસરેલો છે, તેને જીવનમાં અનુભવ રૂપે હૃદયથી પ્રમાણિકપણે ઉતારવા મથનાર. એવો સાધક પોતાના નોકર અને કુટુંબીઓ વચ્ચે વર્તનની રૂએ કે ભાવનાની રૂએ કશો ફરક નહિ જુએ. તે માંદો પડતાં અગર તેની કોઈ એવી અગવડભરી સ્થિતિનો ખ્યાલ જાગતાં પોતાના કુટુંબીજન જેવી તેની મર્યાદાની સ્થિતિનો ખ્યાલ રાખીને તેની યોગ્ય સેવા કરવાનું ચૂકશે નહિ. તે સાથે સાથે જેમ પોતાનું કુટુંબીજન પોતાના ધર્મની મર્યાદા ચૂકે કે યોગ્ય કર્તવ્ય ન કરતો હોય તો તેને ટકોરવામાં પોતાનો ધર્મ માને, તેવી જ રીતે તેવો નોકર તેના કામમાં બરાબર રહ્યાં કરે તે માટે કાળજી જરૂર રાખી શકાય. તેની પાસેથી

તેના ગજા ઉપરાંતનું કામ કદી પણ ન લેવાય. કુટુંબીજન જેવુંજ તેની સાથે પ્રેમભાવભર્યું વર્તન હોવું ઘટે. સાધક એમ કદી ન માને કે તેની સાથે પ્રેમભાવભર્યું વર્તન રાખવાથી તે 'ફાટી જશે.' તેનું કોઇ પણ અયોગ્ય વર્તન થતાં તેને તે બતાવવાનું કદી પણ ચૂકશે નહિ. સાધકના હૃદયનો સહજ પ્રેમભાવ ને તેની સાથેનું એવું નૈસર્ગિક વર્તન નોકરના દિલમાં કોઈ અનેરો ભાવ પેદા કર્યા વિના રહેશે નહિ. નોકર એ નોકર નથી, પરંતુ પોતાના કુટુંબનું જ એક માણસ છે, એવો ભાવ આપણા હૃદયમાં હોવો ઘટે. નોકરને બને ત્યાં સુધી યોગ્ય નિમિત્ત મળ્યા વિના આપણે કાઢી મૂકવો નહિ. તે પોતાની મેળે જવાનું કરે તો જુદી વાત છે.

નોકરો પરત્વે સાધક સંપૂર્ણ વિશ્વાસ રાખે ખરો, પરંતુ પોતાના એવા વિશ્વાસભર્યા વલણથી નોકર જો પોતાના સ્વભાવ પ્રમાણે આડેઅવળે દોરવાતો જતો હોય ને વફાદારીની ભાવનાથી કામ ન કરતો હોય, તો તે બાબતમાં તેને સમજાવવાનો ને તેમ કરતાં તેને અટકાવવાનો પણ સાધકનો ધર્મ છે. પોતાની નોકર પરત્વેની વિશ્વાસની લાગણીને લીધે તે ખરાબ થયાં કરતો હોય, તો તેનું તેવું અકલ્યાણ થવા દેવામાં સાધક કદી પણ નિમિત્ત બનશે નહીં. જેમ પોતાના ભાઇને ટોકવાને કે વારવાને તે મથશે તેમ તેના પ્રત્યે પણ તે તેવો થશે. પરંતુ કુટુંબીજન અને એવા નોકરની વચ્ચે રહેલો સૂક્ષ્મ ભેદ ને ફેરફાર પણ સાધકે સમજવો ઘટે. એવા ચોર કે લાસરિયા સ્વભાવના કુટુંબીજનોને સુધારવાને માટે સાધક જેમ પ્રેમથી હૃદયનો પૂરો સહકાર કરે છે (તે સમયે પોતાનું ભાવનાનું બળ વધારે

કેંદ્રિત અને તેજસ્વી કરવાની સુયોગ્ય તક મળેલી છે એમ સમજીને તે પરિસ્થિતિનો તેવો ઉપયોગ તે કરશે) ને તેમ છતાં તેવું કુટુંબીજન તો તેને પાલવ્યે જ છૂટકો થાય છે; તેટલી છેવટની હદ સુધી નોકરની સાથે સાધકે જવાનું હોય નહિ એટલે એવી આવી બાબતોમાં સાધકે વિવેક રાખવાની જરૂર છે.

જે સાધકની પાસે નોકરો રાખવા જેટલું સાધન છે, તે સાધક નોકરોને અવારનવાર પૈસા ધીરતા પહેલાં વિચાર કરશે. પોતાના નોકરનું ખાનગી જીવન તેને જોવાનું નથી એમ નથી. તેના યદ્વાતદ્વાપણે પૈસા ખર્ચવાના વહેવારમાં પોતે કદી પણ સાથ ન આપે. અનિવાર્ય આવી પડેલા સંકટ વખતે તેને મદદ કરવાનો સાધક પોતાનો ધર્મ સમજે. તે સાથે સાથે પોતાની સુખી સ્થિતિનો ગેરલાભ ગમે તેવા બ્હાનાં બતાવીને નોકર લઇ જતો ન હોય તેવું સાધકે તે બાબતમાં જોવું તો રહ્યું જ, પરંતુ અવિશ્વાસની નજરે નહીં. સાધક એટલે બધી વાતે બાઘો નહિ; કિંતુ સાધક એટલે બધી રીતે ચકોર, હોશિયાર અને દક્ષ. આપણા સમાજમાં ભગવાનના ભક્તની બહુ જ વિચિત્ર પ્રકારની સમજ ને કલ્પના પેસી ગયેલી છે. તે સમજ ને કલ્પનાને આધારે કે ગણતરીએ સાધકે કદી ચાલવાનું હોય નહિ. સાધક જેવી રીતે પોતાના જીવનમાં બધે જ પવિત્રતા અને ચોકખાઇ રાખવા મથતો હોય છે, તે પ્રમાણે તેના નોકરો પણ સાફસૂફ, સ્વચ્છ અને અંગત વર્તનમાં પણ તેવા રહે તે સાધકના ખ્યાલમાં રહેશે જ. જાણી જોઈને પોતાના નોકરને તે બેદરકાર થવા નહિ દે તેમજ ખોટી રીતે તેને ઘોંચપરોણા પણ નહીં કરતો હોય.

વર્ષમાં એક મહિનાની હકકની રજા અને જો તે ન ભોગવે તો તેનો ચડતો પગાર અને મહિનામાં ઓછામાં ઓછી ચાર રજા તેને મળવી ઘટે. જો સાધક પોતાના નોકરને કુટુંબીજન ગણાતો હશે અને જો તે નોકર કુટુંબમાં પૂરેપૂરો ભળી ગયો હશે તો કુટુંબનાં માણસો જેમ રજા ભોગવતાં નથી હોતાં તેવી રીતે નોકર પણ રજા ન ભોગવતો હોય તો તેમાં કશું ખોટું નથી. પરંતુ તે સાથે સાથે તેણે કોઈ પણ રજા ભોગવી નથી, તો તેનું વળતર પણ સાધકે પૂરું દેવું ઘટે એવો ખ્યાલ તે રાખ્યા વિના રહેશે નહિ. વર્ષની નોકરીને અંતે તેને એકાદ મહિનાનો પગાર આપી શકાય તો તે પણ યોગ્ય ગણાય.

નોકરને કામ કેટલા વાગ્યા સુધી પહોંચે છે, તેનું જીવતું ભાન સાધક રાખે. કામને લીધે તેને મોડે સુધી જાગ્યા કરવું નથી પડતું તે સાધક જોયા વિના રહેશે નહિ. ખાવાની ને રહેવા કરવા વગેરેની તેની સગવડ વિષે તેના જીવનની મર્યાદાની સ્થિતિ પ્રમાણે જરૂર તે જોવાનું કરશે. કોઈપિણ યોગ્ય કારણોસર આપણે ત્યાંથી તેને જવાનું બને તો બીજાને ત્યાં ગમે તેવા સંજોગોમાં યશસ્વીપણે પોતાનું કામ તે બજાવી શકે એવી કેળવણી પણ આપણે ત્યાં એને મળી હોવી જોઈએ.

નોકરના જીવનની કુટેવો સાધકના ખ્યાલમાં આવશે જ. તેની જીવન સુધારણા એ સાધકનું મુખ્ય અંગ ભલે ન હોય, તેમ છતાં તે અંગે કદાપિ તે દુર્લક્ષ નહિ સેવે. નોકરો સાથે કદી પણ તે અસભ્ય નહિ બને અને ખોટી રીતે

તેને ધમકાવશે પણ નહિ. નોકર એટલે તેને નવરો રખાય જ નહિ અને કામ બતાવ્યાં જ કરવું જોઇએ એ તો હલકટ વૃત્તિ છે. નોકરને પણ લાગણી હોય છે. એને પણ આરામની જરૂર હોય. વળી કેટલેક ઠેકાણે તો ઘરનાં મુખ્ય માણસો ન સૂએ, ત્યાં સુધી નોકરથી સુવાનું બનતું નથી. તેવે ઠેકાણે પોતે વિચાર કરીને નોકરને પણ ઓછામાં ઓછી ૭ કલાકની ઊંઘ મળવી જોઇએ, એવો વિચાર સમજદાર માનવી કર્યા વિના રહેશે નહિ. તેનું શરીર માંદુ હોય તે વેળા તેને કામ ન કરવા દેતાં તેને આરામ અને દવા મળે તેવી સગવડ, મોકળાશ ને સહૃદયતા આપણે જો દાખવી શકીએ તો જ નોકર આપણા વિષે સદ્‌ભાવ ધરાવી શકશે. એવું કરવું એ આપણો ધર્મ પણ છે. જો કોઈ માનવીને પોતાના ઘર અને વસ્તુઓને અમુક રીતે જ સાફસુફ રાખવાની ટેવ હોય અને અમુક રીતે જ બધું ગોઠવાવું જોઇએ એમ તે ઇચ્છતો હોય અને તેવા કામને તથા ઘરનાં બીજાં અનેક કામોને ઘરનો નોકર જો પહોંચી ન વળતો હોય તો એવા માનવીએ બીજો નોકર રાખવો જોઈએ. અને જો તેમ કરવાની આર્થિક શક્તિ ન હોય તો નોકરની શકિતની મર્યાદા જોઈને તેનાથી થઇ શકે તેટલું જ કામ કરાવવું જોઇએ. નોકરો પાસેથી તો સખત હાથે જ કામ લેવું જોઇએ ને આપણા બોલથી નોકરો થરથરવા જોઇએ ને એવો રૂવાબ હોવો જોઈએ એવી માન્યતા ઘણા પૈસાદાર કુટુંબોમાં રહેલી છે. પરંતુ તે નર્યું અજ્ઞાન છે. નોકર ગરજનો માર્યો આપણે ત્યાં કામ ભલે કરશે, પરંતુ તેની પ્રત્યેના એવા લોકોના કઠોર વર્તનથી

નોકરના દિલમાં તેમના વિષે કદી પણ સદ્‌ભાવ કે પ્રેમ નહિ જાગે. આપણે પોતે તેની તેવી સ્થિતિમાં હોઇએ તો આપણને કેવું લાગે તે આપણે વિચારવું ઘટે.

આખરે સાધક તો નોકરને નોકર તરીકે સમજશે પણ નહીં. તે તો આવી પડેલું પોતાનું કોઇ સ્વજન જ છે એવી ભાવના તેના પ્રત્યે રાખશે. જ્ઞાનપૂર્વક સદ્‌ભાવથી પ્રેરાયેલા સદ્‌વર્તનનો કોઇ ગેરલાભ ઉઠાવી જશે એવો સંશય સેવવાની સાધકે જરૂર નથી. પોતે તેના પરત્વેના સર્વ પ્રકારના વર્તનમાં સર્વભાવે પોતે યોગ્ય રહ્યાં કરેલો છે એ જોવામાં જ એનો પોતાનો પૂરો સંતોષ સમાયેલો છે.

---

# સાક્ષીભાવ

કરાંચી;
તા. ૧૮-૭-'૪૦

સાક્ષીભાવ ત્રણ પ્રકારે રાખી શકાય, ને તદ્દન એકલો પણ તે રહી શકે ને વળી નિરપેક્ષભાવે. આપણા વિચારો, લાગણી, ભાવના, રસ, રસની પ્રવૃત્તિ, સંબંધો, વ્યવહારના ક્ષેત્રો–એવા અનેક પ્રસંગોમાં આપણે સાક્ષીભાવ એટલે તેમાં અલગપણું તો રાખવાનું છે જ. પણ તે અલગપણું તદ્દન અલિપ્તપણાનું ન હોવું જોઇએ; કારણ કે આપણે આપણામાં રૂપાંતર કરવું છે અથવા તો એ આવરણો છે, એટલે તે આવરણોની પર થઇને જે સ્થિતિમાં આપણે સતત–પ્રેમ-ભાવથી–રસથી સ્થિત રહ્યાં કરીએ અને તેમ છતાં જે કંઈ કર્યાં કરીએ તે તે સ્થિતિને અનુરૂપ કર્યાં કરીએ એવી સ્થિતિ આપણે ઉપજાવવાની છે. એટલે આપણે સાક્ષીભાવ રાખવાનો છે તે સાથે ને તેમાં આપણે એટલા પ્રમાણમાં રસ લેવો પડશે કે જે રસના સ્નિગ્ધપણાને લીધે આપણે તેને તેને આપણા વેગમાં ભળવાને મથાવી શકીએ. આપણે તે તે બધાં સાથે જો Indifferent રહ્યાં કરીએ–બેદરકાર–તદ્દન બેપરવા રહ્યાં કરીએ, તેમને કંઈ ગણુકારીએ જ નહીં કે પૂરતું લક્ષ ન દઇએ કે ધ્યાન ન આપીએ તો જે જે બધું થયાં કરશે, પરિણમશે, તેમાંથી જે ગતિ ઉત્પન્ન થશે એ આપણને મદદ કરનારી નહિ હોય. આ વાત નક્કી છે.

પણ એ વાત બાજુએ મૂકો. પણ આપણે જેને 'સાક્ષી-ભાવ રાખ્યાં કરીએ છીએ' એમ ગણીએ છીએ તે આપણી

માન્યતા પણ યોગ્ય–વાસ્તવિક નથી. આપણું એ વલણ આપણને સહાયકારક નથી, અવરોધ કરનારું છે. આપણે જે સાક્ષીભાવ રાખવાનો છે તે તો આ જાતનો છે. આપણે જે જે સંબંધમાં હોઇએ કે આવીએ તેમાં ભળી કે ભેળવાઈ જવાનું કે તણાઇ જવાનું અલબત નથી જ. પણ તે સાથે સાથે સામાનામાં (એટલે કે તે વ્યકિત કે પ્રસંગ કે વાતાવરણ કે જે કશાની સાથે આપણે સંબંધ છે કે થયો છે તે સાથે) એવી રીતે રસ લેવાનો છે કે જેથી તે તે યોગ્ય રીતે વર્ત્યાં કરે ને આપણને પરિણામે સરળતા મળ્યાં કરે. આપણી અંદર જે **જીવ** સ્વભાવ છે એને ઝીણવટથી તપાસ્યાં નહીં કરીએ અને એને વારે વારે ઊથલાવ્યાં નહીં કરીએ તો એ તો એની જૂની ટેવોના પટ પ્રમાણે વર્ત્યાં જશે ને આપણું સાક્ષીપણું કયાંયે તણાઈ જશે. આપણને તેનું ભાન પણ ન રહે એવો યે પૂરો સંભવ છે. એટલે સાક્ષીભાવ સાથે સાથે આપણે વિવેકવૃત્તિ પણ રાખવાની તેટલી જ જરૂર છે.

આને એક સાધારણ નિયમ ગણીને આપણે બીજાં બધાં સાથે વર્તવાનું છે. પણ બીજાંઓની સાથે તેમ વર્તવા જતાં પાછી આગ્રહવૃત્તિ ન આવી જાય, એવો આસકિતભર્યો રસ ન લેવાઇ જાય કે જેથી આગ્રહવૃત્તિથી આપણે તણાઈ જઇએ, એ પણ આપણે જોવાનું છે. આપણી આગ્રહવૃત્તિ પણ હોઇ શકે છે—જો તે સાથે સાથે જ આપણે તટસ્થતા રાખી શકતા હોઇએ તો. આગ્રહ અને અનાગ્રહ કે તટસ્થતા એનો સંવાદ કેમ થાય–સુમેળ કેમ જામે એ વળી જુદો સવાલ છે. પણ એવી તટસ્થતા

સાથેની આગ્રહવૃત્તિમાં પણ સામાના હિતનો જ સવાલ મુખ્યપણે આપણામાં ભાગ ભજવી રહ્યો હોવો જોઈએ.

આ બધા સાથે આપણને પ્રત્યેક પરિસ્થિતિમાં સમતોલપણું જાળવતાં આવડવું જોઇશે. આ બધું એક સામટું કેમ થાય એવો વિચાર આવે, પણ આપણામાં તેવું તેવું ઊગવા માંડશે અને આપણે તે જોયાં કરવાનું છે.

મેં કેટલાક એવા પણ જોયા છે અને અનુભવ્યા છે કે જેઓમાં સાક્ષીભાવ પૂરો હોવા છતાં બીજા સાથે ભળેલા કે ભળી ગયેલા લાગ્યાં કરે. પણ એવાઓનો તો એવી વૃત્તિમાં કોઈ ઑર પ્રકારનો હેતુ હોય છે. એટલે આપણે તો બધી બાજુએથી જોઇ વિચારીને કામ લીધાં કરવાનું છે.

જેને એક વખત આમાં રસ હોય છે, પણ તે જો યોગ્ય વહેણમાં ગતિ કરી શકયા નથી હોતા તો એમની અંદરની બધી શકિતઓ વેડફાઇ જાય છે, ને રસ માર્યો જાય છે.

•

---

# અનુભવના સ્વીકાર વિષેની સમજણ

સાબરમતી
આશ્રમ; તા. ૨૧-૧-'૪૩

જેઓને મનુષ્યજીવનની મહત્તાનું ભાન જાગ્યું છે અને જીવનના ઉચ્ચતમ ક્ષેત્રોમાં વિહરવાની ને સત્યના પરમ શિખરે પહોંચીને જીવનમાં તેનો અનુભવ કરવાની ધગધગતી તમન્ના પ્રકટેલી છે અને હૃદયના અંતરતમ પ્રદેશમાં ડૂબકી મારી મારીને કોઈ પરમ ગહન, ઉચ્ચ, દિવ્ય સત્ય પોતાની ચેતનામાં ઉતારવાને, કે પ્રાપ્ત કરવાને જેમને જેમને હૃદયની ધગધગતી અભિલાષા પ્રગટેલી છે એવા પ્રત્યેક જીવાત્માઓ કોઈ અંતિમ ગૂઢ સત્ય વડે પોતાના જીવનને આંકતા રહે છે અને તેને નિયત કરતા રહેતા હોય છે. જેમ જેમ સાધનાના ઉચ્ચતમ ચેતનાના પ્રદેશની ભૂમિકામાં સાધક પ્રવેશ કરતો જાય છે, તેમ તેમ તેને તેના જીવનમાં તેની અસર અનુભવાય છે, જો કે એને માટે ચોક્કસ સ્થૂળ પૂરાવા મળી શકે નહીં. તેમ છતાં પોતાનાં થરોને સમજી સમજીને જે સાધક પલટાવા માંગવાની હૃદયની જ્ઞાનભક્તિયોગભાવપૂર્વકની પ્રાર્થના શ્રીપ્રભુનાં ચરણકમળે કર્યાં કરતો હોય છે, ને પોતે એક માત્ર શરણાગતિના ભાવમાં રહ્યાં કરીને પોતાના જીવનના અનેક થરોને, તેનું અંતર્બાહ્યપણું, સમર્પણ કર્યાં કરતો હોય છે, એવાને જ તે બાબતની કંઈ સમજ પડી શકવાની છે. તે વિના તો, તેવા પ્રત્યક્ષ ભાન—અનુભવ વિના તો આપણે ભ્રાંતિના પ્રદેશમાં પણ રખડી પડવાનો પૂરતો સંભવ રહે છે. વળી બીજી

રીતે વિચારીએ તો શ્રીરામકૃષ્ણ પરમહંસ, શ્રીચૈતન્ય મહા પ્રભુ, આદિ અનેક સંત મહાત્માઓના પરિચયમાં ભક્તિ-ભાવે જે જે **જીવો** આવ્યા, તેમના તેમના જીવનનું કલ્યાણ થયાનાં દૃષ્ટાંતો પણ સાધારણ છે. શ્રીચૈતન્ય મહાપ્રભુજી, શ્રી શંકર ભગવાન, શ્રી ભગવાન ઇશુ ને શ્રી ભગવાન બુદ્ધ, પયગંબર હજરત મહમ્મદ સાહેબ વગેરેના જીવનના સ્પર્શે અનેક જીવનનો ઉદ્ધાર ને વિકાસ થયેલો છે એ હકીકતની વાત છે. ચૈતન્યની ભૂમિકાના જીવનનું પરિણામ આવું આવું કે અમુક અમુક હતું કે હોઇ શકે એવું પૂરવાર કરવા જવા મથવું એ નિરર્થક છે. કોઈ તેવું પૂરવાર કરી બતાવવાને ઇચ્છતું પણ ન હોય. એવા ઉચ્ચ આત્માઓ સાથે સંકળાયેલો કોઇ સાધક શંકા કે સંશય કરે, ત્યારે તે એકમાત્ર શુદ્ધ હકીકતની દૃષ્ટિએ તે સાધકને ફોડ પાડીને કહેવા જેવું કહે તે સમજી શકાય તેમ છે. દરેકે પોતાનું દૃષ્ટિબિંદુ તે બાબતમાં નક્કી કરી લેવું જોઈશે. જ્યારે જ્યારે પણ સાધક **જીવ** એવા કોઈ ચૈતન્યનો હૃદયથી સ્વીકાર કરી લે છે; તો તે બુદ્ધિની દલીલોની પરંપરા, તર્ક કે તેવા તેના પૂરાવાના પરિણામે તેમ નથી હોતું. પરંતુ એ તો તેવાના જીવનમાં પરમ કૃપા કરીને ચૈતન્ય જ્યારે પ્રવેશે છે, ત્યારે જ તે તેના માનવામાં આવે છે. વળી કેટલાક જડસુ અને જડવાદી સાધકને તો (એને સાધક કહેવાય કે કેમ તે પણ શંકાની વાત છે) એવો કોઇક બુદ્ધિથી પરનો (psychic experience) કૈંક અનુભવ થાય તો તેની અમુક અમુક કોઈ કલ્પનાને આધારે તે અનુભવ છે એમ મનમાં ઘટાવી પાડે છે. અને તેથી એવા અનુભવનો લાભ પણ તેને પૂરો મળતો નથી. **જીવ** માત્ર પોતાના

અનુભવોને પરિણામે—શ્રદ્ધાના જીવંત થતા જતા વિકાસને લીધે—હૃદયમાંની પ્રેરણાશક્તિને લીધે અથવા તો તે પ્રત્યેક પાછળ ગૂઢપણે કામ કરી રહેલી ચૈતન્ય શક્તિ અથવા તો એવા અનુભવોની પાર શું છે એવું જેણે શુદ્ધ સાત્ત્વિક બુદ્ધિએ સમજી લીધું હોય છે તેને લીધે તે સ્વીકારાતું જતું હોય છે. કોઇ પણ ઉચ્ચાત્મા પોતામાંની ચૈતન્યશક્તિને અંગે કશો દાવો કરતો હોતો નથી. તેને તેવાપણું હોતું પણ નથી. પરંતુ મારી ડોકીને કોઇકવાર તેને ગોદાટીને કોઇક **જીવ** તેને તેવી રીતે ઉશ્કેરે છે ત્યારે તે તેમ કહેતો પણ હોય છે. તે તો માત્ર પોતાના જીવન માટેની સત્ય હકીકત-રૂપે તેવું તે કહેતો હોય છે. કિંતુ તે દરેકના તેવા તેવા સ્વીકાર માટે જરા પણ પોતે આગ્રહ રાખતો હોતો નથી.

---

# આ બધું શું ?

કરાંચી;
તા. ૧૭–૧૨–'૪૩

આપણે (ખરી રીતે તો શરીર) ઊંઘતા હોઇએ છીએ, ત્યારે પાંચ કર્મેંદ્રિયો અને પાંચ જ્ઞાનેંદ્રિયો પણ બાહ્યપણે તો જડ જેવી બનેલી રહે છે. ત્યારે આપણે કાનથી સાંભળતા હોતા નથી, આંખથી જોતા નથી, નાકથી સૂંઘતા નથી; જીભથી સ્વાદ લેતા નથી, ત્વચા (ચામડી)-થી સ્પર્શ કરતા નથી. તેવી જ રીતે પાંચ કર્મેંદ્રિયોથી પણ કશું કરતા લાગતા હોતા નથી. પરંતુ તે ઇંદ્રિયોનું abstract essence (subtle element) સૂક્ષ્મ ભાવાત્મક ચેતન-સ્વરૂપ અંતરમાં સૂક્ષ્મ દેહ સાથે ત્યારે કેંદ્રિત થયેલું રહ્યાં કરે છે. મન, બુદ્ધિ, ચિત્ત, પ્રાણ અને અહંકાર પણ ત્યારે ઊંઘતાં નથી હોતાં, પરંતુ શરીરનું ઊંઘવાપણું બનેલું હોવાથી તેમની તેમની તેજસ્વિતાની માત્રા ઘણી વધેલી હોય છે. તેથી સ્વપ્નમાં આપણે બધીયે ઇંદ્રિયોથી કામમાં પરોવાયેલા કે કામ કરતા હોઈએ એવું જણાય છે. તે વખતે જે ઇચ્છા જાગે તે ઇચ્છાનું પરિણામ તાત્કાલિક ભોગવતા હોઇએ છીએ એવું પણ લાગે છે. ઇચ્છાની સાથે જ (તે ઇચ્છા ચિત્તમાં પડ્યા રહેલા સંસ્કારો પ્રમાણેની હોય છે) આપણે તે તે પરિણામમાં પડેલા દેખાઇએ છીએ. આપણે એક સ્થળથી બીજે સ્થળે તાત્કાલિક જઇએ છીએ. આમ સ્થાનનો ભેદ રહેતો નથી. વળી સ્વપ્નાવસ્થામાં આપણે માત્ર થોડી પળોમાં જે જે ભોગવ્યાં કરેલું હોય છે તે તે

બધું જો દિવસના જાગ્રત કાળમાં તેજ રીતનું ભોગવવાનું આપણું હોય તો એનાથી તો કેટલાય ઘણો વધારે કાળ લાગે જ. આ ઉપરથી સમજાય છે કે સ્વપ્નાવસ્થામાં સ્થળ અને કાળની મર્યાદા ઘણી વિસ્તૃત થઇ જાય છે, એટલે કે ઘટી જાય છે, સ્વપ્નાવસ્થામાં આમ હોય તો આત્માની સ્થિતિમાં તો સ્થળ અને કાળ સપૂચા ન રહે એ બુદ્ધિથી સમજી શકાય તેવું છે. સ્વપ્નાવસ્થામાં સૂક્ષ્મ દેહમાં (એટલે કે વાસના દેહમાં) પાંચ કર્મેંદ્રિયો, પાંચ જ્ઞાનેંદ્રિયો, મન, બુદ્ધિ, ચિત્ત, પ્રાણ ને અહંકાર એ બધાં શરીરના સ્થૂળ જાગ્રત સ્પર્શ વિનાનાં હોવાથી તેમની સૂક્ષ્મતા વધે છે. તો જો ભગવાનની ભાવનામાં તે બધું રમતું થઇ જાય તો તેમની તેમની સૂક્ષ્મતાનો તો ત્યારે પાર જ ન આવે. આ બધી બુદ્ધિની કોરી સમજણ છે, પરંતુ તે હકીકતે જેવું બને છે તેવું બતાવવા જણાવેલી છે. આવું દરેક જીવાત્મા જાતે અનુભવી શકે છે ને બુદ્ધિથી પાકું સમજી શકે છે. એટલે સ્થળ અને કાળ એ બન્નેનો પણ લોપ થઇ જવો શકય છે; એ બુદ્ધિમાં ઊતરી શકે એવું હકીકતે છે.

જેમ નાનાં બાળકોને જ્ઞાન મેળવવા માટે રમકડાં આદિ સાધનો છે અને તે તે કાળે તેમાં રમીને તે આનંદ મેળવતું હોય છે, ત્યારે તે બધાં હકીકતે સત્ય જ તેને લાગતાં હોય છે; પરંતુ મોટું થતાં અને એની પ્રત્યેનો એનો દૃષ્ટિકોણ (દૃષ્ટિ, વૃત્તિ ને વલણ) બદલાતાં તે રમકડાં આદિ તેને ત્યારે જરૂરનાં નથી રહેતાં; **તેવી રીતે આપણું શરીર, તેની રચના, અને સારું યે વિશ્વ એ જ્ઞાનપ્રાપ્તિના સાધનરૂપે સત્ય છે અને તે અનુભવાયા**

**પછી આત્માના આનંદલીલા વિસ્તાર માટે પણ તે સત્ય રહે છે.**

પરંતુ પૂજ્ય મામાએ પૂછેલું કે 'આ જગત જ ભગવાને શા માટે ઉત્પન્ન કર્યું કે જેથી આ બધાં સુખદુ:ખાદિ ભોગવવાનું **જીવ**ને આવે છે? તે કર્યું ન હોત તો **જીવ** પણ ન હોત ને જગત પણ ન હોત ને આ બધી માથાકૂટ જ ન રહેત'. હવે આ વિશ્વ ઉત્પન્ન થયેલું છે કે કેમ એ જ એક મોટો જ્ઞાનનો ચર્ચાસ્પદ વિષય છે. ખરી રીતે જોતાં તો આ બધું જે દેખાય છે તે અણુઓ અને પરમાણુઓનું બનેલું છે અથવા એ બધું અણુઓ અને પરમાણુઓ જ છે. પરમાણુને વિજ્ઞાનવેત્તાઓએ તોડીને જોયું તો ત્યાં તો માત્ર બે "તત્ત્વો" કે જેને જડ એટલે કે Matter પણ ભાગ્યે જ કહી શકાય એવાં રહ્યાં. તેમાંનું એક (પ્રોટોન) Protone મધ્યવર્તી હોય છે અને બીજાં (ઇલેક્ટ્રોન) Electrone તેની આસપાસ માપી ન શકાય એટલી ગતિથી સતત ફર્યાં જ કરતાં હોય છે. તેનાથી પણ આગળ જતાં (ન્યુટ્રોન) Neutrone એટલે કે જેમાં વિદ્યુતશક્તિ સ્થગિત થઇ ગઇ છે એવું કશુંક જડયું. પણ એ ન્યુટ્રોન એટલે બીજું કાંઈ જ નહિ પણ પેલા પ્રોટોન અને ઇલેક્ટ્રોનનો સ્વાભાવિક–ખૂબ ગાઢ–બિલકુલ અંતર વિનાનો એવો ગાઢ–સંયોગ. તેનાથી આગળ મારી સમજણ પ્રમાણે તે લોકો હજી શોધી શકયા નથી. એવો ગાઢ સંયોગ કયા કારણથી થાય છે ને એની પાછળ શો હેતુ છે ને એ કોણ કરાવે છે તે બધું તેમની કલ્પનામાં હજી આવ્યું નથી; **એટલે આમ આપણા શાસ્ત્રાનુસાર પુરુષ અને પ્રકૃતિ એ બે તત્ત્વો અનાદિ છે, અને પ્રકૃતિ પણ પુરુષને કેન્દ્રવર્તી હોવાથી પુરુષની જ છે એમ ગણી શકાય, અને પુરુષમાં લય પમાતાં પ્રકૃતિ પણ રહે નહીં અને તે પછી પણ જે**

તત્ત્વ અગમનિગમનું છે, જેને અનેક નામોથી આપણા શાસ્ત્રકારો, ઋષિમુનિઓ કહી ગયા છે તેનો પણ અનુભવ થાય ખરો.

આપણો મનુષ્યદેહ એજ પરમાત્મજ્ઞાન પ્રાપ્તિ માટેનું એક માત્ર સાધન છે, એ વાત પૂ. મામા આગળ નીકળેલી. માનવી દેહ વિના તેવું જ્ઞાન પ્રાપ્ત કરવાની શક્યતા કોઈ પણ યોનિમાં નથી તે પણ જેવું આવ્યું તેવું સમજાવેલું. આપણામાં ચૌદ લોક કહ્યા છે અને તે દરેક લોકમાં જુદા જુદા પ્રકારની ઈષણાઓ જ માત્ર બળવત્તર પણે ભોગવાયાં કરાતી હોય છે; અથવા ભોગવ્યાં કરવાની ત્યાંના જીવાત્માઓને તીવ્ર સૂક્ષ્મ લોલુપતા રહ્યાં કરે છે. તેવા તેવા મનુષ્ય સિવાયના બીજા યોનિશરીરમાં તે યોનિના દેહ પૂરતી તે કાળ દરમ્યાનની જે કામના હોય છે તેજ કામનાના ઘેરાયેલા વાતાવરણમાં અને તેની જ બળવત્તર પ્રમાણમાં જીવતી જાગતી કામના તેને રહ્યાં કરે છે. અને જેમ જેમ ઊંચી કે નીચી પ્રકારની યોનિ તેમ તેમ તેમનું તેવા તેવા પ્રકારનું તેવી તેવી કામનામાં જ અટવાયાં કરવાનું બને છે. અને એકમાત્ર તે કામનામાં તેઓ આવરાઇ ગયેલા હોય છે. આ બધું એકલા નીચલા થરના જીવાત્માઓ માટે જ નથી, પણ પુણ્યશાળી જીવાત્માઓ માટે પણ છે. તેથી જ આપણામાં કહેલું છે કે પુણ્ય પૂરું થાય ત્યારે મૃત્યુ-લોકમાં તેવાઓ પાછા આવે છે. એટલે સર્વ યોનિમાંથી પાછું માનવી દેહમાં જ આવવું પડે છે. અને એ સ્થિતિમાં જ જ્ઞાનનો ઉદય થવા વારો આવે છે એમ આપણા શાસ્ત્રકારોએ ગણ્યું છે, 'મનખા દેહ મોંઘો છે, દુર્લભ છે' એવી લોકોક્તિ એથી આપણા સંસ્કારમાં જન્મીને રહ્યાં કરેલી હશે.

---

# વાતાવરણ

સાબરમતી આશ્રમ;
તા. ૨૩-૭-૧૯૩૯

સાધારણ રીતે આપણે વાતાવરણનો અર્થ હવામાન કરીએ છીએ અને કેટલીક વખતે આપણી આસપાસ તે વખતે વહેતા મનઃપ્રવાહ–Mood ને પણ વાતાવરણ કહીએ છીએ. જેમ કે 'ભાષણની શરૂઆતમાં તો શાંતિ હતી, પણ પછીથી વાતાવરણ ગરમ થયું,' એમ આપણે કહીએ છીએ ત્યારે તે વેળાના તે ટોળાના લાગણી કે મનના પ્રવાહને 'વાતાવરણ' નામ આપીએ છીએ. પણ હરહંમેશ આપણી આસપાસ એવા એક–બે–નહિ પણ અનેક પ્રકારનાં વાતાવરણ છવાયેલાં રહે છે, અથવા કહો કે અનેક પ્રકારના ભેદથી ભરેલું વાતાવરણ હંમેશાં છવાયેલું રહે છે. એની જાણ બધાંને નથી થઈ શકતી. જેણે સંપૂર્ણ એકતા સાધી લીધી છે, તેને આ ભેદની કંઇ ઝાંખી થઈ શકે છે.

વાતાવરણ માનવીને હલાવી મૂકે છે. તે વાતાવરણના બળે ઘડાય છે. **બળવાન આત્મા પોતાનામાંથી જ વાતાવરણ સર્જન કરે છે.** તેથી એવા પ્રબળ આત્માને વાતાવરણ અસર કરી શકતું નથી. આ સૂક્ષ્મ વાતાવરણ કંઈ હંમેશાં માનવીને ઊંચી ગતિએ લઈ જનારું નથી હોતું. ઘણી ઘણીવાર તેની અસરમાંથી ઊગરી જવું જોઇએ એવું તે હોય છે. આ સૂક્ષ્મ વાતાવરણની અસરમાંથી ઊગરી જવાનો એક માર્ગ કંઈ પણ, **પારમાર્થિક વિચાર કે કાર્યમાં સખત**

**સતત મંડયાં રહેવાનો છે. કોઇ પણ રીતે મનને સતત સાત્ત્વિક રીતે પ્રવૃત્તિશીલ રાખવાથી આપણી ઉપર બીજાં વાતાવરણની અસર થતી નથી.** "સાત્ત્વિક રીતે પ્રવૃત્તિશીલ" એટલે એવી પ્રવૃત્તિમાં કે જેમાં મનને આસક્ત થવાપણું રહેલું નથી. એ પ્રવૃત્તિ સ્થૂળ કાર્યની હોય તો તેમાં પણ સતત ભગવદ્ભાવ રહેવો જોઇએ, અને તેનો હેતુ પણ તે સમર્પણપૂર્વક ભાગવતી કાર્યનો હોવો જોઈએ.

આપણી સર્વ શકિતઓમાં મન અતિશય સૂક્ષ્મ વસ્તુ છે તેને વાતાવરણ સરળતાથી હલાવી શકે છે. ઈંદ્રિય-સ્પર્શથી ઊભા થતા સ્થૂળ વાતાવરણમાં તો મન પછડાય છે, પણ તેથી વધારે સૂક્ષ્મ વાતાવરણમાં તો તે વધારે અફળાય છે. સુસંગત કે દુર્જનનો સંગ એ બન્નેને લીધે થતા મન ઉપરના આઘાતો ને આંચકા મનને વધારે લાભ હાનિ પહોંચાડે છે કેમકે તેવા આંચકા ને આઘાતોની અસર મન ઉપર વધારે થાય છે. દાખલા તરીકે ગમે તેટલા ઊગ્ર સંયમથી બધી ઈંદ્રિઓને પોતપોતાના વિષયમાંથી ખેંચી લીધી હોય તેમ છતાં મનથી તે તે ઇંદ્રિયોના વિષ-યના સેવનનો વિચાર થતાં સંયમથી ઊભું કરેલું વાતાવરણ નિરર્થક ને મિથ્યા થઈ જતું હોય છે.

સાધુ પુરુષોની સમીપમાં રહેવામાં પણ વાતાવરણની સારી અસર થાય છે, પણ જો એ સાધુપુરુષ પ્રત્યે આપણને શ્રદ્ધા, વિશ્વાસ ને અત્યંત આદર તથા પ્રેમભકિત આપણા હૃદયમાં પ્રગટાઈ ગયેલાં હોય તો જ. ને એમ પરસ્પર

સદ્‌ભાવ હોવાથી આપણો હૃદયનો સંબંધ આપોઆપ તે સાથે બંધાય છે; ને જો આપણે અજ્ઞાનથી એનાથી વિખૂટા ન પડીએ (એટલે કે આપણે સતત પ્રયત્ન કરતા ન રહીએ ને એના પ્રત્યેનો સદ્ભાવ—આદરભાવ—આપણામાંથી કોઈ કારણોને લીધે અદૃષ્ય ન થાય) તો એ સંબંધ કાયમ રહે છે ને ઉત્તરોત્તર આપણે તે અસરમાં આપણી તે તે વખતની મનઃપ્રવાહની ઇચ્છા—અનિચ્છા છતાં તણાયાં કરીએ છીએ.

જીવનવિકાસના માર્ગમાં (ગુણોની) વિશુદ્ધિ જેટલી આવશ્યક છે, એથી અનેકગણી વધારે આની શુદ્ધિની છે. તેથી સાધકનાં તોલવાનાં માપ ઈતર માનવી કરતાં થોડાંઘણાં જુદાં છે. પોતાના રાહબર પ્રત્યે અશ્રદ્ધા કે અસદ્‌ભાવનું મનનું કે એવા કશાનું એક પણ મોજું—લહરી—ન થાય એ જોવાનું તેને માટે વધારે આવશ્યક છે. આવી નજર અને આવી શુદ્ધિ સારા વાતાવરણથી જ આવે છે. સારું વાતાવરણ ઊભું કરવા માટે ખરાબનો સામનો કરવા કરતાં સારાનું બળ વધારવાનો પ્રયત્ન કરવો એ વધારે સહેલો માર્ગ છે. જે બળવાન છે તે જ સારા વાતાવરણને ઉપજાવી શકે છે તે વિષે તો કંઇ શંકાને સ્થાન જ નથી. કારણ કે ખરાબ વાતાવરણને ઊભું કરીને ફેલાવનાર શયતાની વૃત્તિઓ એના મનને હરાવી કે હંફાવી શકતી નથી. સારું વાતાવરણ સાચવવાના પ્રયત્નમાં પણ શયતાનનો રંજાડ મટી જતો હોય છે એવું નથી, પણ એ સારા અને બૂરાના સંગ્રામમાં સારું જ વિજય પામે છે અને ટકે છે.

ગમે તેવા ખરાબ વાતાવરણની અસરમાં આપણે

હોઇએ પણ જો પ્રભુકૃપાને લીધે કોઇક ક્ષણોમાં સારા સંસ્કારોનાં મોજાં આપણને અથડાઇ જતાં–સ્પર્શી જતાં–લાગે ને એને પકડી લઇએ અને આવી રીતે એવી સારી તકોને એટલે કે એવાં મોજાંને પકડી લેવાની કળા જો આપણને આવડી જાય તો આપણે આપણામાં નવું જીવન સર્જાવી શકીએ છીએ. વળી અવળા વાતાવરણમાં પડેલા હોવા છતાં કોઈ સંસ્કાર બળે આપણે સત્સંગમાં ભળ્યા હોઈએ તો પણ આપણને લાભ થાય જ છે. થોડાક સમયને માટે જૂનું વાતાવરણ આપણા સામે રહ્યાં કરશે ને એનું ગૂંજન ને અસર આપણા પર રહ્યાં કરશે પરંતુ જો સામાનું ખેંચાણ હશે અને જો આપણે જૂનામાંથી દિલને હઠાવ્યું હશે (હૃદયથી ભાવભર્યું સ્મરણ થયાં કરતાં) તો એ સુંદર વાતાવરણ જામતાં વાર નહિ લાગે. એક વખત એની લહેજતની મઝા દિલમાં પડવા લાગી તો પછી કોઇ બળ એવું નથી કે જે એ વાતાવરણને બદલાવી શકે. જેમ ખરાબનાં પ્રલોભનો છે, એનાં કરતાં એનાથી ક્યાંયે વધારે ખેંચાણવાળાં પેલાનાં આકર્ષણો હોય છે, જો આપણામાં એવી તીવ્ર ઉત્કટ ઇચ્છા પ્રકટેલી હોય છે તો. ખરી રીતે માનવી માત્રની અંતર્ગત વૃત્તિ તો ભગવાન તરફ વળવાની જ હોય છે. આમ વાતાવરણ આપણા સર્જનમાં ઘણો ભાગ ભજવે છે.

---

# સુખ–દુઃખ અને આસક્તિ

સાબરમતી, આશ્રમ;
તા. ૨૯–૭–'૩૯

સુખદુઃખના મૂળમાં જોઇશું તો (અરે! એની લાગણી થવી એ જ બતાવે છે કે) એના મૂળમાં જ આસક્તિ રહેલી છે એમ આપણને જણાશે. **આસક્તિ એટલે કોઇ કશા તરફ લાગણીનો મમતાભર્યો પક્ષપાત.** રાગ ને દ્વેષ તેથી જન્મે છે ને તેમાંથી સુખદુઃખનાં દ્વંદ્વો ઊભાં થયાં જ કરે છે. મનુષ્યનો સામાન્ય રીતે સ્વભાવ પડી ગયો છે કે તે પોતાનું સુખ શોધે. પોતાના સુખની તીવ્ર શોધમાં એને જગતની અનેક વસ્તુઓમાં આસક્તિ બંધાય છે. 'કુદરતના નિયમ પ્રમાણે ભટકવા ગયેલું વહાણ વાયુના જોરે, મહાસાગરમાં ગમે ત્યાં તણાઇને નાશ પામે છે,' તેવું જ માનવીનું થાય છે. આપણે ગંભીર ભાવે આપણું પૃથક્કરણ જો શાંત ચિત્તે કરી જોઇશું તો સમજાશે કે આપણા પ્રત્યેક કાર્યમાં કોઈ ને કોઇ પ્રકારની સૂક્ષ્મ આસક્તિ રહેલી હોય છે. શરીરધારી કોઈ પણ માનવી જો પોતાની અંદર નજર કરશે તો આ વાતનો ઇન્કાર કરી શકે એમ નથી, કારણ કે આસક્તિ શરીર સાથે જોડાયેલી જ છે. આસક્તિ બિલકુલ ન હોય તો અહંનો સંપૂર્ણ લય થઇ ગયો હોય, કેમકે અહંમાંથી આસક્તિ જન્મે છે. અને જ્યારે અહંનો સંપૂર્ણ લય થઇ ગયો હોય ત્યારે શરીર ટકી જ કેવી રીતે શકે? એટલે શંકરાચાર્ય જેવા જ્ઞાનીઓ પણ જ્ઞાનપ્રસાર માટે એક પ્રકારનું સાત્વિક અહં રાખતા હતા એમ શ્રીરામકૃષ્ણ પરમહંસે

કહ્યું છે. અને એ જ રીતે કર્મ—કોઇ પણ જાતનાં કર્મ—પણ કોઇ ને કોઈ પ્રકારની આસક્તિ વિના થઈ શકતાં નથી. કર્મ—એટલે કે પ્રવૃત્તિ—કદી પણ કંઇ પણ કરવાની ઇચ્છા વિના ઉદ્ભવી શકતાં નથી. ઇચ્છા એ આસક્તિનું જ એક લક્ષણ છે.

આમ આસક્તિ કોઇ ને કોઇ પ્રકારે સૂક્ષ્મ કે સૂક્ષ્મતમ રીતે પણ રહ્યાં કરતી હોવાથી માનવી જીવો તો બધી ઇંદ્રિયભોગ્ય વસ્તુઓ વિષે આસક્તિ વધારતા જવાના ને પરિણામે કંઈ નહિ પણ દુઃખ જ પ્રાપ્ત કરવાના. ઉપર જણાવ્યું તેમ આસક્તિમાં સૂક્ષ્મ ઇચ્છાઓને પોષવાની વૃત્તિ રહેલી હોય છે, અને તેથી માનવી જીવ હંમેશાં કોઈ ને કોઇ ઇચ્છાને પોષવામાં જ જીવન ગાળતો હોય છે, પણ તેનું તેને ભાન સામાન્ય રીતે નથી હોતું. આપણે આપણી જાતની જરા ઊંડા ઊતરી તપાસ કરીશું તો જણાશે કે આપણાં આંખ, કાન, ત્વચા, નાક, જીભ વગેરે બધી જ ઇંદ્રિયો—અરે, એટલું જ નહિ, સમગ્રરૂપે આપણે જેને 'આપણે' કહીએ તે પણ—કોઇ ને કોઇ ન કળી શકાય એવી આસક્તિમાં ખૂબ ગમે તેવી મીઠાશ અનુભવતા હોઈએ છીએ. આ મીઠાશ ઇંદ્રિયજન્ય છે; ને ઇંદ્રિયોના સંતોષ માટે છે. તેથી જ્યાં સુધી આપણે એને પ્રયત્નપૂર્વક નિઃસ્વાર્થી ન બનાવી શકીએ, એની ટેવોના પ્રવાહને ન વાળીએ ત્યાં સુધી ઇંદ્રિયો બધી વસ્તુના પોતાના વિષયમાં સ્વચ્છંદે રાચશે. ઘણા માનવીઓને તો ભાન પણ નથી રહેતું હોતું કે તેમની ઇંદ્રિયો પોતપોતાના વિષયના ઉપભોગમાં રાચ્યાં જ કરતી હોય છે. સાધનામાં જેમ જેમ ઊંડો પ્રવેશ થાય છે, તેમ તેમ જ માલમ પડતું જાય

છે કે અત્યાર સુધી નિર્દોષ માનેલી પ્રવૃત્તિનું મૂળ તો કોઇ જાતની સૂક્ષ્મ આસક્તિમાં એટલે કે ઇંદ્રિયોની ઉપભોગની વૃત્તિને કારણે છે. તેથી જ આપણે જાગૃતિપૂર્વક ઇંદ્રિયોની ટેવના પ્રવાહને વાળ્યા કરવાનો છે. જ્યાં સુધી ઇંદ્રિયો બધી વસ્તુના પોતાના વિષયોમાં સ્વચ્છંદે રાચશે ને આપણને પેલા કરોળિયાની માફક પોતાની આસપાસ જ મોટું જાળું ઊભું કરવામાં સહાય કરશે ત્યાં પછી અંતે બહાર નીકળવાનો માર્ગ જ ન રાખેલો હોવાથી નાશ પમાડશે. ઇંદ્રિયોને પોતાના વિષયોમાં એવો પ્રબળ રસ પડે છે કે એવા રસની પાછળ રહેલા ભારે દુઃખનો વિચાર કદી કદી ઊઠે તો પણ માનવી તેમાં ઘસડાયે જાય છે. જે પ્રવૃત્તિઓને 'અશુભ પ્રવૃત્તિ' તરીકે આપણી સમજણ ઓળખી શકે તેવી પ્રવૃત્તિ તરફ જ્યારે ઇંદ્રિયો ખેંચાય છે, ત્યારે બધી ઇંદ્રિયોને આપણી એ સમજણને લીધે ખબર તો હોય છે કે 'આ કાર્ય કરવા જેવું નથી.' તેમ છતાં આપણી ઉપરવટ થઈને ઇંદ્રિયો પોતાનું ધાર્યું કરી જાય છે. અને ઇંદ્રિયોનું સુખ એટલે ગીતાજીમાં કહેલું છે તેવું રાજસિક સુખ. પરિણામે તે પછી સ્વાભાવિક રીતે જ દુઃખ જન્મે છે. આ રીતે જન્મતાં સુખ–દુઃખોને અટકાવવા પ્રથમ આપણે સંસ્કાર–શુદ્ધિ કરવા સમર્થ પ્રયત્ન કરવો ઘટે છે.

આપણામાં તટસ્થપણે વિચારવાની અને સમજવાની શકિત રહેલી જ છે, પણ ઘણી વખતે તે શકિત ઢંકાયેલી પડી રહે છે. એટલે સુખદુઃખનાં બીજ વવાતાં હોય છે, ત્યારે તે પરિસ્થિતિમાં પણ આપણે બેદરકાર રહીએ છીએ અને પ્રતિકૂળ સંજોગોને અનુકૂળ થઇ જઈએ છીએ. કરણ ગમે

ત્યાં ચરતાં હોય છે, ત્યારે પણ તેમને કોઈ હિંસક પ્રાણીનો ભય સતત રહ્યાં કરે છે ને તેથી જ તેઓ સદા ય સાવધ રહી શકે છે ને ઓચિંતા હુમલામાંથી પણ બચી જઈ શકે છે. આ જેમ સતત જાગૃતિનું જ પરિણામ છે, તેમ જો આપણે પણ સુખદુઃખના પંજામાં સપડાવું ન હોય તો ઈંદ્રિયો ઉપર સતત આક્રમણ કરનાર,–ને ઘણીવાર તો છૂપી રીતે આક્રમણ કરનાર,–આપણી આસકત ઇચ્છાઓ, વિચારો, કર્મો વગેરેનો સતત ભાગવતી પ્રેમથી પ્રતિકાર કરવો જ જોઈશે. આવો પ્રતિકાર સહજ થવો શકય છે,—જો આપણામાં જાગ્રતિવાળી ચેતના હોય તો. ભગવાનની કૃપાથી જ એવો પ્રતિકાર થઇ શકે છે અને આપણાથી સતત સાક્ષીભાવ કેળવવાનું પણ ત્યારે બની શકે છે.

ઈંદ્રિયોની સૂક્ષ્મ ઇચ્છાઓ એવી તો મીઠી અને બળવાન હોય છે કે તે સંતોષાય તો જ આપણને સુખ વળે છે. સંસારના રોજ રોજના વ્યવહારમાં જ ડૂબી ગયેલા માનવીને ઈંદ્રિયોની આવી સૂક્ષ્મ ચાલબાજીની સમજણ જ ઘણીવાર નથી પડતી તો પછી તેનો પ્રતિકાર કરવાનું તો સૂઝે જ કયાંથી? એટલે આંતર્ નિરીક્ષણનો સતત ચોકી પહેરો રાખવો એ દરેક માનવી માટે જરૂરી અને હિતકારક છે–એના ભલા માટે અનિવાર્ય પણ છે. એમ કરતાં કરતાં જયારે એવી સ્થિતિ થાય કે પ્રત્યેક ઈંદ્રિય પોતપોતાના વિષયના પ્રસંગને કારણે સ્પર્શીને પાછી યથાયોગ્ય સ્થિતિમાં જ રહે ને કોઇ પણ પ્રકારના હર્ષ કે શોકનો અતિરેક માનવીને ન થાય, ત્યારે એવી સ્થિતિ આવી કહેવાય કે ઈંદ્રિયોના તે તે વિષયોના સમસોગમાં દોષ નથી.

આમ જ્ઞાનપૂર્વક, સ્વાર્થરહિત વર્તન થયાં કરે એવી સ્થિતિમાં ઇંદ્રિયોને લાવી મૂકવા માટે ખૂબ પ્રયત્ન કરવાથી જ બધાં સુખદુઃખનો નાશ થઈ શકશે. ઇંદ્રિયોને પોતાના વિષયમાં રસ લેતી બંધ કરી દીધા પછી જ આપણે બધી પરિસ્થિતિમાં યથાયોગ્ય વર્તન રાખી શકવાના છીએ. તેથી જે વિચારો આવે તેને કાઢી નાંખવા માટે તે પ્રત્યે સાક્ષીભાવ કેળવવા આપણે સતત મથવાનું રહ્યું છે.

આપણા સતત જાગૃત પ્રયત્ન છતાં, એનું સંપૂર્ણ જ્ઞાન હોવા છતાં, ઇંદ્રિયોનું તેમાં આસક્તપણું ન હોવા છતાં, ઇંદ્રિયો ઉપરનાં પૂરા કાબુ યુક્ત પૂરાં ભાન ને જ્ઞાન **સતત** જીવતાં જાગતાં હોવા છતાં, આપણી વૃત્તિને યોગ્ય ન હોય એવું કોઈ કામ થાય તો તેમાં પૂર્વસંસ્કાર છે, ને તે ભોગવાઈ જાય છે એમ માનવું. કારણ કે એ ભાવ–વિચાર–પાછળ આસક્તિ નથી એવી આપણને અંતરની પૂરી પ્રતીતિ છે. માત્ર જેમ શ્વાસ લેવાની ક્રિયા થાય છે, તેમ તે ક્રિયા ત્યારે–તેવી સ્થિતિ થયા પછી–થાય છે. પણ આ ઘણી સૂક્ષ્મ વાત છે ને તે સમજવી ઘણી કઠણ છે.

**જીવન એટલે અનંત જન્મોના સંસ્કાર લઈને આવેલી (જીવ)ની ચેતનશક્તિની માનવીદેહદ્વારા થતી વહનક્રિયા.** જીવન નદીના પ્રવાહની માફક પ્રતિક્ષણે પલટાતું જાય છે; ને છતાં તે પલટા–ફેરફારો–જૂનાના આધાર ઉપર જ થતા રહેતા હોય છે. જૂના સંસ્કારોએ નદીના પટની માફક એક પટ રચેલો હોય છે; તે પટમાં વહેવા તરફ જીવન પ્રવાહનું વલણ અને નવા સંસ્કારોનું ઘડતર સાધારણ રીતે અને સ્વાભાવિક રીતે હોય છે. તેથી ઇંદ્રિયોના

સામ્રાજ્ય હેઠળ ઘણા માનવીઓ કર્મનાં-સંસ્કારનાં-પોટલાં બાંધીને જગતમાં આવ્યા હોય છે અને વધારે મોટાં પોટલાં બાંધીને જગતમાંથી ચાલતા થાય છે. કોઈ કોઈ વિરલ વ્યક્તિઓને જ એ પોટલું છોડી મૂકીને જ કોઇ પણ જાતના બંધન વિના, બોજા વિના, આ સંસારમાંથી પ્રયાણ થઇ શકે એવી સ્થિતિ મેળવવાની પ્રબળ ઇચ્છા થાય છે. આવી પ્રબળ ઈચ્છાને પરિણામે એવો કોઈ પોતાની ઇંદ્રિયોને તેમના તેમના વિષયોમાં રસ લેતી રોકવા માંડે છે. એ રીતે ઇંદ્રિયોના વિષયો પ્રત્યે સાક્ષીભાવ રાખતાં રાખતાં એવો ધન્ય **જીવ** નિરાસકત બનતો જાય છે; ને છેવટે એની ઇંદ્રિયોની ટેવોનું વલણનું પણ એવું રૂપાંતર થઇ જાય છે કે ઇંદ્રિયોનો પણ સાક્ષીભાવ રહેવો સહજ થઇ જાય છે. આમ એની વૃત્તિ નિરાસકિતના ઠંડા ભાવના પ્રવાહમાં વહેતી થાય છે. એટલે સંસ્કારોની સંપૂર્ણ શુદ્ધિ થવા આવતાં એના કર્મ બંધનો તૂટે છે. આમ જ્યારે ઇંદ્રિયો નિરાસકત થવા માંડે છે ને પછી તેમ થાય છે ત્યારે જ આપણને સાચી વિવેકશકિત મળે છે. એવી વિવેકશકિતની આંખ ઊઘડયા પહેલાંના નિર્ણયો આપણી બુદ્ધિના નિર્ણયો હોય છે. અને આપણી બુદ્ધિ અનેક જન્મોના સંસ્કારોથી વિવિધરંગે રંગાયેલી હોય છે; તેથી એવી બુદ્ધિએ સુઝાડેલા નિર્ણયો પૂરેપૂરા જ સાચા છે એમ માની લેવું એ પોતાના ભગવાનને રસ્તે જવાના માર્ગપર પથરા નાખવા સમાન છે. માટે એવા નિર્ણયોને આધારે જીવન ઘડવું તે યોગ્ય નથી. આપણે સમજવું ને યાદ રાખવું જોઇએ કે આપણી 'મોહકલિલ' (મોહરૂપી કાદવ) માં

પડેલી બુદ્ધિના નિર્ણયો પૂરેપૂરા સાચા તો નથી જ. આવા વિચારોના પ્રવાહ મુજબ સાધનામાં આગળ ધપતાં જઇશું, ત્યારે આપણને અનુભવ થશે કે ઇંદ્રિયોની ખેંચ લાગ્યાં કરતી હોવા છતાં તે માર્ગે ન જતાં યથાયોગ્ય માર્ગે વર્તન રાખવાની શકિત આપણને વધારે ને વધારે પ્રમાણમાં મળ્યાં કરે છે અથવા એ સૂક્ષ્મ કળા આપણને પ્રભુકૃપાથી વધારે ને વધારે હસ્તગત થતી જાય છે.

જગતમાં યોગ્ય રીતે જીવન જીવવું એનો અર્થ જ એ કે ઇંદ્રિયોના વ્યવહાર ભલે ચાલુ રહ્યા કરે પણ તે તે વેળાએ સતત જાગૃતિ હોય અને સાક્ષીભાવે રહેવાને પ્રયત્ન કરવાની સ્વાભાવિક રીતે જ સહજ ટેવ પડી જાય. અંગ્રેજીમાં જેને, 'Reflex action' કહે છે તેના જેવું એક જાતનું તાટસ્થ્યભાવનું વલણ આપોઆપ સામું ઊઠયાં જ કરે; ને એમ થતાં સાક્ષીભાવ આપણામાં છેવટે સતત રહેશે. ત્યારે આપણી બુદ્ધિ પ્રભુના ચરણકમળમાં સમર્પિત થતી જશે ને છેવટે પૂરી રીતે સમર્પિત હશે. આવો સુભગ સંયોગ આપણા જીવનમાં પ્રાપ્ત થવા સારુ પૂરેપૂરાં નમ્રતા, શ્રદ્ધા—વિશ્વાસની અનિવાર્ય જરૂર છે; અને તે બધું જપ, ધારણા, ધ્યાન, પ્રાર્થના, શરણભાવ ને સતત સમર્પણયજ્ઞ વગેરે પ્રભુકૃપાથી થયાં કરે તેમ તેમ થતું જતું હોય છે; અને તેમ તેમ થતું જતાં આપણાથી થતાં જતાં પ્રત્યેક કર્મમાં તેનો ભાવ ઊતરેલો આપણને અનુભવમાં આવશે જ.



# ભાવના અને લાગણી

**સાબરમતી, આશ્રમ;**
તા. ૩૦ : ૪ : '૪૨

આપણામાં રહેલી સ્મરણશકિત પણ ભગવાનની એક કૃપા પ્રસાદી છે. જો કે માનવી જીવે એને મળેલી બીજી ચેતનશક્તિની માફક કેટલીકવાર એ ભાગવતી શક્તિનો પણ દુરુપયોગ કર્યો છે અને વેરઝેર ઉત્પન્ન કર્યાં છે ને ચાલુ રાખ્યાં છે, તેમ છતાં એ સ્મરણશકિત દ્વારા માનવીએ અમૃતના ઘૂંટડા પણ પીધા છે.

એ શક્તિના બે વિભાગ પાડી શકાય. એ શક્તિથી ભૂતકાળને વર્તમાનમાં જાગૃત કરી શકાય છે. માનવીની જે કંઈ ભૌતિક કે આધ્યાત્મિક પ્રગતિ સધાઈ છે એમાં એ સ્મરણશક્તિનો પણ હિસ્સો છે. વળી સ્મરણશક્તિ કલ્પનાને પણ ઉત્તેજીત કરે છે અને એથી ભવિષ્યને વર્તમાનમાં જીવંત કરી શકાય છે. આવો ભવિષ્યકાળ જ્યારે વર્તમાનમાં આપણે ઊભો કરીએ છીએ, ત્યારે કાં તો એના મધુર સ્વપ્નમાં, આપણને જાણે ગલગલિયાં ન થતાં હોય એવો, મોહભર્યો સુખદ અનુભવ થાય છે; અથવા બીજી રીતે આપણા આદર્શને નજીક આણવાને માટે તે આપણામાં તમન્ના પણ પેદા કરે છે. **દરેક શક્તિનો ઉપયોગ પોતાના જ વિકાસમાં કરી લેવાની જીવંત કળા પ્રત્યેક સાધકને હસ્તગત હોવી જોઇએ.** આપણી સ્મરણશક્તિ જ્યારે જ્યારે ભૂતકાળનાં સંસ્મરણોને આપણી આગળ જીવંત ઊભાં કરે છે, ત્યારે ત્યારે તેમાં ભળી ન જતાં તટસ્થ રહીને તેમાંથી

જે બોધપાઠ શીખવાનો મળતો હોય તે લઈ લઈને આપણી વૃત્તિને રચનાત્મક રીતે આપણે વળાંક આપવો પડશે. જે જે સંસ્મરણો પાછળ લાગણી ને કૈંક ભાવના રહેલી છે એવાં સંસ્મરણોમાં આપણો **જીવ** ભરાઈ જવાનો સોળે સોળ આના સંભવ રહે છે. પણ સાધકે તો એમાં જરીકે જીવ ચોંટાડવાનો નથી; ને તે એવી રીતે અલગ કરવો ને રાખવો કે તે રીતમાં આપણી ઉદાસીનતા ભલે કારણરૂપ હોય પણ તે ઉદાસીનતામાં એની અવમાનના ન હોવી ઘટે. ક્યાંયે કશા પ્રત્યે આપણને લલુતા કે અનુરાગ ન હોવાં જોઈએ; તો જ એ સંસ્મરણો આપણને મદદકર્તા થઈ પડશે. મને તો હજી મારાં સ્વજનોનાં સંસ્મરણો બહુ જ મીઠાં ને આનંદભર્યાં લાગે છે. એમનો પ્રેમ અને તેની પાછળનો ભાવ સમજવાની શક્તિ પહેલાં મારામાં ન હતી. ધીમે ધીમે તે હૃદયમાં ઊગવા લાગી હતી. સ્મૃતિ એ કેટલી મોટી જબરદસ્ત શક્તિ છે કે જે થોડા કાળ માટેના સંબંધને અથવા તો સંસ્મરણને ખરેખર જાણે કે તે આપણી આંખ સામે જીવતાં હોય તેવાં તાદૃશ ખડાં કરે છે! સ્મૃતિમાં જો એટલી શક્તિ છે, તો લાગણી ને ભાવના એનાથી યે વધારે સૂક્ષ્મ છે. એની શક્તિ તો એના કરતાં ક્યાંય ચઢી જાય એ બુદ્ધિથી તો આપણને સમજાય એવું છે. તો એ લાગણી અને ભાવનાનો સતત વિકાસ કર્યાં કરવાનું રાખીએ તો આપણે માટે શું અશક્ય છે? **અગમ્ય અને અકલ્પ્ય એવી આપણી હૃદયની ભૂમિકાને જીવનની સર્વ ભૂમિકાની અંદર અવતરણ કરાવનાર સાધન લાગણી ને ભાવના જ છે.** એનાં પણ સ્થૂળ, સ્થૂળ અને સૂક્ષ્મ

વચ્ચેનું અને સૂક્ષ્મ એવાં રૂપ હોય છે. આપણે ભલે એના પૃથક્કરણમાં ના પડીએ, પરંતુ આપણામાં એ વધતાં જાય છે કે ઘટતાં, એની આપણને સમજણ પડવી જોઈશે. આપણે એક સાદો દાખલો લો. આપણે જો શાક સમારવું હશે, તો ચપ્પુ કે છરી તો જોઈશે જ. પરંતુ તેની ધાર બરાબર તીક્ષ્ણ નહીં હોય તો તે સમારતાં મુશ્કેલી નડશે અને તેમ કરતાં આપણામાં આનંદ–ઊર્મિ નહિ રહે, પૂરેપૂરી સફળતા પણ નહિ થાય, ને તેટલે અંશે પ્રસન્નચિત્ત પણ નહિ રહેવાય. જેમ આપણામાં લાગણી અને ભાવના સૂક્ષ્મતર ને સૂક્ષ્મતમ થાય છે તેમ તેમ આપણે જો જોઈશું તો આપણી સમજણ અને અનુગમની દૃષ્ટિ વધારે ને વધારે સ્પષ્ટ થતાં જશે અને તે મર્મવેધક પણ નીવડશે જ. એટલે આપણે આમ સાધનામાં સર્વ ભાવ અર્પણ કરવાને મથ્યાં કરીને ભલે તેના પરિણામ ઉપર દૃષ્ટિ ન રાખીએ, તો પણ ભગવાનમાં આપણી ચિત્તવૃત્તિ કેવી રહે છે તથા સર્વ પ્રકારની ઉથલપાથલની વૃત્તિની દશામાં આપણાં શ્રદ્ધા ને વિશ્વાસ, શરણાગતિ, તમન્ના અને જિજ્ઞાસા આગળ લઇ જનારાં નીવડયાં છે કે નહિ, તે તો આપણને સ્પષ્ટ દેખાવું જ જોઇએ. તો જ આપણાથી એમ કહી શકાશે કે આપણે સાચી રીતે પંથમાં ખૂંપતા જઇએ છીએ. એકલી વિવેચક વૃત્તિ રાખીને જ ભલે આપણે ચૂંથણાં ન ચૂંથીએ, ફોદા પડી જાય એટલું ઝીણું પીંજણ ન પીંજીએ, તો પણ કેટલીક વાર માત્ર એ વૃત્તિ પણ જીવનદૃષ્ટિના ઉકેલમાં જરૂરિયાતની પણ છે જ. તેના વિના ચાલે જ નહિ એટલી જરૂરની પણ છે. એને છેક નકાર્યે સાધકને ચાલવાનું નથી. જેમ જેમ

**સૂક્ષ્મતમ ક્ષેત્રમાં જવાશે તેમ તેમ દૈવાસુર યુદ્ધ પણ સૂક્ષ્મતમ રીતે આપણામાં ખેલાતું દેખાશે; તે વખતે આપણને આપણી સમજણ પડવી જોઇશે.**

આમ લાગણી અને ભાવના જો કે જીવન વિકાસની સીડી ચઢવાનાં પગથિયાં છે ખરાં, તો પણ તે આડખીલી-રૂપ પણ થઈ શકે છે, કેમકે તે જ સાધન મનનાં પણ છે. સાધનામાં જેમ જેમ આગળ વધાય છે તેમ તેમ મનનું આપણા ઉપરનું સામ્રાજ્ય જોખમાય છે. એટલે પોતાનો આપણા ઉપરનો કબજો ચાલુ રાખવાને મન આ લાગણી અને ભાવનાના સાધનનો પણ ઉપયોગ કરે છે. મનને અથવા તો ચિત્તના સંસ્કારોને અનેક જીવન સુધી જે વળાંકમાં પટ વાળવામાં આવેલા છે તે રીતે જ વહેવાનું તેમને ગમે છે. આવા સંસ્કારોની પકડ જો એમાં લાગણી ભળેલી હોય તો વળી વધારે જોરદાર થાય છે. એટલે આપણે તો આ બધી ગાસરો-માંથી મુક્ત થવાના અઘરા કામ માટે **ભગવાનની કૃપાનું સતત અવતરણ થતું રહે એ માટે યાચતું રહેવાનું છે.** આલંબન મુખ્ય છે પણ ખરું અને નથી પણ ખરું. આલંબનથી ભાવનાનો વિકાસ થતો હોય તો ભાવના વિકાસ ઉપર જ લક્ષ રાખીને આલંબનનો ઉપયોગ કર્યાં કરવો, ને ત્યારે આલંબનને મુખ્ય ન ગણવું. નહિતર તો આલંબનની ઘેલછામાં પડી જવાનો સંભવ રહે છે. ઘેલછા એ મૂર્છાવસ્થાનું પરિણામ છે, ને મૂર્છાવસ્થામાંથી આપણે સહેલાઇથી જાગૃત થઈ શકતા નથી. એટલે આલંબનને શુદ્ધ રીતે અને તેના યોગ્ય ઉપયોગ માટે જ આધારમાં લીધાં કરીએ તો આપણો ઉદય થવાનો છે.

---

# જગતની વાસ્તવિકતા

કરાંચી;
તા. ૪–૮–'૪૨

સ્થૂળ આપણને જકડી રાખે છે. પણ એનામાં પણ urge સહજ ગતિપ્રેરક આવેગ છે એટલે જ એનું રૂપાંતર થયાં કરે છે ને જે એ urge છે તે એમાંની રહેલી ચેતનાને અંગે છે. ઉત્ક્રાંતિની ભૂમિકા રચી શકીએ, એટલા માટે જ આપણને એવી રચનાવાળો દેહ મળેલો છે. આપણે તરવાનું શીખવું હશે તો પાણી સાથે સંપર્ક જરૂરનો છે. પણ પાણી તો જેમ પડેલું છે તેમ આપણે ત્યાં પડયાં રહ્યાં કરીએ તો તો ડૂબી જ જઇએ. પણ ત્યાં એના ઉપર રહેવાવા માટે આપણે ભારે મથામણ કરવી પડે છે અને એ કળા હસ્તગત કરી લેવી પડે છે ને એમાં પારંગત થઇ જઇએ છીએ, અને એ પારંગતપણામાં જ્યારે સર્વ પ્રકારની સંપૂર્ણ કુશળતા આવી જાય છે, ત્યારે પાણી પર જાણે એમ ને એમ પડયાં રહેવાનું બન્યાં કરે છે; ને એમાં જ આપણા પારંગતપણાની પરાકાષ્ટા છે ને તેમાં જ આપણી કસોટી, ખૂબી અને કળા રહેલાં છે. ત્યાં તરવાની ભૂમિકા રચવાને સારૂ જેમ પાણીની જરૂરિયાત છે, તેમ આપણને આ સૌ જગતની પણ જરૂરિયાત છે, જેથી કરીને આપણે એ સાધનથી જ્ઞાન મેળવી શકીએ, ને એમના એમના સંપર્કથી આપણા જ્ઞાનમાં વધારો પણ થઇ શકે છે. એટલા પૂરતું જ એ બધું reality વાસ્તવિકતા છે, ને તે અર્થમાં તે પછી નથી, તે પણ આપણા પૂરતું જ. તે પછી પણ તેનું અસ્તિત્વ નાશ પામતું

નથી. એવી સ્થિતિ પ્રાપ્ત થતાં આપણામાંના તે તે તત્ત્વોનું પણ તેવું તેવું રૂપાંતર થતું જ રહે છે, ને એ ભાવને યોગ્ય તેઓ બને છે એમ મને તો લાગે છે. આ બધું સમજાવતાં કંઇ મને ફાવતું નથી. આ જ સાચું છે એવો દાવો નથી; પણ જે કંઇ લાગે છે તે નમ્રપણે જણાવ્યું છે. શાસ્ત્રની સમજણ પ્રમાણે કેટલું ખરું છે તે જાણતો નથી. **મેં તો એની કૃપાથી જીવનમાં અનુભવને જ શાસ્ત્ર ગણ્યું છે.** એમ છતાં એ જ ખરું છે ને હવે એનાથી પરનું સત્ય નથી જ એવી સમજણની પકડમાં પણ રહેતો નથી. ભગવાન બીજું સમજાવશે ને અનુભવાવશે તો તે પણ આપોઆપ જ લાગશે.

---

# મૃત્યુ

**સાબરમતી, આશ્રમ;**
તા. —૭–'૩૯

આપણી જેવી ભાવના હશે, તેવો અનુભવ આપણુને મોડો વહેલો થયાં કરશે. તે ઉપરાંત આપણી જેવી માન્યતા હશે તેવા જ આપણે રહેવાનાં છીએ કે થવાનાં છીએ. પ્રત્યેક લાગણીઓ ભાવનાગત છે. એટલે આપણી જેવી જાતની ભાવના હશે, તેવી જાતની આપણુને મળતા પ્રસંગો ઉપરથી લાગણીઓ ઉદ્ભવશે. તેથી સંસારમાં ભારે ઉલ્કાપાત દરેક ક્ષણે થઈ રહેલો છે, તે તોફાનનાં મોજાં આપણી સાથે અથડાયા વિના રહેવાનાં નથી. આપણે ગમે તેટલી મોટી રક્ષણની દિવાલ ખડી કરીશું તો પણ જગતની કારમી છાયાનો ઓળો આપણા ઉપરથી પસાર થયા વિના રહેવાનો નથી. એક દૃષ્ટિએ જોઇશું તો માલમ પડશે કે જગત એ મૃત્યુનો મુલક છે. આપણે લાંબો વિચાર કરી જોઇશું તો સમજાશે કે ધોમ ધખતી ધરણી કે લીલી હરિયાળી ભૂમિ એ બંનેના એકે એક રજમાં કોઇક ચેતનની રાખ જ ભરી પડેલી છે. જગતની માટીનું એક અણુ પણ એવું નથી, કે જેની ઉપર મૃત્યુ છાયા ન હોય. આપણે હવાને તપાસો. વૈજ્ઞાનિકોએ પરમાણુ ને એનાથી પણ નાનાં 'એટમ્' વગેરે શોધ્યાં છે, ને તેઓ કહે છે કે એ બધામાં સ્વયંપ્રકાશિત શક્તિ પુરાએલી છે. મૃત્યુની કારમી ઝડપમાં આવી ગયેલાં સ્થૂળ શરીરોનું ચૈતન્યતત્ત્વ આમ હવામાં રહ્યું, તો તે પણ મૃત્યુની જ છાયા નહિ તો બીજું શું ? પછી જુઓ આકાશ !

મૃત્યુની નજીક રહેલા માણસને પૂછી જોજો કે માનવતાની આખરી શાંતિ પારાવાર આકાશમાં કેવી રીતે પથરાયેલી છે? આકાશતત્ત્વમાં જીવન માત્રની આખરી સ્થિતિ ફેલાયલી હોય છે, રહે છે. એ કોઈક મહાયોગી આપણને સમજાવી શકે; પણ એની ઝાંખી કોઇ પણ સાધુ હૃદયને ધ્યાન દ્વારા થઇ શકે છે.

પછી રહ્યાં પ્રકાશતત્ત્વ ને પાણી. એ બન્નેમાં પણ પાર વિનાની ચેતનશક્તિ ભરેલી છે. તે એક વખતે જગતમાં **જીવ** રૂપે પ્રવર્તેલી હતી. આખા વિશ્વમાં પ્રતિક્ષણ નવું સર્જન થતું જણાય છે. તેનું રહસ્ય એ છે કે એક જ પરમતત્ત્વના રૂપરંગ બદલાયાં કરે છે. તત્ત્વ તો એનું એ જ રહે છે. એને કદી બદલાવા કે વિકસવાપણું રહેતું જ નથી. જે પરમ તત્ત્વ સર્વત્ર વિસ્તરેલું છે તે સ્વયંસિદ્ધ ને સંપૂર્ણ છે. તેમાં અંદર વસેલી ગૂઢ શક્તિને લીધે ફેરફારો થયાં કરે છે.

**આવા નિરંતરના પલટાને આપણે જગત કહીએ છીએ**. આપણે જે કંઇ જોઇએ છીએ, ને બીજી રીતે અનુભવીએ છીએ, એ બધું મૃત્યુથી વીંટળાયેલું છે. મૃત્યુમાંથી ઉદ્ભવીને મૃત્યુમાં શમે છે. માનવીએ જેને **મૃત્યુ** કહ્યું તે **આ પલટા સિવાય બીજું કંઇ જ નથી**. અત્યારે જ જે પળ વીતી રહી છે ને ભૂતકાળની અનંત છાયામાં જે જઇ રહી છે, તે પણ મૃત્યુ પામે છે. એક જ સ્થિર, શાંત, અચિંત્ય, અગમ્ય, એવું પરમતત્ત્વ ક્ષણે ક્ષણે પરિવર્તન પામી રહ્યું છે. એ પરિવર્તનને આપણે મૃત્યુ કહીએ છીએ.

મૃત્યુનું સ્વરૂપ જગતે માની લીધેલું છે એવું કારમું છે જ નહિ. મનુષ્યે પોતાની નિર્બળતાની ક્ષણમાં એને ભયાનક વસ્તુ તરીકે ઓળખાવી. અને એ વિચાર કે લાગણીને એણે પોષ્યાં કરી છે; એટલે મૃત્યુ માનવીની નજરે ખૂબ ભયંકર દેખાય છે. પણ એમાં સાચી વસ્તુ વિષેનું અજ્ઞાન જ છે. પ્રતિક્ષણ બદલાઇ રહેલા વિશ્વમાં જીવનના જેટલું જ મહત્ત્વ ધરાવતી વસ્તુસ્થિતિ મૃત્યુમાં છે. જીવન અને મૃત્યુ, એ બન્નેનું વાસ્તવિક સ્વરૂપ એક જ છે. જ્યાં મૃત્યુ છે ત્યાં જ નૂતન જીવન પણ છે, ને જ્યાં જીવન છે ત્યાં મૃત્યુનું પરિણામ પણ નિશ્ચિત છે. અથવા એમ પણ કહી શકાય કે પ્રત્યેક વસ્તુ પળેપળ રૂપાંતર પામતી જાય છે; એટલે કે તેનું જૂનું નાશ પામે છે અને એ જ પળે નવું જન્મે છે. એટલે કે મૃત્યુ અને જીવન એક જ જીવનતત્ત્વનાં બે દર્શન છે. પણ તેમાં આપણે—માનવીએ—આકાશ પાતાળનો ભેદ પાડી નાંખ્યો છે, ને મૃત્યુ જેવી એક સામાન્ય અને સ્વાભાવિક સ્થિતિને આપણે અકારી કરી મૂકી છે. એ ઉપરથી સમજી શકાય કે હજી જગત કેટલું અજ્ઞાન દશામાં પડ્યું છે. મૃત્યુ તો જીવનતત્ત્વ જેટલું જ મંગળકારી છે.

મૃત્યુના સ્વરૂપને આવું ભયંકર માનવાના મૂળમાં અગમ્ય વિષેનો માનવીનો ભય રહેલો છે. અજાણમાં ભૂસકો મારતાં માનવી એના સ્વભાવ મુજબ ડરે છે. મૃત્યુનું સાચું દર્શન કરવા માનવી મથે છે, પણ તેની લેશ પણ ઝાંખી નથી થતી, ત્યારે તેને ભયાનક તરીકે પોકારી ઊઠે છે. જન્મની પૂર્વે ને મૃત્યુ પછી જીવનું શું થાય છે એ એને

નથી જ સમજાતું, ત્યારે વિવિધ કલ્પનામાંથી જીવનનો પલટો કરનાર મૃત્યુની સ્થિતિને માનવી ધિક્કારે છે, ને તેનાથી ભય પામે છે. **જીવ** માત્રને મૃત્યુનો ભય રહે છે. એ અગમ્ય પરિવર્તનથી—ન કલ્પી શકાય એવાં પરિણામથી—હંમેશ કંપતો રહે છે. વળી માનવી એકની એક સ્થિતિમાં રહેવાને ટેવાયેલો છે. તેથી એને બીજી સ્થિતિમાં ફેરવાવું પસંદ પડતું નથી. એને બિચારાને સમજાતું નથી કે જેમ જન્મ એ વિશ્વક્રમમાં એક સ્વાભાવિક સ્થિતિ છે, તેમ મૃત્યુ પણ છે. એ જાણે છે ખરો કે 'નામ તેનો નાશ' છે, પણ તેમ છતાં એ સત્યની સદા ય અવગણના કરીને પોતે જીવે છે.

મૃત્યુ પ્રત્યે માનવીને હંમેશાં અણગમો ને બીક રહ્યાં કર્યાં છે, તેનું કારણ તેની અપરિવર્તનશીલ મનોદશા છે. શક્ય ત્યાં સુધી ફેરફાર થવા દીધા વિના એકની એક સ્થિતિમાં પડયા રહેવું માનવીના સ્વભાવને ગમે છે. એની એ ઇચ્છાની આડે મૃત્યુ આવે છે. આપણે જાણીએ તો છીએ કે સમગ્ર સૃષ્ટિમાં બધું જ પરિવર્તન પામી રહ્યું છે, તો પણ આપણી આસપાસના જગતને ફેરફાર વિનાનું રાખવા ઇચ્છીએ છીએ. આ સ્થિતિમાં મૃત્યુ એટલે અનિવાર્ય પરિવર્તન. એ પરિવર્તન થાય તેમાં માનવીનું કલ્યાણ થાય એવો જ હેતુ સમાયલો હોવા છતાં એવા યોગ્ય ફેરફારને માનવી વધાવી લેતો નથી, કેમકે એણે પોતાની પરિસ્થિતિમાં પોતાના જીવનની વિવિધ શકિત ખર્ચી છે, કે ખર્ચવાની યોજના કરી છે; તેમાંથી વિવિધ પ્રકારનો રસ લીધો છે ને કંઈ કંઇ આશાઓ સેવી છે, એ બધું

એક અજાણ્યુ ક્ષણમાં સદંતર અદૃશ્ય થઈ જાય એ માનવી કેવી રીતે સહન કરી શકે? આપણી જીવનશકિતની ઉપર પડેલા સંસ્કાર પ્રમાણે આપણે જગતની પાર વિનાની વસ્તુઓમાં આસકિત કેળવી, તેમાં રસ લીધો, એને આપણું સર્વસ્વ માની બેઠા. પરંતુ એના સ્વાભાવિક ક્રમ પ્રમાણે એ પરિવર્તન પામે છે એ આપણે સાંખી શકતા નથી. સતત પરિવર્તન પામવાની સાચી ને અનિવાર્ય જગતની પરિસ્થિતિનો અસ્વીકાર કરવાની મનોદશામાં નર્યું અજ્ઞાન ને અંધાપો જ છે. હાડકાં ને ચામડાંના માળખાએ ઊભા કરેલા તરંગી જગતમાં હંમેશાં રસ લેવાની ટેવ પડી ગઈ હોવાથી જે સાચી વસ્તુ છે તેનું ભાન ભુલાઇ જાય છે ને પરિણામે આ દશા થાય છે.

મૃત્યુની પાછળ શોક કરવાની વૃત્તિમાં તો નરી આસકિત જ છે અને અજાણી પણ ઊંડી સ્વાર્થવૃત્તિ પણ હોય. મૃત્યુ પામેલાની સાથે બંધાયેલી આસકિત આપણી લાગણીઓને જાગૃત કરી મૂકે છે અને ઘણીવાર તો આપણે આપણા કોઈપણ પ્રકારના સ્થૂળ કે સૂક્ષ્મ સ્વાર્થનું છેદન સ્વજનના મૃત્યુમાં જોઇએ છીએ એટલે આપણા પોતાના સ્વાર્થ ખાતર જ રડતા હોઈએ છીએ—જો કે આટલું આંતર્દર્શન આપણામાં ન હોવાથી એનું ભાન પણ આપણને ત્યારે જાગેલું હોતું નથી. આપણે તો એમ માનતા હોઇએ છીએ કે આપણું દુઃખ આપણા સ્વજન પ્રત્યેના સાચા પ્રેમને પરિણામે છે. આમ આપણી એ શોકની લાગણીમાં સાત્ત્વિકતા નથી. એવી શોકની લાગણીમાંથી કશું નવું સર્જન થતું નથી, એટલે કે નકારાત્મક લાગણીઓથી જીવનનો વિકાસ થતો નથી. માટે જ તો આપણે

આપણી રચનાત્મક લાગણીઓ દ્વારા જીવન વિકાસ સાધવાનું રાખવું, અને આપણી નકારાત્મક લાગણીઓ પ્રત્યે પણ જો આપણે સાચી તટસ્થતા રાખી શકીએ તો તેનો પણ સદ્-ઉપયોગ થઈ શકે એવું આપણને સૂઝે છે. પણ તેવી તટસ્થતા આપણને આધ્યાત્મિક માર્ગની શરૂઆતમાં હોતી નથી. માટે રચનાત્મક લાગણીઓ દ્વારા જીવન વિકાસ સાધવાનો રસ્તો વધારે સરળ ને શરૂઆત માટે સહિસલામત છે.

**મૃત્યુ એટલે એક મહાન અનિવાર્ય પરિવર્તન. આમ જોતાં જો ઊંડું વિચારીએ તો આપણી આગળપાછળનું બધું જ પરિવર્તનશીલ છે.** 'સંસાર' કે 'જગત'નો એક અર્થ જ 'જે સરે, જે જાય કે ચાલે તે' તો પછી એ બધામાંથી જે પરિવર્તનશીલ નથી એવું આપણે ગ્રહણ કાં ન કરીએ ?– કંઇ નહિ તો એવું ગ્રહણ કરવા તરફ આપણી દૃષ્ટિ કેંદ્રિત કાં ન રાખીએ ? કે પછી છતી આંખે દીવો લઈને આપણે કૂવામાં જ પડવાનું રાખવું છે ? જેને સહેજ પણ સમજણ નથી તે ભલે જગતના ગાડરિયા પ્રવાહમાં તણાયું જાય. તેનો દોષ નથી અથવા ઓછો છે એમ એક રીતે કહી શકાય, પણ આપણે એકવાર સમજ્યા ને તેમ છતાં તે પછી જીવનમાં ઉતારવાનું ન કરીએ તો આપણે કેવા કહેવાઈએ ? પ્રત્યેક ક્ષણે આપણે જીવનને ચેતનમાંથી મૃત્યુમાં લઇ જઈ રહ્યા છીએ. એ દશામાંથી ચાલો આપણે બધાં ભગવાનની કૃપાથી બચી જવાનો નિશ્ચય ને પ્રાર્થના કરીએ.

---

# નામસ્મરણ

કરાંચી;
તા. ૧૨-૧૧-'૪૦

નામ સ્મરણ એ તો આપણું એક મુખ્ય અંગ છે જ. એ તો આપણને ધનંજયના ગાંડિવની જેમ, પતિતપાવની ગંગાની જેમ અથવા બરફને ઓગાળી નાંખનાર સૂર્યનાં કિરણોની જેમ છે. જ્યાં નદી સમુદ્રને મળે છે ત્યાં સંગમ સ્થળ આગળ કેટલીક નદીઓ જોશથી દરિયામાં ઘણે લાંબે સુધી પેસી જાય છે; તેના જેવી નામસ્મરણ–સરિતાની અસર છે. આ ઉપમા પણ બરાબર નથી. નદીના પ્રચંડ પૂરમાં તણાતા માણસને કોઈક લાકડું મળી જાય એના જેવું, ભૂખથી વ્યાકુળ થયેલાને અન્નની પ્રાપ્તિ જેવું, તૃષિત કંઠને જલની ઠંડક ને મિઠાશ જેવું, અનેક મુશ્કેલીઓને ઓળંગીને આખરે અભિસારિકાને મળનાર પ્રેમીના જેવું, કંજુસના ધન જેવું, અથવા લાડકવાયા દિકરા જેવું, હૈયાની હામ જેવું, દુકાળમાં વર્ષા જેવું, કાંક્ષીને ઇચ્છિત વસ્તુ મળવા જેવું, સત્સંગીને સંગી મળવા જેવું અથવા શ્રમિતને આરામ જેવું છે. પણ આ તો બધું સાહિત્યિક વર્ણન કહેવાય. મીઠાઈનું વર્ણન વાંચ્યાથી કે સાંભળ્યાથી ઓછી જ તે મોંમાં આવી જાય છે! એવા વર્ણનથી આપણી તૃષા ન છીપે. નામસ્મરણ એ આપણું એક રીતનું જીવન છે. કોઈ દિવસ જમ્યા વગર જીવાય, પણ જેને ભગવાનને શરણે જવું છે તેવાને નામસ્મરણ વગર એક દિવસ પણ ન ચાલવું જોઈએ. સ્થૂળ રીતે, દેખીતી રીતે, નામસ્મરણ

વિના સ્થૂળ જીવન ચાલી શકે છે. પણ પ્રભુમય જીવન માટે નામસ્મરણ પ્રાણસમાન છે. એ ન હોય તો કશું નથી. એટલે ધ્યાન વગેરે કરતાં પણ એનું સવિશેષ ધ્યાન રાખવાનું તો આપણામાં પ્રધાનપણે છે જ. પણ જ્યારથી આપણને એનો સવિશેષ ખ્યાલ આવે, ત્યારથી એ બાબતમાં ઉત્સાહિત થઈને મંડયાં કરવાનું રાખીશું તો સારું જ છે. ભગવાનના નામનો મહિમા તો અપરંપાર છે. નામી કરતાં યે નામ ચઢી જાય એમ આપણામાં કહેવાય છે.

ભગવાનના નામનો મહિમા અપરંપાર છે તેનું કારણ એ છે કે આપણામાં રહેલાં તત્ત્વોને વિકસાવવાની અજબ શક્તિ નામસ્મરણમાં છે. જેટલું વધારે ભગવાનનું સ્મરણ રહે એટલો વધારે ભાવ આપણામાં આપોઆપ એના તરફ વધે. કારણ કે નામની પાછળ જીવતા જાગતા સંકલ્પનું બળ જે હોય છે, તે પ્રેરણાત્મક બળ નામીની ભાવનાને મૂર્તિમંત આપણામાં કરી દે છે. કંઇ પણ કામ કરતાં પણ જો આપણું નામસ્મરણ રહ્યાં કરતું હોય તો એ કામ આપણે ભગવાનના એક સાધન તરીકે જ કરીએ છીએ, એવી ભાવના આપણામાં ઊંડી ઊતરતી જ જાય, કેમકે આપણને ઊંડું ભાન તો એ નામસ્મરણને લીધે રહે કે આપણે એ કામ કરતાં ભગવાનની શકિતનું આવાહન જાણ્યે અજાણ્યે કરીએ છીએ. એટલે એ શકિત થોડીવત્તી પણ આપણામાં ઊતરે જ. એ શકિતને આપણે જયારે નામસ્મરણથી જ્ઞાનપૂર્વક જાગ્રત કરીએ છીએ ત્યારે એ શકિત વળી વધારે શકિત માટે આપણામાં ભૂખ જગાડે છે, તમન્ના ઉપજાવે છે, આપણા જીવનમાં ને જીવનના દરેક કાર્યમાં પોતાની સુવાસ ફેલાવે છે અને પોતાની

પ્રત્યે પ્રેમ જગાડે છે તથા જન્માવે છે; એટલે એમ વ્યાજનું યે વ્યાજ ઉમેરાતું જ જાય તો જેમ મૂડી કંઇ કેટલાય ગણી વધી જાય તેમ નામસ્મરણનું એક નાનું ઝરણું પોતાના જેવાં અનેક ઝરણાંને પોતાની તરફ ખેંચીને પોતાનામાં ભેળવીને એક મોટી નદી થાય છે, જે આખરે ભગવાનરૂપી અનંત સાગરમાં ભળે છે. એ નામસ્મરણનો મહિમા તો માત્ર અનુભવી જ વર્ણવી શકે. એની મઝા તો એને લૂંટનારા જ ચાખી શકે. એના મહિમા વિષે એક ભજન છે, તેમાં લખ્યું છે:—

ગાયો તુલસીદાસે એને, ભકત જનોએ લહ્યો,
રાંક તે એને હું શું જાણું, હું તો નાનું છોરું.

નામસ્મરણનો મહિમા અનેકવાર જગતમાં પૂરવાર થઈ ચૂકયો છે. એ કંઇ ગપગોળા નથી, પણ પ્રસિદ્ધ વાત છે. અનેક સંતભકતોએ એના પર જીવન ન્યૌછાવર કર્યાં છે ને હાલમાં એવા છે કે જેઓનું જીવન નામસ્મરણથી ધન્ય થયું હોય. મહાત્મા ગાંધીજીએ પણ પોતાને મળેલી શકિતનો આધાર નામસ્મરણ છે એમ અનેકવાર જાહેર કરેલું છે. એઓ તો શરીરની સુખાકારી માટે પણ નામસ્મરણનો ઈલાજ બતાવતા એ જાણીતી વાત છે. આમ નામસ્મરણ એક રામબાણ ઇલાજ તરીકે સિદ્ધ થયેલી વસ્તુ છે. તે શરૂઆતમાં દિલને ઓપ ચઢાવે છે, પણ પછી તો આખા આધારનું દિવ્ય રૂપાંતર—પરિવર્તન તે કરાવે છે. એટલી અવસ્થાએ પહોંચ્યા પહેલાં પણ તે દુઃખી દિલને આરામ આપે છે, તેની તપેલી લાગણીઓને શાંત કરે છે, તેનો પ્રેમ વિકસાવી તથા ઊંડો કરી તેને પ્રેમીમાં ફેરવી નાંખે છે. એ સર્વ કંઈ છે.

કેટલાક પ્રાચીન હિંદની સંસ્કૃતિ વિષે અભિમાન ધરાવનારા એમ કહે છે કે વેદના વારામાં વિમાન પણ હતાં ને એંજિન પણ હતાં. સર્વ કળાઓ અને શાસ્ત્રો વેદમાં લખેલાં પડયાં છે એવો દાવો તેઓ કરે છે. પણ નામસ્મરણની બાબતમાં તો આવા દાવાનો સવાલ જ નથી રહેતો. સર્વ વસ્તુઓ એમાં જ સમાયેલી છે અને અસંખ્ય જુદા જુદા દેશના તથા કાળના સંતોનો ઇતિહાસ તેની સાક્ષી પૂરે છે. જગતમાં દેખાતી સર્વ સમૃદ્ધિ પણ એના પ્રભાવ આગળ ધૂળ સમાન છે.

એવું નામસ્મરણ આપણા દિલમાં સતત જાગે, ત્યારે આપણો સૂર્ય ઊગવા માંડયો છે ને આપણા સાચા જીવનની શરૂઆત થવા માંડી છે એમ ગણી શકાય. જેને દિલમાં જીજ્ઞાસા ને તમન્ના જાગી હશે એને એમ થવાનું જ છે. જેને એવી વૃત્તિ પણ જાગી છે તેને પણ યથાક્રમે એ પ્રાપ્ત થવાનું પણ છે જ એમાં પણ શંકા નથી. ભગવાન પોતાનું પ્રાકટય ઉદ્ભાવવાને આપણા કરતાં વધારે આતુર છે એ વાત નક્કી છે. પણ એથી તો આપણે વધારે જાગ્રતિ ને કાળજી રાખવાની જરૂર રહે છે, કેમકે આપણે એવી ભૂમિકા તૈયાર કરવામાં મંડયા જ રહ્યા કરેલા હોવા જોઈએ. આપણા જીવનમાં કંઈ અન્યથાપણું ન રહેવું જોઇએ. બીજ વાવવાને માટે જમીનને જેમ એક રસ કરી દેવામાં આવે છે તેમ આપણે પણ કરતા રહેવાનું છે. ખરી રીતે તો ભગવાનને પ્રકટ થવાપણું રહેતું જ નથી. અમુક રીતે થવાયું એટલે આપોઆપ એ તો પ્રકટે જ, અથવા પ્રકટી રહેલો જ છે. પણ આપણા જીવનનો ક્રમ અને જીવનની દષ્ટિનો ક્રમ

એ બન્ને ઊલટી બાજુનાં હોય છે એટલો જ મૂળમાં વાંધો છે. એક ઠેકાણે ગાયું છે કે "સંતકૃપાથી છૂટે માયા, કાયા નિર્મળ થાય જોને" પણ ત્યાં પણ 'સંતકૃપા' એટલે ભગવાનની કૃપા, એની કૃપા હોય–મળે, તો જ એવી કૃપા એના યંત્રરૂપે મળી રહેવાની જ છે એ નિશ્ચિત વાત છે. માત્ર આપણે આપણું સર્વ કાર્ય મન દઇને, યજ્ઞ રૂપે, એના શરણભાવે કર્યાં કરીએ ને એનામાં વિશ્વાસ ધરીએ કે એ યોગ્ય કાળે યોગ્ય કરશે જ. બસ એટલું થયું એટલે આપણું કામ પત્યું. એમ આપણે હૃદયથી નિશ્ચિંત રહ્યાં કરીને આપણા ભાગનું જે કંઈ હોય તે પૂરતું દક્ષતાથી કર્યાં કરીએ, ને એમાં કોઇને કંઈ પણ કહેવાપણું બાકી ન રહે એવી રીતે કરીએ. એમ વર્ત્યાં કરીએ તો આપણને પણ નિરાંત છે.



# મંતવ્યોની પકડ

ત્રિચિ;
તા. ૯–૨–'૪૩

આપણા મનમાં પરંપરાગત, સંસ્કારગત, અભ્યાસગત, કંઇ કંઇ શ્રીપ્રભુ વિષેના ખ્યાલો અને તેના દૈવી ગુણોની કલ્પનાઓ પડી રહેલી જ હોય છે. શ્રીભગવાનના દૈવી ગુણોની ધારણા જીવનને વિકાસરૂપ છે; શ્રીભગવાનને તો કોઈ ગુણ નથી. પ્રત્યેક ભકતને શ્રીભગવાનના અમુક અમુક ગુણનો અનુભવ થયો એટલે તેણે તેણે શ્રીભગવાનનામાં તેવો ગુણ છે એમ ધાર્યું ને હકીકતપણે માન્યું. જેમકે કોઇ ભક્તને ભગવાન પોતે "અંતર્યામી" છે, એવો અનુભવ થયો, એટલે ભગવાનનું નામ અંતર્યામી પાડયું. ભગવાનનાં જેટલાં જેટલાં નામ છે, તે પ્રત્યેક નામની પાછળ જીવનમાં તેવી જાતનો અનુભવ રહેલો છે. બાકી તેનાથી અતિરિક્ત-પણે ભગવાનમાં તેવું કશું નથી. પરંતુ જો કોઇ સાધક ઉપરની જાતના અનુભવના ખ્યાલોને ઝોડની જેમ વળગ્યાં જ કરવાનું કરે ને શ્રીભગવાનની ચૈતન્યશક્તિમાં બસ આટલું ને આવું આવું જ હોઇ શકે એને જ એક માત્ર પકડ કરીને બેસી રહે, તો તેવા સાધકની પ્રગતિ આગળ થઇ શકવી શકય નથી. તે તે ખ્યાલો ભલે સત્ય હોય કિંતુ જો એને એકલા છૂટા લઇએ ને એકલા ગણીએ તો એમાં કેટલુંક સેળભેળપણું રહેલું છે. જેમકે શ્રીકૃષ્ણ ભગ-વાનની કલ્પનાઓ અથવા બીજા અવતારોની સમજણો. તે તે ખ્યાલોમાં તે તે કાળના માનવીઓના પોતાના અનુભવ–

સંસ્કારની છાપ છે ખરી, પરંતુ તે તે સાથે તેને મર્યાદા પણ રહેલી છે. તેમાં પૂરેપૂરું સોયે સો ટકાનું સત્ય છે તેવું નથી. ને જો કોઈ સાધક જીવ જે સત્ય નીચલી ભૂમિકાનું સત્ય છે એને જ મુખ્યપણે માનીને એને જ યોગ્યપણે સ્વીકારી લઇ એનામાં જકડાઇ રહે તો તેવો જીવાત્મા તેટલામાં ને તેવામાં જ જકડાઇ રહેવાનો છે. પ્રભુ સત્ય છે એ વાત સાચી છે. પરંતુ કયાં કયાં ને કેટલે કેટલે અંશે કઇ કઇ ભૂમિકામાં તે કેટકેટલો સત્ય છે તે એક નોંખી હકીકત છે. સાધકના જીવનની ભૂમિકાનું જેમ પરિવર્તન થતું જશે, તેમ તેમ સત્યનો અનુભવ વધારે વિસ્તારવાળો, ઉદાર, ને શુદ્ધતમ થતો જવાનો છે. સર્વ કોઇ પરિસ્થિતિમાં સત્ય કંઈ એકની એક સ્થિતિનું રહી ન જ શકે (મૂળ ભાવરૂપે ભલે રહેતું હોય) ને પરિણામરૂપે તો એકનું એક રહી શકતું હોતું નથી. સત્ય તો નવું નવુંજ થયાં કરે છે. ખરું જોતાં તો સત્યની મર્યાદા જ નથી. માનવી જીવો એને મર્યાદામાં બદ્ધ કરીને જ, એ રીતેજ, જાણવાને, સમજવાને, અનુભવવાને, ટેવાયેલા છે. એ વિનાની સત્યની સ્થિતિને તેઓ સ્વીકારી શકવાની દશામાં પણ હોતા નથી. આપણે જો આપણી એવી ટેવોમાંથી છૂટા થવાનું નહીં કરી શકીએ તો આપણો જીવન-વિકાસ રૂંધાઈ પડવાનો છે. સંપૂર્ણપણે નિરાગ્રહી, નિરાસકત, ને હૃદયથી ખુલ્લાં રહ્યાં કરવાનું, એટલા કાજે જ, ઘણું ઘણું મહત્ત્વનું છે. વળી કશી કોઈ માન્યતામાં, ગુણમાં, સ્થિતિમાં કે સાધનાના થતા રહેતા અનુભવમાં પણ તેને સર્વસ્વ ગણીને બદ્ધ થઇ જવાનું નથી, કિંતુ તેમાં યે તટસ્થ રહ્યાં કરીને,

ખુલ્લાં રહ્યાં કરીને, થતા જતા અનુભવોનો ઉપયોગ કર્યાં કરીએ એ જ સાધકને કાજે શ્રેયસ્કર છે. શાસ્ત્રોના નિર્ણયો, શ્રીભગવાન વિષેની સમજણો, અને વેદાંતનું બ્રહ્મ વિષેનું બુદ્ધિથી સમજાયેલું જ્ઞાન અને તેમાંથી ઉદ્ભવતા સદ્વિચાર વિગેરેમાં જે સત્ય રહેલું છે તે યોગ્ય છે. પરંતુ તેમાં પણ ગૂંચવાઈ પડવાનું નથી. **સદાચાર એ આધ્યાત્મિક જીવનનો મૂળ પાયો છે.** તેના વિના આધ્યાત્મિક જીવનની શકયતા જ નથી. તેમ છતાં સાધક પોતાના અંતરાત્માની સાધનામાં ઊંડો ને ઊંડો જેમ જેમ અનુભવે દૃઢ થતો જાય છે, તેમ તેમ ઉપર જણાવેલા પ્રદેશમાં પણ તે બદ્ધ રહી શકતો નથી. એક કાળ સદાચાર એ એના જીવનનો મૂળ પાયો હતો ને હકીકતપણે સત્ય હતું; ને તે જ સર્વસ્વ કંઈ હતું. પરંતુ આગળ જતાં હવે તે પ્રદેશનું કાર્ય પૂરું થતાં તે પ્રદેશ પર પહેલાં જેટલો જીવતો ઝોક તે **જીવ**નો રહેતો હતો તે જીવંત ઝોકનો પ્રદેશ હવે કોઇ ઉચ્ચતર દશામાં વળી રહેલો હોય છે એટલું જ. અને ત્યાંયે પણ પોતાની જ્ઞાનભક્તિપૂર્વકની જીવતી તટસ્થતા તો તે રાખ્યા જ કરતો હોય છે.

---

# નમ્રતા

સાબરમતી, આશ્રમ;
તા. ...–૭–'૩૯

જે ગરીબ બકરીથી યે વધારે ગરીબ છે પણ જેના અંતરમાં સિંહના જેટલી શક્તિ ભરેલી છે તે સાચા અર્થમાં નમ્ર છે. નમ્રતા એ હૃદયનો કદાચ સર્વોચ્ચ સદ્‌ગુણ હશે. તેથી હૃદય પારદર્શક બને છે. સંતના ગરીબ અને પારદર્શક હૃદયના પરિચયમાં આવવાથી નમ્રતાનાં યથાર્થ દર્શન થાય છે.

**નમ્રતા બુદ્ધિપૂર્વક કેળવી શકાતી નથી. એ તો આપમેળે જ હૃદયમાંથી ઊગી નીકળે છે.** તેના પ્રાકટ્યને અનુકૂળ ભાવનાઓના પરિશીલનથી આપણે નમ્ર બની શકીએ.

જીવનની પ્રત્યેક પ્રવૃત્તિમાં હંમેશાં અંતર્ગત વહી રહેલી "હુંપણાની" વૃત્તિ હોય છે. સંસારના વિધવિધ અનુભવોથી જ્યારે એમ અંતરમાં સમજાય છે કે જે જે કંઈ બને છે, કે બની રહ્યું હોય છે તે આપણી નહિ, પણ ઇશ્વરની ઇચ્છાને જ આધીન છે ત્યારે સંસાર પ્રતિનું "હુંપણું" મોળું પડે છે. જગત પ્રત્યે ઊંડી ઉદાસીનતા અને વૈરાગ્યની ભાવના પ્રગટે છે. શ્રીભગવાનની ઇચ્છા વિના એક પાંદડું યે હાલતું નથી એવા જ્ઞાનમાંથી જ સાચી નમ્રતા જન્મે છે. કારણકે આમ જ્ઞાન થાય છે, ત્યારે આપણા 'હુંપણા'થી પ્રેરાઇને પછી કંઇ આપણે કરતા નથી, ને ધીમે ધીમે શૂન્યતા કેળવાતી જાય છે.

શૂન્યતા એ નમ્રતાનું માપ છે. શૂન્યતા એટલે અહંતાનો સર્વાંશે લય. જેનામાં લેશ પણ અહંતા કે અભિમાન નથી રહ્યું તેને જ નમ્રતા વરે છે. એટલે નમ્રતા તો **જીવ**ની ઊર્ધ્વગતિના અને સ્થિતિના પરિણામનું એક લક્ષણ છે. નમ્રમાં નમ્ર રહેવાનું મને કેમ ગમે છે તેનું કારણ તમને હવે સમજાશે. એજ કારણસર આશ્રમમાં નાનામાં નાનાંને હું પગે લાગું છું ને બીજાં એવાં કેટલાં યે કામોમાં ને વ્યવહારમાં ક્યાંયે અહંતાને ડોકિયું કરવાનો અવકાશ આપતો નથી. અત્યાર લગીમાં જીવનમાં આવેલી તકોને તેમાં રહેતી અહંતાની લાગણી નિર્મૂળ કરવામાં વાપરી છે, એટલે કે સાધન તરીકે એનો ઉપયોગ કર્યો છે.

સાધુ હૃદયને ઢાંકીને સંભાળનાર વસ્ત્ર જેવી નમ્રતા છે; એના વિનાની સાધુતા, ધાર્મિકતા, જ્ઞાન, વિદ્યા—એ બધું મર્યાદાહીન, અને લજ્જાહીન, વિવેકહીન લાગે છે. નમ્રતા એ તો હૃદયનો પ્રકાશ છે. જે નમ્રતા જીવનની સાધનાના અનુભવમાંથી પ્રગટે છે એ નમ્રતા તો પ્રચંડ શકિતસ્વરૂપ છે. એ તો શકિતનું એક પાસું છે. શકિત પોતે જ નમ્રમાંયે નમ્ર અને ઉગ્રમાં યે ઉગ્ર છે. જો તે સ્વભાવતઃ નમ્રથી યે નમ્ર ન હોય તો જડ દેખાતા પદાર્થમાં તે ક્યાંથી ભળી ગઇ હોત ? એવી નમ્રતા જ્યારે પ્રભુકૃપાથી સાધકને પ્રાપ્ત થાય છે, ત્યારે તે પોતે રજની યે રજ નથી અને કિંકરનો પણ કિંકર છે, એવો દાસાનુદાસનો જ્ઞાનભકિતપૂર્વકનો ભાવ પ્રકટે છે, તે વેળા નમ્રતા એના જીવનનો સહજ ગુણ બની ગયેલો હોય છે, પરંતુ આવું થતાં પહેલાં પોતે વિચારી વિચારીને, સમજી સમજીને, વારેવારે ટકોરી ટકોરીને, પોતાની જાતને સંકેલી સંકેલીને અને સંકોરી

સંકોરીને નમ્રતાનો ભાવ કેળવવો પડશે. એ ભાવ કેળવ્યા વિના સાધનાના માર્ગમાં એક ડગલું પણ આગળ તે ચાલી શકવાનો નથી. જેનામાં સાચો નમ્રતાનો ગુણ છે, અથવા એવા થવાની હૃદયની જેની ઝંખના છે, તેવા જીવને તો જીવનપથમાં વચ્ચે મળતાં વિઘ્નો વટાવવાની હિંમત, સાહસ, ખંત અને ઉદ્યોગની ભાવના સહજમેળે જન્મી ને તેને વેગ આપ્યાં કરે છે. અને એવા પ્રકાશથી દોરાઇને જ સાધુહૃદય પંથ કાપ્યે જાય છે. નમ્રતા વિનાની કોઇ પણ પ્રકારની સાધના અંધકારમય છે, ને અજ્ઞાનમય છે.

નમ્રતાનો ગુણ કેળવવાને માટે સાધકે પોતાના સ્વભાવના અંતરમાં અનેકવાર જ્ઞાનપૂર્વક ઊતરવું પડશે. ત્યાં એના સ્વભાવના હૃદયમાં અનેક પ્રકારની અહંતાઓ ભરાઇ પડેલી છે. એ અહંતાનાં સ્વરૂપો સ્થૂળથી માંડી સૂક્ષ્મ સુધીના જુદા જુદા પ્રકારનાં હોય છે. અહંતા પોતે જ કદી કદી તો નમ્રતાનું રૂપ ધારણ કરીને પોતાનો વેશપલટો છુપાવી રાખે છે. એની ચાલબાજીની કોને સમજણ પડે? પરંતુ જેને સાધનાના એકધારા પ્રયત્નમાંજ મંડયા રહેવાનું સૂઝી ગયું છે, તેવો જીવ તેમાંથી ઊગરી ગયા વિના રહેતો નથી.

બધી ઇંદ્રિયો ને મન, ને પ્રાણ સમગ્રપણે જ્યારે મૌન સેવે છે ત્યારે જ નમ્રતાનો સાત્ત્વિક ગુણ જીવનમાં સાકાર થાય છે. જીવનવિકાસને યોગ્ય એવી નમ્રતાના સહજ, સતત પરિશીલનથી જીવન આપોઆપ સાધનામય બની જાય છે ને એમ થતાં થતાં કોઇ પરમ ગૂઢ અંતર શકિતના પ્રદેશમાં મન પ્રવેશી ત્યાં પ્રશાંત થાય છે.

---

# વિરૂદ્ધ મતવાદી પ્રત્યે સહિષ્ણુતા

**સાબરમતી, આશ્રમ;**
તા. ૧–૨–'૪૦

બીજાંના ભોગે આપણો કક્કો ખરો કરવાનો પ્રયત્ન આપણે છોડી દેવો જોઇશે. સામાવાળાને નકામો અથવા મૂર્ખ ગણીને એનો મનમાં તિરસ્કાર કરવાનો નથી, પણ એના દષ્ટિબિંદુને સમભાવપૂર્વક સમજવાનો પ્રયત્ન આપણે કરવો ઘટે. આપણા પ્રાણપ્રિય આદર્શોનો કે આદર્શ વ્યક્તિનો કે તેના વિચારોનો કોઇ વિરોધ કરે એ હસતે મોંઢે જોઈ રહેવું એ મુશ્કેલ છે, પણ એમાં જ આધ્યાત્મિક જીવન જીવતા મનુષ્યનું બીજાઓ કરતાં ચઢિયાતાપણું રહેલું છે. 'શું હોવું જોઈએ અને શું છે', એ બે વચ્ચેની વિસંગતિ સામે તે બળવો જગાડતો નથી. તે તો જીવનનો સ્વીકાર કરે છે. એનો અર્થ એવો નથી થતો કે તે વસ્તુસ્થિતિને તાબે થઈ જાય છે. તે કશાને અસહાય થઈને તાબે થઇ જતો હોતો નથી; પણ તે તે પરિસ્થિતિનો યોગ્ય પરિપાક થવા દે છે. તેમ છતાં પાછો તે જેઓ વસ્તુસ્થિતિનો અસ્વીકાર કરે છે, તેમનો પણ હસતે મોંઢે સ્વીકાર કરે છે. જેઓ એક જીવનમાર્ગ વિરુદ્ધ બીજો જીવનમાર્ગ ખડો કરે છે, તેમનાં જેવાં ક્ષોભ કે નિરાશા તેને હોતાં નથી. એટલે એ કશા પ્રત્યે–પરિસ્થિતિ કે વ્યક્તિ–પ્રત્યે અસહિષ્ણુ નથી હોતો. તે તો સામાને પોતાના જેટલો જ પ્રમાણિક અને નિઃસ્વાર્થ માને છે. જે ધર્મ અમુક એક જન પ્રત્યે પક્ષપાત કરનાર ઈશ્વરને માનતો નથી, અથવા જે ધર્મ કોઈ કિન્નાખોર

સંહારક દેવને માનતો નથી, પણ વિશ્વવ્યાપી પ્રેમની ભાવનાને જ માને છે, તે ધર્મ તો આપણી પાસે એવી અપેક્ષા રાખે છે કે કોઇ આપણો વિરોધ કરે, ત્યારે આપણે ધીરજ ન ખોઈ બેસીએ, અને જેમની સાથે આપણને વિરોધ થાય તેના પ્રત્યે પણ આપણે નમ્રતાથી અને આધ્યાત્મિક વૃત્તિથી વર્તીએ. આપણો એ સ્વભાવ જ પડી ગયો છે કે જે કોઇ આપણા મતને ન માનતો હોય એને આપણે વિરોધી કે જુદો માની લઇએ છીએ. અને જે કોઈ આપણા જેવી માન્યતાઓ ન ધરાવતો હોય એને કદાચ મૂર્ખ કે એવો બીજો ગણી કાઢીએ છીએ, અથવા એવો અન્યથા ભાવ રાખવા લલચાઇએ છીએ. કોઇ માણસના અભિપ્રાય અમુક પ્રકારના જ શાથી છે, અને તે દ્વારા તે આપણને શાથી ચીડવે છે, એને સમજવા માટે તે માણસની પૂર્વભૂમિકા, પ્રકૃતિ, શિક્ષણ અને ઐતિહાસિક (સાંસારિક ને વ્યાવહારિક) પરિસ્થિતિ સમજીએ તો બહુ મદદ મળે. સામા માણસનો સ્વભાવ અને દૃષ્ટિ સમજવાથી આપણે એને સમજી શકીએ છીએ, એટલું જ નહીં પણ આપણે એનો 'સમજ—આધાર' આંકી શકીએ છીએ. ગમે તેવા દુષ્ટમાં દુષ્ટ માનવીમાં પણ સારો અંશ રહેલો છે. તે સદ્ અંશનું દર્શન આપણને આમ કરવાથી થઈ શકે છે. પુરાણોમાં રાવણ અને હિરણ્યકશિપુને અનિષ્ટના અવતાર કલ્પેલા છે, છતાં એમને મોક્ષને લાયક ગણ્યા છે; કારણ કે તેઓ વીરત્વની પોતાની સમજ પ્રમાણે જીવન ગાળવા સતત અને વીરતાપૂર્વક પ્રયત્ન કરી રહ્યા હતા. રાવણના પોલાદી પહેરા હેઠળ અને સીતાને કબજે કરવાના અને રામને હરાવવાના એના પ્રબળ

પ્રયત્નોની પાછળ પણ ધબકતું હૃદય અને એક દૃષ્ટિએ જોતાં તો ઉમદા ભાવનાઓ જ દેખાય છે. સીતાના વ્યક્તિત્વ માટે એને અદ્‌ભુત માન હતું. તે રામનો કટ્ટો દુશ્મન હતો, પરંતુ આપણે **તીવ્ર** સ્વભાવનું લક્ષણુ યાદ રાખવું જોઇએ કે ઊંડાં વેર હંમેશ કોઇ ને કોઇ જાતના ઊંડા ઘાને લીધે જ જન્મે છે. પછી ભલે ઘા કરનાર વ્યક્તિ કોઇ બીજી જ હોય. આજના દેશદેશાંતરના વિદ્વેષોનું કે આપણા દેશની વ્યક્તિઓ કે પક્ષો વચ્ચેના વિરોધો ને ઊંડા ભેદોનું પૃથક્કરણ કરીશું તો તેમાં પણ આ 'ઊંડા ઘા અને ઊંડાં વેર'નું સત્ય જણાઇ આવશે. ઘવાયેલો માનવી પછી જોઇ શકતો નથી કે 'ઘા કરનાર કોઈ છે ને હવે હું જેને ઘા કરું છું તે વળી બીજું જ છે," પણ તેથી કંઇ એનામાં બીજા પ્રકારના ઉદાત્ત તત્ત્વોનો નાશ થતો હોતો નથી. બીજી દૃષ્ટિએ એનામાં પણ સ્વાર્થત્યાગ, નીડરતા, વગેરે ગુણોનું દર્શન આપણને એના જ જીવનમાં થઇ શકે છે. આપણે જેને સમજવાની તસ્દી લીધી નથી, એમના કરતાં આપણે ઉચ્ચ છીએ એવા મિથ્યાભિમાનથી ફુલાઇ જવાની વૃત્તિ ઉપર આપણે અંકુશ મૂકવો જોઇએ. જીવનની સર્જન પ્રવૃત્તિ અસંખ્ય રીતે પ્રગટ થાય છે, તે દરેકનું મૂલ્ય અપ્રતિમ હોય છે. કેટલીક વાર આ સર્જનપ્રવૃત્તિ મહા ભયાનક સંહારપ્રવૃત્તિ દ્વારા પણ પ્રગટ થાય છે. ભયાનક ને અનિષ્ટ દેખાતી પ્રવૃત્તિમાં પણ એટલે દરેક જાતની પ્રવૃત્તિમાં ને પ્રકૃતિમાં ઇષ્ટ ને અનિષ્ટ બંને પ્રકારો હોવાના જ. કોઇ પણ કામ કરવાની રીતમાં પણ આવી 'સાચી' અને 'ખોટી' રીતનું સંમિશ્રણ હોય છે.

ઇશ્વરની દુનિયામાં નિર્ભેળ અનિષ્ટ જેવી વસ્તુ જ નથી. જ્યારે આપણને સામાન્ય રીતે અનિષ્ટ ગણાતી વસ્તુનો સામનો કરવાનો આવે, ત્યારે એમાં પણ કશુંક તો સારું છે એમ સમજીને તેનો સામનો જ ન કરવો એ જેમ એક પ્રકારની ભ્રમણા કે અયોગ્યતા છે, તેમ તેનો સામનો કરવામાં તાટસ્થ્ય ગુમાવી કડવાશ ધારણ કરવી એ પણ ભ્રમણાનો બીજો પ્રકાર છે. એવે પ્રસંગે આપણે સ્વીકાર અને સમજણ-પૂર્વકની, જ્ઞાનપૂર્વકની, હૃદયના ઉદાત્ત ભાવયુક્ત સાહસની વૃત્તિ ધારણ કરવી ઘટે છે, સંપૂર્ણ સમભાવ અને પ્રેમજન્ય સમજણથી આપણે જગતનાં અનિષ્ટોનો સ્વીકાર કરવો જોઇએ ને તેનો જરૂર લાગે ત્યાં અને જરૂર પડે તેટલી જ માત્રામાં, સામનો કરવાનો આવે તો તે કરવો જોઈએ. એ કંઈ કોઈના ઉપર આભાર ચઢાવી ઉદારતા બતાવવાનો કે કોઈને ક્ષમા કરવાનો પ્રશ્ન નથી; પણ એ બન્નેથી અતિશય ઉચ્ચ-તર એવી દૈવી ભાવનાનો પ્રશ્ન છે. એવી દિવ્ય ચેતના-શક્તિ તો માણસને જેવો હોય તેવો ને તેવો જ સ્વીકારી લે છે; ને તે નિર્બળ હોય કે સબળ, જગતની દૃષ્ટિએ અનિષ્ટ તત્ત્વોવાળો હોય કે ઇષ્ટ તત્ત્વોવાળો હોય, તો યે તેના ઉપર પ્રેમ રાખે છે, કેમકે જેઓમાં એ દિવ્ય ચૈતન્ય-શક્તિએ વાસ કર્યો હોય છે, તેઓનો પ્રેમ તો સ્વયંભૂ, નિરાલંબ હોય છે. સામાના વર્તન કે વલણ ઉપરથી તેમાં ફેરફાર થતો નથી. આ પ્રેમશક્તિથી જ દુષ્ટમાં દુષ્ટ ચોર લૂંટારાને અથવા છેક જ મામૂલી ગણાતા સાધારણ માનવીને તેઓ સંત બનાવી શક્યા છે તેના અનેક દાખલા ઇતિહાસ પ્રસિદ્ધ છે. આથી જે એવાઓ 'સુંદર પ્રકૃતિ'નો

માણસ પણ જગત જેને પાપ અને ગુન્હો ગણે છે તે કરવા શી રીતે દોરાય છે તે સમજી લે છે, અને પોતાના મનમાં એ લોકોત્તર—જ્ઞાનદૃષ્ટિની—સમજણ અનુસાર પેલા માણસ વિષે ગેડ બેસાડે છે, ને તેથી તેનામાં પેલા પ્રત્યે અન્યથા-ભાવ જાગતો નથી. આવી રીતે જીવનમાં એને જે જે કોઇ મળે છે તે સર્વની સાથે—એક બીજા વચ્ચે ગમે તેટલું વિસંવાદપણું હોય છે તો પણ—એની ભૂમિકા કોઇ નોંખા જ, કોઈ ઑર પ્રકારની, રહે છે. આથી તે બધાને સ્પર્શે છે ખરો, તેમ છતાં નથી સ્પર્શતો એવું એનું માનસ રહે છે.



# આધ્યાત્મિક ક્ષેત્રમાં દોરવણી

કરાંચી;
તા. ૪–૨–'૪૪

પ્રિયભાઈ........,

કોઇ પણ જાતનાં સાધન કે શિક્ષણ કે તાલીમ વિના માનવી કેળવાઈ શકતો નથી. હૃદયમાં રહેલા ગૂઢમાં ગૂઢ આત્માના કોમળમાં કોમળ ને સૂક્ષ્મમાં સૂક્ષ્મ સાદને સાંભળવાની શક્તિ પ્રાપ્ત કરવા માટે ખાસ કોઈ ઘડતરની જરૂર રહે છે જ. જો કોઇ એમ કહે કે માનવી માત્ર જન્મથી જ પોતાના આત્માના અવાજને સાંભળી શકે ને ઓળખીને તેને અનુસરી શકે તો એનો અર્થ તો એમ જ થયો ગણાય કે કેળવણી, અભ્યાસ, સમાગમ, સાધન કે યોગ–એનો કશો અર્થ નથી. પ્રત્યેક ક્ષેત્રમાં માનવી તાલીમ પામીને જ નિષ્ણાત બને છે. પણ આપણા લોકો જે અઘરામાં અઘરો ને મુશ્કેલમાં મુશ્કેલ એવો જે આધ્યાત્મિક વિષય–તેમાંજ તાલીમ પામ્યા વિના કે મેળવ્યા વિના આત્મજ્ઞાનની વાતો કરવા મંડી પડે છે.

'જાણતા હોઇએ ના કૈં જાણવાનો છતાં ધરે
પૂરો દેખાવ,' એ વ્યાધિ માનસિક, જનો તણો.

જો એકે એક ક્ષેત્રમાં તાલીમની જરૂર રહે છે તો આ ક્ષેત્રમાં એનાથી યે કેટકેટલા ગણી તાલીમની જરૂર હોય? આ ક્ષેત્રની સરખામણીમાં તો સ્થૂળ એવા કેળવણી ક્ષેત્રમાં પણ એમ. એ. થતાં ૧૬ વર્ષ થયાં, ને તેમાં જેટલો વખત

અપાતો હતો, તેનાથી ચોથા ભાગનો વખત પણ આમાં ન અપાતો હોય તો ગણિતશાસ્ત્રની દૃષ્ટિએ ગણીએ તો આમાં ૬૪ વર્ષ સુધી રાહ જોવાની રહે. પેલામાં એકના એક અભ્યાસે એક ધારું સતત રહ્યાં કરવાનું બનતું હતું ને one-pointed attention એકાગ્ર, કેંદ્રિત ધ્યાન એમાં અપાતું હતું ને બીજી કશી લુબ્ધા વિનાનો કાળ આપણો રહ્યાં કરતો હતો, તો આમાં પણ આપણે તેવી પરિસ્થિતિ ઉપજાવવાની છે; એ કામમાં એના કરતાં વધારે સમય ને ચેતનાપ્રાણ પરોવ્યાં કરવાનાં છે; ને તે ખંતપૂર્વક, જ્ઞાનપૂર્વક ને ચીવટપૂર્વક, શ્રધ્ધાવિશ્વાસપૂર્વક શરણાગતિની એક માત્ર ભાવનાથી.

આપણે ત્યાં એક એવી માન્યતા ફેલાયેલી છે—પછી તે પશ્ચિમના સંસ્કારને લીધે હોય કે માનવીના અજ્ઞાનને લીધે હોય—કે આત્માનો અવાજ સાંભળવા ને સમજવા દરેક માણસ શક્તિશાળી છે જ, એમાં એવું કશું અઘરું નથી. એની એવી વિકાસશક્યતા (Potentiality) માનવીમાં રહેલી છે, તેટલી વાત સાચી ને માનવીને તેવું માનવું ઘણું સગવડભરેલું લાગે છે, કારણ કે એમાં એક પ્રકારનું કુમળું કુમળું આશ્વાસન રહેલું છે. આજના યુવાનો સ્વાર્થ—વાસના ને બીજી અનેક વૃત્તિઓથી ભરપૂર એવા માનસવાળા હોય છે. એવી વૃત્તિઓના અવાજને, ઉપરના એના એવા ખ્યાલથી પ્રેરાઈને, તેઓ આત્માનો અવાજ માની લે છે. પણ એની એવી સમજણ એની અમુક માન્યતાને આધારે હતી, તેટલા જ કારણસર કંઈ એને કલેશ થવાનો નથી કે ઓછો થશે એવું થોડું છે?

વળી કેટલાંકને એવાં કષ્ટો કે કલેશ ભોગવવાનું આવતાં એવું કહેતાં જાણ્યા છે કે આત્માના અવાજ પ્રમાણે વર્તતાં સંતોને અને મહાત્માઓને અવધિ વિનાનાં દુઃખો સહેવાં પડયાં છે, તેમ તેઓ પોતે પણ વેઠી લે છે; એટલે કે પોતે પણ તેવા જ છે. પણ એ તો એવા મૂર્ખ લોકોની ભ્રમણા જ છે. એવી ભ્રમણા કોઇને કદી આત્માના પ્રદેશમાં લઇ જઇ શકે નહિ. વાસનાનો અવાજ ને આત્માનો અવાજ એ બન્ને નોખા છે.

આજે તો લોકો સ્વતંત્રતામાં માનતા થયા છે. પોતાની વાતમાં કોઇને ડખલગીરી કરવાનો હકક નથી એમ સમજે છે. તેવા માનવી પણ પોતાના બીજા કોઇ પણ કામમાં તે કામના નિષ્ણાત પાસે યોગ્ય સલાહ, મદદ, સૂચના લેવા જશે. એની સલાહ પ્રમાણે વર્તશે પણ ખરા. પણ જો એવાને કોઇ એના જીવનક્ષેત્રની બાબતમાં એવા વિષયનો જાણકાર કદી એને સલાહ આપે કે 'તમારું આવું માનવું ભૂલ ભરેલું છે ને તમારામાં આવી જાતનું છે' તો તે એને ઠીક નહિ લાગે. બધી જ ભૌતિક બાબતમાં તે તે વિષયોના જાણકારની સલાહ લેવામાં તે પૂરું માને છે. માત્ર આમાં તેમ કરવું કોઇને સૂઝતું નથી, ને ઇચ્છા પણ કોઇને થતી નથી. એવું આંધળાપણું બધે પ્રસર્યું છે. આપણો ભણેલો સમાજ છેક પામર બન્યો છે. એ સમાજજીવનના બીજા એકેએક ક્ષેત્રમાં તેના જાણકારની સલાહ પ્રમાણે વર્તવાનો. જો ડૉકટર ઘરમાં કોઈ માંદાની સારવાર માટે જે સૂચના આપી ગયો હોય તેનાથી બીજું કાંઈ પણ કરવાનું ઘરનું કોઈ ઘરડું માણુસ કહે તો આ ભણેલો સમાજ તડૂકી ઊઠશે: 'તમે શું

જાણો ? ડૉકટરે આમ કરવાનું કહ્યું છે.' મકાન ચણવાનું હોય કે મોટી નાત જમાડવાની હોય તો કડિયા કે રસોઇઆની સલાહ પ્રમાણે ચાલવાના; પણ એક આ આધ્યાત્મિક ક્ષેત્રની બાબતમાં મનને તેમ ચાલવાનું ફાવતું નથી, એ આપણી બલિહારી છે. તે બાબતમાં કોઈ યોગ્ય ગુરુનું શરણું લેવું એમાં સમાજને કે ભણેલાને નાનમ લાગે છે. બીજી વિદ્યા મેળવવા માણુસને એની પાછળ શક્તિ ગુમાવવી યોગ્ય લાગે છે. એની પાછળ સઘળો સમય આપવાનું પાલવી શકે છે, જ્યારે માનવીને આ ક્ષેત્રમાં તેમ કરવા જતાં અનેક બહાનાં ઊભાં થાય છે. સંસારમાં માતપિતા, વડિલબંધુ, સગાંવહાલાં,—એમનું શાસન આપણે સ્વીકારીશું, આપણે રાજાનું ગમે તેટલું ના ગમતું હોય, પીડાકારી હોય, તો યે તે શાસન સ્વીકારીશું. જીવનનાં બીજાં ક્ષેત્રમાં, જેમ કે વેપારીને ત્યાં, શીખવા જતાં શેઠનું શાસન સ્વીકારીશું, ત્યાં આપણને ગુલામી લાગતી નથી. પણ ગુરુનું શાસન સ્વીકારતાં આપણને ગુલામી લાગે છે, એવી આજના ભણેલા લોકોની ખૂબી છે. તેમ પહેલાં પહેલાં તો સાધકે દૈવી ને આસુરી એ બે વૃત્તિઓ વચ્ચે ભેદ પારખવો પડશે, એ સમજવો પડશે ને જાણ્યા અનુભવ્યા પછી આસુરી વૃત્તિઓને પારખી પારખીને એને તાબે થવાનું છોડવું પડશે, એટલું જ નહીં પણ દૈવી વૃત્તિઓને કેળવવી પડશે, ખીલવવી પડશે. એના શાસન તળે જ રહેવું પડશે ને? દૈવી સંપત્તિનું સતત પરિશીલન થયાં કરતું હોવાથી એના આધીનપણામાં રહ્યાં કરવાનું સ્વીકારવું જ પડે છે. આમ માનવીને કોઇક ને કોઈકના કહ્યામાં તો રહ્યાં કરવાનું હોય છે; પણ

ગુરુના કહ્યા મુજબ કરવામાં સંપૂર્ણપણે એનાથી રહેવાતું નથી. એ જ મોટી ખાટલે ખોડ છે ને? દુનિયામાં જે તે કંઈ, આપણે કોઈની મદદ લઇને જ શીખતા હોઇએ છીએ. ત્યાં ખુશીથી એની મદદ લેવામાં માનવીને કશું લાગતું નથી. ગુરુની મહત્તા સ્વીકાર્યા વિનાની તાલીમ સર્વ કંઇ નકામી છે. એક જ વાતમાં કંઈ કરવાનું હોય છે તે જ હકીકત ગમે તે કોઈ કહેશે તો આપણે નથી કરતા, પણ જેના પર આપણને ખૂબ શ્રદ્ધા, વિશ્વાસ હોય છે, અથવા જેને વિષે આપણને ખૂબ ખૂબ પ્રેમ, આદરભાવ, હોય છે તે કહે છે તો તે આપણે તુરત કરીએ છીએ. તેમ ગુરુના વચન માત્ર કહ્યેથી આચરણમાં ઊતરી શકવાનાં નથી. એને આચરણમાં મુકાવનાર, ઊંડા ઉતારનાર, એનું પ્રેરણાત્મક બળ એનામાંથી લેવાની કળા પણ સાધકે શીખવી પડશે. તે કેમ શીખાય તે પણ એક કોયડો જ છે ને?



# એક પત્ર

સાબરમતી, આશ્રમ;
તા. ૭–૫–'૪૫

પ્રિય ભાઇ,

ક્યાંયે પ્રભુ ભાવ વિનાનું કોઈ ક્ષેત્ર નથી, જેમાં તેમાં હૈયામાં પ્રભુને ચિંતવીને પ્રવેશવું ઘટે. ક્ષેત્ર ગમે તે હો પરંતુ તે બાંધનારું ના ગણો. તે ક્ષેત્ર વિષે સારાખોટા તણો ખ્યાલ મનમાં આવવા ના દેશો. 'ખોટું હોય છતાં આપણે એની સાથે શી નિસ્બત!' એવો ખ્યાલ રાખી આપણે તેમાં દિલથી પરોવાવું નહિ. જે કૈં જીવનમાં "ખોટું" દેખા દે છે તે પણ એમનું એમ આવતું નથી. તેમાં ય કંઈક હેતુ હોય છે. તેવી વેળાએ તે તે બધામાં જેને હેતુનું જ્ઞાન સ્ફુરે છે,–જાગે છે, તેવાને તેના જીવનમાં આવેલા તે 'ખોટા'માંથી પણ સત્યનો બોધ થયાં કરતો હોય છે. ખોટું એકલું ખોટું હોતું નથી પરંતુ તેમાં ય સારું જરૂર રહેલું હોય છે. તેથી કોઇના પણ કર્મને તે દષ્ટિએ હૃદયમાં જોવું. જ્યાં તમે મુકાયેલા હો ત્યાં જીવનનું વહેણ ફેરવાવા તે ખરો પ્રસંગ મળેલો છે એમ જાણવું. જે તે બધું પ્રભુના ભાવથી નર્યું ભરેલું છે. તેથી તે રીતે પ્રેરાઇને સર્વ કર્તવ્યમાં તેમ વર્તવાનો અભ્યાસ કેળવવો. પ્રભુ નઠારાને જરૂર દંડ આપે છે ને સારાનો બદલો પણ પ્રભુ પૂરો આપે છે. જે સ્થિતિમાં તમે હો એનો ધર્મ પૂરો ઓળખવો. તે સ્થિતિને યોગ્ય કર્તવ્ય પોતાનું જાણીને તે કર્યાં જવું. એના વિના બીજી સેવા જે કોઇ ખોળવા મથે, તેવા

જો ભ્રમણામાં પડે છે ને નકામા અટવાય છે. સેવાનો પ્રસંગ જીવનમાં આપણે જ્યાં ઊભા છીએ, ત્યાં ત્યાં સાંપડયા જ કરે છે, એવી રીતે જે કોઇ સેવા કરવાનું રાખશે તે જરૂર તરશે. એવી સેવામાં પણ પ્રભુનો ભાવ ધરીને પોતાના કલ્યાણાર્થે ત્યાં તે સેવા કરવાની છે. નહિતર તે સેવા, સારું સાત્ત્વિક કામ હોય તો પણ બંધનકર્તા નીવડશે, કારણ કે તેમાં આપણે ગુણથી જ પ્રેરાયેલાં રહ્યાં કરીશું. 'સારું' કે 'નરસુ'' એવા સૌ વિચારો સાધકે છોડતા રહેવું જ; અને જ્ઞાન, પ્રેમ ભક્તિથી તેમાં તેમાં પ્રભુભાવ દઢાવવાનું હૃદયથી કરવું. 'સારું' ને 'નરસું' જગતમાં તો સદા ય રહેવાનું જ છે. તો જો આપણે જેમાં ને તેમાં પ્રભુનો ભાવ હૃદયથી કેળવ્યાં કરીશું તો જ તેમાં તેમાંથી પાર થઇ શકવાના છીએ. ભલે કર્મસંબંધથી આપણે ખોટા ગણાતા કર્મમાં પડેલા હોઈએ, છતાં તે ખોટું ના ગણવું. કિંતુ ખોટું ખોટાનો ભાગ ને ભાવ ન ભજવી જાય એનો પૂરેપૂરો જીવતો જાગતો ખ્યાલ હૃદયથી આપણે રાખવાનો છે. એવી રીતે જે **જીવ** સારા કે નરસા વિષે ચેતનભાવે ચેતતો રહે છે, એવા **જીવને** સારું કે નરસું કોઇ રીતે બાંધી શકશે નહીં. માનવી **જીવને** દ્વંદ્વ તો આવતાં–જાગતાં–રહેવાનાં જ. દ્વંદ્વની વૃત્તિ જ્ઞાનથી, સમજથી, ઓળંગવાને સદા આપણે મથ્યાં કરવું જોઈશે. કોઇપણ કર્તવ્યમાં તેના ધર્મનું પૂરેપૂરું ઊંડું ભાન જ્ઞાન જાગેલું હોવું જોઇશે. કર્મનાં ત્રણ ધર્મ છે. સ્થૂળ, સૂક્ષ્મ ને દિવ્ય. પ્રત્યેક કર્મ કરતી પળે તે કર્મને કરતાં કરતાં અંતરમાં તે ત્રણે ય ધર્મના હેતુનો જ્ઞાનપૂર્વકનો સુમેળ સાધકે સાધવાનો છે. જેમ જેમ હૃદયથી હૃદયમાં

પ્રભુભાવ ઊંડો ઊંડો ઊતરતો જશે, ને જેમ જેમ તે વિસ્તાર પામતો જશે, તેમ તેમ ત્રણે ભાવ પ્રત્યક્ષ આપમેળે તે તે વેળા આપણાથી થતાં કર્મમાં જન્મ્યાં કરશે જ. તેવું હકીકતપણે થયેલું આપણું હોય નહીં, ત્યાં સુધી તો સાત્ત્વિક શુદ્ધ બુદ્ધિનો તેવો અભ્યાસ પ્રત્યેક થતાં કર્મમાં આપણે જીવતો જાગતો કેળવવાનો છે. કોઇ આપણું ખોટું કરી જવા સમર્થ નથી. જે તે કંઇ બને છે, તે આપણાં જ કર્મથી બને છે. બુદ્ધિ બધી વાપરી હોય, સાવચેતી પૂરેપૂરી રાખી હોય, છતાં કોઇ છેતરી જાય તો ત્યાં ઉદ્વેગ ધરવો નહીં. પોતાનાથી બનતું જે તે સૌ યોગ્ય કરેલું હોય તો એટલાથી હૃદયમાં સંતોષ માનવો. બુદ્ધિનો પૂરેપૂરો યોગ્ય, કુશળ, ઉપયોગ કરેલો હોય ને તે તે કર્મને યોગ્ય એવી સમગ્રપણે સાવચેતી પણ રાખી હોય છતાં કોઇ આપણને છેતરી જાય તે વેળાએ કોઇ બીજું છેતરી ગયું છે એમ માનવું નહીં. કર્મની સર્વપ્રકારની કુશળતા જ્ઞાનપૂર્વકની જાળવી હોય તેમ છતાં કર્મનું પરિણામ યોગ્ય ન નીપજે તો આપણે ધીરજ ધારવી. અમુક જ પરિણામ નીપજવું જોઈએ, એવી મડાગાંઠ ન હોવી ઘટે. ઉપર કહ્યો તેવો પ્રસંગ બને તો તેનું કોઇ નિમિત્ત કારણ હોવું ઘટે. શેરથી સવાશેર સૌ કોઈને માથે રહેલ છે. ગમે તેમ કરો તો ય ક્યાંક તો પાછું પડાશે જ. આપણું પોતાનું જોવાનું આપણે સદા યે રાખવું. કર્મમાં તેના સમગ્ર કૌશલ્યનું જીવતું ભાન પણ રાખવું. પરંતુ એવું ભાન પૂરેપૂરું રાખ્યું હોવા છતાં યોગ્ય ન બનતાં આપણા જીવનની કોઈ મડાગાંઠને તોડવા જ એવો પ્રસંગ બન્યો છે, એવું જ્ઞાન વિજળીના ઝબકારાની

પેઠે જે **જીવને** હૃદયમાં જાગી જાય છે તે **જીવ** તેવા કર્મથી કૃતાર્થ થઈ જાય છે. અને તેને તેવાં કર્મમાં પ્રભુનો પ્રત્યક્ષ હાથ છે, એવો અનુભવ પણ થાય છે. જે કોઇ **જીવ** પોતાના જીવનમાં સ્થૂળ અને સૂક્ષ્મ એવા બે પ્રવાહો—**જીવ** સ્વભાવના અને શિવ થવાપણાના—જોવાનું હૃદયથી કર્યા કરે છે, એવાને કોક દિવસ તો પ્રભુનો ભાવ જીવનમાં વરવાનો જ છે. જે રીતે પોતાના જીવનનું ધ્યેય સધાય તે રીત ધાર્યા કરીને જ્યાં જ્યાં મુશ્કેલી હોય, ત્યાં ત્યાં સમગ્રપણે, સળંગતાથી, યોગ્ય જ્ઞાનપૂર્વકનું ભાન રાખીને સાધકે વર્તવાનું છે. મનમાં ખળભળાટ થવા દીધા વિના—ડહોળાયા વિના—જ્યાં મુકાયેલાં હોઇએ તે પરિસ્થિતિનો ધર્મ પૂરેપૂરો યોગ્ય રીતે ઉકેલવો ઘટે. પોતાની જ રીત પ્રમાણે જે તે બધું સુતરું વહ્યાં કરવાનું નથી, અથવા વહ્યાં કરતું હોતું નથી. તેથી ધીરજ, શાંતિ, સમતા, પ્રસન્નતા આદિ ગુમાવવાં નહીં. વહેતા ઝરણા સમી જેમાં તેમાં હૃદયમાં પ્રસન્નતા પૂરેપૂરી રાખીને જગતમાં આપણે વર્તવાનું છે. અનેક જાતના કર્મ—પ્રારબ્ધ સંસ્કાર હશે તેવી જ રીતે આપણાથી તેવા તેવા જીવન પ્રસંગોમાં પ્રવેશવાનું બન્યાં કરશે. તેવા તેવા પ્રસંગમાં તે તે કર્મ આપણને તેમની તેમની રીતે જ વર્તાવવા મથાવ્યાં કરશે; કિંતુ તે વેળા જે **જીવ** હૃદયથી જાગૃતિપૂર્વક ચેતીને ચાલે છે, તેવો જ **જીવ** ત્યાં જીવ્યાં કરે છે. જે જે પરિસ્થિતિમાં આપણે હોઇએ તેવાં કર્મ તો ઊભાં થવાનાં જ. તેમાં એટલે તે તે કર્મમાં જો હૃદયમાં હૃદયથી પ્રભુભાવ દઢાવવાનું જ્ઞાનભક્તિપૂર્વકનું જીવતું ભાન રાખીશું નહીં, તો તે તે કર્મ આપણને જરૂર બંધનરૂપ જ થવાનાં છે. ને નવું

પ્રારબ્ધ એ રીતે વળી પાછું ઊભું થતું રહેશે જ. પરિસ્થિતિમાં કર્મ કર્યાં વિના તો કોઈને ચાલશે નહીં. તેથી મળેલાં કર્મમાં જો કર્મનો સ્થૂળ જ ભાવ રહ્યાં કર્યો તો તેવાં થતાં જતાં કર્મથી જીવનવિકાસ થવાનો નથી; ઊલટું જીવન રૂંધાવાનું છે. તેથી સાધકે તો પ્રત્યેક થતાં જતાં કર્મમાં, તે તે પળે, આદિ, મધ્ય ને અંતમાં, પ્રભુનો ભાવ દઢાવી દઢાવીને હૃદયની જાગૃતિ સાથે, પ્રભુ ચેતનાથી, પ્રવેશવાનું છે. **કર્મને કર્મની રીતે કરવાનું નથી, પણ કર્મ એ તો ભાવવિકાસ કાજેની મળેલી ઉત્તમ તક છે** એવા જ્ઞાનપૂર્વકના વિચાર સાથે કર્મને સાધકે આચરવાનાં છે. એ પ્રમાણે કર્મને કરવાથી કશા દોષો નડતા નથી, ભલેને દુન્યવી રીતે, સ્થૂળપણે, તેમાં દોષો જણાય; છતાં આપણે ત્યાં ગભરાવાનું રાખવું નહીં. પ્રત્યેક થતાં કર્મમાં હૃદયથી આપણાથી રખાતા ભાવ વિષેની જો આપણને પૂરેપૂરી ખાત્રી જાગી ગઈ હોય, તો તે વેળા કોઇપણ પ્રકારની શાખડગ જાગવાનો સંભવ રહેતો નથી. કર્મને કરતી પળે તે તે કર્મ કરીએ છીએ એવું ભાન સાધકને ન હોવું ઘટે; પરંતુ તે તે થતાં જતાં કર્મમાં જીવનનો પ્રત્યક્ષપણે વિકાસ સાધી રહેલા છીએ એવું હકીકતપણાનું ભાન જે **જીવને** રહે છે તેવો **જીવ** કર્મની મર્યાદા વટાવીને, કર્મ કરતો હોવા છતાં, કર્મની પાર જઇ શકે છે. સંસારી લોક એવાને કર્મ કરતો દેખે, ત્યારે એને માત્ર કર્મનાં માપધોરણથી જોતાં હોય છે, ને માત્ર કર્મના સ્થૂળપણાથી તેને માપે છે. તેમને કાજે તે તે બધું ભલે યોગ્ય હોય. પણ જે **જીવે** જીવનનો વિકાસ સાધવાની હૃદયમાં તમન્ના સેવી છે, એવા **જીવની**

દૃષ્ટિ, વૃત્તિ ને વલણ તેવાં ન હોવાં ઘટે. તેની દૃષ્ટિ તો લોકોત્તર હોવી ઘટે. કર્મનાં અનેક પાસાં છે. અને સમગ્રપણે કર્મનાં અનેક પ્રકારનાં પાસાંને તોલવાની જ્ઞાનપૂર્વકની કળા જ્યાં લગી સાંપડેલી ન હોય, ત્યાં લગી કોઇ કર્મનો તુલનાત્મક, તટસ્થતાપૂર્વકનો યોગ્ય ખ્યાલ કોઇનામાં પણ જાગી શકતો નથી. તેથી સાધકે તો એકમાત્ર પોતાનામાં જ એકાગ્ર ને કેંદ્રિત રહ્યાં કરીને પોતાને મળ્યાં જતાં પ્રત્યેક કર્મમાં પ્રભુનો ભાવ કેમ કરીને રહ્યાં કરે એની જ જીવતી વેતરણમાં પોતે રહે એ જ એને કાજે શ્રેયસ્કર છે.

---

# શરીરની અખંડતા

કરાંચી;
તા. ૪-૧૨-'૪૦

માનવીને સાધારણ રીતે પોતે જેમાં ન સમજતો હોય તેમાં પણ અભિપ્રાય બાંધી દેવાની ને તેને વળગી રહેવાની ટેવ હોય છે. આપણી સાધક અવસ્થામાં પણ આ કારણસર શરીરની અખંડતા વિષે કંઇ કંઈ ખ્યાલો ઘર કરી બેઠેલા હોય છે. પણ એમાં આપણી પ્રગતિ થતાં બીજી બાબતની માફક શરીરની પૂર્ણતા વિષેના આપણા ખ્યાલો પણ જેમ જેમ અનુભવ થતા જશે તેમ તેમ બદલાતા જશે. જેમ કોઇ અયોગ્ય વાતાવરણમાં જતાં મન તેવું કળી શકે છે, તેમ શરીર પણ કેટલેક ઠેકાણેથી પાછું પડે છે. વળી કેટલાકને તેવા વાતાવરણનો ખોરાક પણ ચાખ્યા વિના જ અયોગ્ય અને અકારો લાગે છે. વળી કોઇ કોઇ સ્થળે બેસતાં જ શરીરથી વાતાવરણના ધ્વનિની પકડ આવી જાય છે. જેમ કીડીની સૂંઘવાની ઇંદ્રિય (ગળપણની બાબતમાં) ઘણી તીવ્ર હોય છે, ઘણે દૂરથી તે સાકરનું ગળપણ પારખી શકે છે, બળદ કે બીજાં પ્રાણીઓને વાઘ, સિંહની ગંધ ઘણે જ દૂરથી આવી શકે છે, એવા બીજા અનેક દાખલાઓ છે; તેવું આપણા શરીરનું આપોઆપ બનતું જવું આપણે અનુભવી શકીશું. શરીર મૃત્યુના હજારો ઘા સહન કરી શકે છતાં ઊભું રહી શકે છે એવો અનુભવ પણ ત્યારે થાય છે. પરંતુ પ્રભુનું યંત્ર થયા પછી શરીરને ટકાવી રાખવાનું મમત્વ કોઇ પણ આત્માને રહેતું નથી. તેની દ્વારા જે કંઈ કાર્ય કરવાનું

હશે તે કાર્ય પૂરું થતાં સુધી તેનું શરીર ટકવાનું જ છે, એવો તેને દૃઢ આત્મવિશ્વાસ હોય છે જ. પ્રભુના નિર્ણયથી સ્વતંત્ર નિર્ણય એવા આત્માઓને હોતો જ નથી. એની મરજી પર જ એ બધું રાખ્યાં કરે છે. **શરીર હોય કે ન હોય, પરંતુ પ્રભુનું કાર્ય ક્યાંય અટકી પડવાનું નથી.** હજારોવાર મૃત્યુને હઠાવીને શરીરને ટકાવી રાખી પ્રભુ કર્તવ્ય કર્યાં કરવાનું છે, એવું આત્મજ્ઞાન જેને પ્રાપ્ત થયેલું છે, તેવો તે શરીરનો સ્વામી થઈ જ ચૂકેલો હોય છે. જે સાક્ષાત્ ભગવાનની ભાવના–સૃષ્ટિમાં લય પામતો હોવા છતાં આવી પડેલા કર્તવ્યમાં પણ તેજ ભાવે રહ્યાં કરતો હોય છે, તેવાને મન અને શરીર પરનો કાબુ આપોઆપ રહેલો હોય છે. શરીરની પૂર્ણતાની સ્થિતિમાં પણ તે જ્યાં કોઇ જીવાત્માના નિમિત્તનું કારણ બને ત્યાં ત્યાં તેનાં કર્મના ફળમાં પણ તે ભાગ લેતો હોય છે. પ્રેમ તત્ત્વ જ એવું છે કે બે વચ્ચે અભેદ કરાવે છે. જ્યાં સહેજ પણ ભેદ છે, ત્યાં તેટલે અંશે પ્રેમ નથી. એટલે પોતે જે સ્થિતિમાં હોય તે સ્થિતિમાં પેલાને લાવવા માટે પ્રેમ આકર્ષ્યાં જ કરવાનો. એવા પ્રેમમાં પ્રેમભાવે નર્યું સહન કરવાનું છે, પણ તેથી તેવાની આનંદ ભૂમિકામાં ફેર પડતો નથી, કેમકે એ બધું તે **પ્રેમભાવે** સહન કરતો હોય છે. એવાને તો એ ‘ તપ ’ એટલે માનસિક ત્રાસ કે, કષ્ટ નથી, પણ તપનો અર્થ જ એવાને માટે ‘ **आनंद** ’ થાય છે–જે સુખદુઃખથી પર હોય છે. એવું સહન કરવામાં શરીરની પૂર્ણતાની સ્થિતિમાં તેના એકે એક રોમમાંથી તે પસાર થઇને ચાલ્યું જાય છે. માત્ર મનમાંથી જ નહિ પણ શરીરના પ્રત્યેક કરણમાંથી તે પસાર

થતું હોય છે. આપણે જાણીએ છીએ કે સંસારી મા બાળકનું ઘણું સહન કરે છે; પરંતુ તેમાં જ્ઞાનભાવ નથી. તેવી રીતે સાધકનું એવો આત્મા સૂક્ષ્મભાવે ભોગવતો હોય છે, કારણ કે તે પોતે તો તેવા સાધકના જીવનઅર્થે, પોતે નોંખો રહેલો હોવા છતાં, પાછો સાધકનામાં તાદાત્મ્ય-ભાવે વહ્યાં કરતો હોવાથી અને તેના જીવન સાથે પ્રેમભાવે રહ્યાં કરતો હોવાથી તેનો પ્રેમભાવ તેના તે તે બધાનામાં ભાગ લેવરાવવાનું તેને બનાવ્યાં કરે છે, જો કે આમ સતત એકધારું બન્યાં કરતું હોતું નથી. ભલેને સાધક એવો પ્રેમ ન રાખતો હોય પરંતુ પેલાનો પ્રેમ તો સાચો હોય છે, એટલે એને એનું એવું એવું ભોગવવાનું આવ્યાં જ કરે છે. એનું જ નામ અભેદ છે વળી પોતાનું શરીર સહન કરે છે એવું તે વારે વારે બતાવતો પણ નથી. એની જરૂર પણ નથી. પણ પ્રેમ જ્યાં હોય ત્યાં એવી આપલે થયાં જ કરવાની. એટલે એવા મુક્તાત્મા સંતપુરુષ સાથે આપણે પ્રેમભાવે જેટલા અભેદ બની શકીએ તેટલા પ્રમાણમાં તેના તત્ત્વ સાથે પણ આપણે અભેદ બનતા જવાના. એવો સંતાત્મા જે જે જીવોના સંબંધમાં આવવાનો તેમનું તેમનું તે ભોગવ્યા વિના રહી શકતો નથી. એટલે તેનું શરીર દર્દ કે રોગનું ભોગ ન જ થઇ પડે એમ ન કહી શકાય. પૂર્ણતામાં એની બાહ્ય અસર કે બાહ્ય દેખાવ ભલે ન દેખાય. અને એના શરીરનું ભોગવવાપણું પણ ખૂબ સૂક્ષ્મ પ્રકારનું થઈ જાય ત્યારે શરીરના રોગ કે એવી બીજી રીતે એનો પ્રેમ વ્યકત ન થતાં, એનું સહન કરવાનું પણ એ રીતે વ્યકત ન થતાં, તેની વ્યકત થવાની કળા કોઇ

ન્યારી જ હશે એમ સમજાય છે. સર્વના જીવન સાથે સંકળાયેલો હોવા છતાં તે પોતે તદ્દન સ્વતંત્ર અને નોંખો હોય એમ જરૂર બની શકે. પરંતુ તેવો સંતાત્મા ભગવાનની ધારણાથી જુદી રીતે કે બીજી રીતે પોતાનું શરીર ટકાવી રાખવાનું કદી પણ મમત્વ રાખશે નહિ. એક પ્રયોગ તરીકે અથવા તો વૈજ્ઞાનિક શોધખોળ Researchની દૃષ્ટિએ શરીરનું ટકાવી રાખવું સંભવિત છે. એવું જ્ઞાન અને તેની સાધના હિંદમાં પહેલાં થયેલી છે. અત્યારે તે નાશ પામેલી છે. તેને એક વિદ્યા તરીકે સજીવન કરવી ને તેની સાધના જગતમાં જે કોઈ તેવી ઉત્કટ ઈચ્છા ધરાવતા હોય, તે સૌને સરળ થઇ પડે તે માટે અસ્તિત્વમાં આણવી એ એક જુદો જ પ્રશ્ન છે.

અત્યારે હિંદમાં આધ્યાત્મિક શાસ્ત્ર પણ મૃતપ્રાય દશામાં છે. તેથી આવી બધી બાબતોમાં ઘણાને યોગ્ય ઉકેલ મળતો નથી. શરીર ટકાવી રાખીને કામ તો ભગવાનનું જ કરવાનું છે ને? આપણી સ્વતંત્ર, એટલે કે શ્રી ભગવાનથી જુદી, મરજી આત્મા ત્યારે ધરાવતો હશે કે નહિ તે પણ વિચારવા જેવું છે.

આપણે જ્યાં ત્યાંથી સમજવાનું જરૂર રાખીએ પણ જે આધ્યાત્મિક ઉચ્ચ કક્ષાની વાત હોય એના વિષે અત્યારથી આપણે કશા ય ખ્યાલો બાંધી ન લઇએ. આપણા એવા એવા ખ્યાલો હકીકતથી વેગળા હોવાનો પૂરો સંભવ છે, પણ એવા ખ્યાલો જો બાંધ્યા તો એ મડાગાંઠ તૂટવી પછી અઘરી થઇ પડે છે. એટલે આપણે તો આપણો

આદર્શ જીવનમાં ઊંચામાં ઊંચો રાખવો. ત્યાંથી આપણી મીટ ખસેડવી નહિ અને જે માર્ગ લીધો છે તે માર્ગમાં જ કેમ ખૂંપ્યા જવાય, એ તરફ આપણું લક્ષ કેંદ્રિત થાય છે કે નહિ તે જોવું. તે માર્ગમાં એકરત થવાતાં થવાતાં નવું ને નવું આપણને સમજાયાં જવાનું છે, ને અંતરમાંથી ઊગ્યાં કરવાનું છે. તે હકીકતના તથા અનુભવના આધારે આપણને એવી એવી બધી બાબતોમાં સમાધાન થતું રહેવાનું જ છે. આ કારણસર આપણે કશા ખ્યાલો બાંધી દેવાના નથી. તેમ છતાં પાછું કોઈ પણ પ્રકારે બુદ્ધિને બળે બળે દાબી દેવાની પણ નથી. બુદ્ધિ એમ દાબી દેવાય એમ નથી. એ તો વારેવારે કંઇ ને કંઈ ગતકડાં કર્યાં કરશે એટલે એને પણ શકય તેટલું સમાધાન થાય તે પણ આપણે જોવાનું છે.

ઉપર જણાવ્યું તેમ એવો કોઇ ઉચ્ચાત્મા તેની કોઇ પણ દશામાં બીજા **જીવો**નું કંઈ ભોગવે તો તેથી પેલા સામા **જીવ**નું બધું કર્મ બંધ થઇ જાય છે એવું નથી હોતું. પરંતુ તે તે **જીવ**માં કર્મ કરતાં ને ભોગવતાંની સ્થિતિમાં એક પ્રકારનું હળવાપણું જન્મે છે અને તે કર્મમાં–મધમાં માખી ડૂબી જઇ આખરે તેમાંજ તે મૃત્યુ પામે છે તેમ–પેલા **જીવ**નું થતું નથી. જો સામો **જીવ** તેથી એમ માને કે મારે હવે કશું કરવાપણું કે ભોગવવાપણું રહ્યું જ નથી, તો તેને અજ્ઞાનમાં કુટાયાં કરવું પડશે. એથી ઊલટું તેવા સાધકે તો પોતાના કર્મની જ્ઞાનભક્તિપૂર્વકની સાત્ત્વિકતા વધારવાને જ હૃદયથી જિજ્ઞાસુ રહેવાનું છે.

આ બાબતમાં મને જે કંઇ આવ્યું તે લખ્યું છે.

---

# જનેતાને અંજલિ

બનારસ;
તા. ૬-૩-'૪૪

મંદાક્રાન્તા

જે માતાએ નિજ ઉદરમાં ભાર સેવ્યાં કરીને
કષ્ટો વેઠી નવ જીવનનો આપિયો જન્મ વિશ્વે;
એ માતાને જીવન મહિં મેં કૈં ન સંતોષ દીધો,
ને આઘાતો વળી ઉપરથી કૈંક આપ્યા કરેલા.

શિખરિણી - મંદાક્રાન્તા

છતાં જેણે મારી પર હૃદયમાં ના અસંતોષ આણ્યો,
ગણી વ્હાલો હૈયે સગવડ મને દીધી શી માર્ગ પ્રત્યે;
ઘણું વેઠ્યું પોતે જગત-જનની-શી ટીકા તેં સહી મા!
અમોને તેં તો મા! કદી નથી દીધું આવવા એવું કૈં મા!

તને પૈસે પૂરી સુખી નવ કરી, તારી મા પૂરી આશા
ફળાવી એકે ના કદી પણ શક્યા-શું અમે પુત્ર પાક્યા!
રહ્યો'તો મારામાં મુજ જીવનની ધૂનમાં મસ્ત હું ને
જરા યે આપ્યું ના તુજ પર કદી ધ્યાન મેં કોઈ વાતે.

તને ઓછું આવે ત્યમ જગતમાં વર્તવાનું બન્યું 'તું,
છતાં યે તેં માડી! અમ શિર પરે હાથ રાખ્યો કૃપાળુ;
સહી લીધું જાતે પણ દુભવવા ના દીધાં તેં અમોને,
કઈ રીતે તારું ઋણ પતવવું ના સૂઝે મૂર્ખને તે.

હતા આશીર્વાદો તુજ અમ પરે પામિયા તેથી લ્હાણ,
જોઈએ આજે જે કૈં અમી નજરનું તે પરિણામ સ્પષ્ટ;
અમોને આપીને તુજ જીવનથી માનવી જન્મ રૂડો
ગણાવું શા તારા અમ પર બધા જીવને ઉપકારો.

કઈ રીતે ભૂલું જનનિ, તુજને! પ્રેમ-કલ્યાણ વાળું
મને તો લાગે છે તુજ બિરદ મા! શ્રેયને આપનારું;
જતાં તેં ના વાર્યો ધરી મુજ કને તારી મુશ્કેલીઓને
પછી મૂંગે મ્હોંઢે સહન કરવું જાણ્યું મા! માત્ર શું તેં?

ગરીબીમાં કેવી તુજ જીવન મા! આખુંયે ગાળ્યું તો યે
ન બૂમો પાડી કે અવર સમીપે રોદણાં ના રડયાં તેં;
થતી જ્યારે દુઃખી અતિશય મને× ને અસંતોષ સાલ્યે
બખાળા કાઢયા છે અમ વિષયમાં, શો છતાં પ્રેમ હૈયે!

શકું જો સંતોષી મુજ જીવનથી હું તને માડી પૂરું,
શકું જો દીપાવી મુજ જીવનથી નામ તારું મધુરું;
શકું જો ફેલાવી જીવન સુરભી એક તારી કૃપાએ,
જીવ્યું મારું તો હું સફળ ગણું ને શો કૃતાર્થી થવાયે!

કૃપાદષ્ટિ તારી અમ પર સદા રાખતી માડી! રે'જે,
અમોને પ્રેરાવ્યાં જીવન કરજે શ્રેયને માર્ગ ખંતે;
જતાં ઊંધું ક્યાંયે વલણ, અમને વાળજે માર્ગ સીધે,
અમારામાં તારું જીવન પૂરતું ખીલજો ભાવમાં તે!

× મનમાં

---

**વહાલાં સ્વજનોને :-**

હિરાપટ્ટી, પ્રેમકુંજ;
ભાદરવા વદ ચોથ, મંગળવાર
તા. ૬–૯–'૪૧

આજે મારા શરીરનો જન્મદિન છે. એ અંગે તમારાં બધાંનું પુણ્ય પ્રેમસ્મરણ કરું છું. ભગવાનની કૃપાથી, અને વહાલાંઓના પ્રેમભર્યા આશીર્વાદથી ભગવાન મને સત્યપંથે દૃઢ રાખે અને ઉત્તરોત્તર દૃઢ કરાવે એ જ માગું છું. વહાલાં-ઓનો પ્રેમ એ મારે મન એક ભારે શક્તિ છે. તેથી જ મને નીચેની લીટીઓ સૂઝી છે તે લખું છું :–

પ્રભુની વ્હાલાંઓ પ્રતિપળ જગે પ્રેમની દિવ્યમૂર્તિ.
પ્રભુની વ્હાલાંઓ પળપળ હૃદે ભાવની ઊર્મિશક્તિ;
પ્રભુની વ્હાલાંઓ હૃદય જગવે પ્રેરણાઓ અનેરી,
પ્રભુની વ્હાલાંઓ અમ ઉર રહો આત્મની દિવ્ય જ્યોતિ.

એટલે હંમેશાં મેં જેને મારાં સ્વજનો માન્યાં છે, તેની નિકટવર્તીને રહેવાનો પ્રમાણિકપણે પ્રયાસ કર્યો છે. બની છે તેટલી પ્રેમભાવનાની ઊર્મિ તેમના તરફ મેં રાખ્યાં કરી છે, અથવા ભગવાને કૃપા કરીને રખાવી છે, એમ લખું અથવા કહું તો તે જ વધુ યોગ્ય ગણાશે. ને એથી કરીને ઉત્તરોત્તર ભગવાને જીવનમાં વિકાસ કરાવ્યો છે. મારે તો કશું ખોવાપણું ન હતું. મારે તો જે કંઇ આપવાપણું હતું તે આપતો રહ્યો છું. ગરીબની પાસે પ્રેમ–વહાલ વિના બીજું શું હોઈ શકે ? ગરીબની તો એ મોટામાં મોટી, અણમોલ, મૂડી છે. એ મૂડી પર તો એનું જીવન નિર્ભર રહ્યાં કરે છે.

પ્રેમની એ અમોઘ દિવ્ય શક્તિનું માપ જ્યારે એના હૃદયમાં જાગે છે, ત્યારે એ પ્રેમ જ એની એક મોટી શક્તિ થઈ પડે છે. એ શક્તિની આગળ બીજી બધી શક્તિઓ કંઈ ખપની નથી, એવો એને જીવનમાં સ્પષ્ટ અનુભવ થાય છે. આ શરીરના આજના જન્મ દિવસને ટાંકણે મારા હૃદયનો એવો પ્રેમ તમારા ચરણમાં માથું મૂકીને તમારા આશીર્વાદ માંગે છે. પ્રભુ મને જ્યાં રાખે ત્યાં (જ્યાં હોઉં ત્યાં) તમારા હૃદયનો નિર્મળ પ્રેમનો પ્રવાહ મારા પ્રત્યે સદા ય વહ્યાં કરે એવી હૃદયથી માંગણી કરું છું. પોતાનાં છોકરાંઓ ઉપર જે પ્રેમ હોય તેના કરતાં યે વધારે ઉત્કટ ભાવના-ભર્યો શુદ્ધ પ્રેમ મારે તો ખપે. પોતાનાં છોકરાં પરત્વેનો આપણો પ્રેમ, એ શુદ્ધ નિઃસ્વાર્થ ભાવનાનો ન હોવાથી તેમાં જોઇતાં પૂરતાં જોશ અને પ્રાણ યોગ્ય પ્રકારનાં હોતાં નથી. મારી નજરે તેવો પ્રેમ સતેજ નથી, જીવતો નથી, બલ્કે કમજોર છે એવું મને નમ્રપણે જણાયું છે. આપણાં બધાંના પોતાનાં છોકરાંઓ ઉપરના પ્રેમમાં Sense of Possession-ની વૃત્તિ, (**जीव** સ્વભાવની તેમના પરત્વેની મમતાની રાગાત્મક લાગણી) તથા બીજી લાલસાની વૃત્તિઓ સેળભેળ ભરેલી રહે છે. એટલે જે પ્રેમ માગી રહ્યો છું, તે પ્રેમ ને છોકરાંઓ ઉપરના આપણાથી રહેતા પ્રેમમાં આસમાન જમીન-નો ફરક છે. મારે અંગે તમારામાં તેવું ન હોય તે હું સમજી શકું છું. એટલે તમારા હૃદયનો નિર્મળ, ઉત્કટ, ભાવના-વાળો ધગધગતો પ્રેમ મારે તો જોઇએ છે. સ્વજનોના શુદ્ધ હૃદયના એવા પ્રેમની મને ભૂખ લાગેલી છે. એવા પરમ માંગલ્યકારી પ્રેમભાવનો વરસાદ જ્યારે આપણા પર

વરસે છે, ત્યારે જીવનમાંના સર્વ સંકોચ દૂર થઈ જઈને હૃદય ઉદાત્ત ભાવનાથી પ્રફુલ્લિત બને છે. આખા યે આધારની અંદર રહેલી ચેતનાશકિતમાં ઉષાની પેઠે નવા પ્રાણની સ્ફુર્તિ જાગે છે, ને જગત ત્યારે આપણી સામે જગત તરીકે ઊભું રહેતું નથી. પણ પ્રેમભાવનાં રસબસથી તરબોળ થયેલું ને તેની સાથે એકતા સાધતા હોઈએ, તેવું દર્શન આપણને પ્રાપ્ત થાય છે. ને એમ હૃદયથી અનુભવ થતાં થતાં પ્રેમ એ જ પરમેશ્વર છે, એવી સહજ ઝાંખીની ઊંડી ઊંડી હૃદયમાં અસર થતી હોય, એમ અનુભવાય છે. પ્રેમનો આવો તે દિવ્ય મહિમા કેટલો ગાઈ શકીએ! ને જો જોવા બેસીએ તો જગતમાં આપણે જે સંકળાયેલા દેખાઈએ છીએ—તે જો પ્રેમની ભાવના વડે સંકળાયેલા રહીએ તો—જગત ડહોળાયેલું દેખાય છે તેવું એ જગત આપણી સમક્ષ નહીં રહે, પણ ભગવાને આપણને લીલા કરવા માટે આપેલું એક સુંદર ઉપવનનું રમ્ય સ્થળ છે એવું લાગ્યાં કરે. પ્રેમભાવના અનુભવતાં અનુભવતાં આપણામાં જે શકિત જાગૃત થાય છે, તે જીવનના સાંકડા વહેણને કયાંય ઉછાળી નાખીને એને પ્રચંડ પ્રવાહનો વહેતો ધોધ બનાવી દે છે. અને એ જ્યાં જ્યાં જાય છે, કે હોય છે ત્યાં ત્યાંથી, પ્રત્યેકમાંથી, એ પ્રેમભાવનું તત્ત્વ લોઢાને જેમ લોહચુંબક ખેંચે છે, તેમ, પોતે ખેંચ્યા કરતો હોય છે, ને એવા પ્રેમભાવની અસર જો આપણાં દિલ તેની સાથે શુદ્ધ ભાવથી પ્રેરાયેલાં હોય, તેની સાથે આપણા હૃદયના તાર પ્રેમભાવથી સંધાયેલા રહેતા હોય, અથવા તો એવા પ્રેમ પ્રત્યેનો આપણો ભાવ સહજપણે જાગ્રત થયેલો હોય તો આપણને તે (અસર)

અનુભવાયા વિના રહેતી નથી. ને એમ પ્રેમ આપણને પણ ધન્ય કરે છે અને બીજાંના જીવનને પણ ધન્ય કરે છે. એવા પ્રેમની શકિત તે એક ભારે મહાન ગતિ છે. એવી ગતિ આપણાં હૃદયને હલમલાવી નાંખે છે. એ ગતિની ભાવનાને લીધે જ આપણે તેની વધુ ને વધુ નિકટ આવતા જઇએ છીએ. એ પ્રેમની સંચાલક ભાવના આપણને હૃદયથી પરમ સહિષ્ણુ રખાવી શકે છે. એ પ્રેમની ગતિભાવના આપણને આપણા દોષો તરફ જ ને તે દોષોને ટાળવાને કાજે એકલક્ષી બનાવે છે. એ ગતિ આપણને જીવનમાં સહાનુભૂતિ, હૂંફ, સાથ, બળ ને પ્રેરણા પણ આપે છે, આપણને જે જે જીવાત્મા સાથેનો સંપર્ક છે, તેમના તેમના પરત્વેનાં આપણા **જીવ** સ્વ-ભાવના વલણને તે પ્રેમભાવ ફેરવાવી શકે છે; તથા તે તે જીવા-ત્માઓ પરત્વે તેમના તેમના **જીવ** સ્વભાવનાં વલણને જોવાનું ન કરતાં, મહત્ત્વ ન આપતાં, તેમના જીવનની ઊર્ધ્વગતિ કેમ થાય એવી રીતે વર્તવાની કળા પણ તે જાગેલો પ્રેમ-ભાવ આપણને શીખવતો હોય છે. જીવન આદર્શના એક પછી એક ઉચ્ચોચ્ચ શિખરોની હારમાળાને વટાવવાને જીવનમાં તે પ્રેમભાવ ધગધગતી ધગશ પ્રગટાવે છે. કેમ કરીને જાણે ઊડીને આદર્શના ઉચ્ચમાં ઉચ્ચ ને છેવટની ટોચે પહોંચી જાઉં એવી પ્રેરણાત્મક તમન્ના એ પ્રેમભાવ આપણા દિલમાં પ્રચંડ જ્વાળારૂપે પ્રગટાવે છે. એવો પ્રેમભાવ એ તો જીવનની તપશ્ચર્યા છે, જીવનની સાધના પણ છે; અરે, એના વડે જ સાધના થતી હોય છે. **એવો પ્રેમભાવ આપણા જીવનનો ઉલ્લાસ છે, જીવનનો આવિર્ભાવ છે, જીવનનો આનંદ છે, જીવનની**

**રંગભૂમી છે, ને જીવનનો રસ પણ તે જ છે.** જગતમાં પ્રેમ ના હોત, તો જગતમાં રહેવા જેવું પણ લાગત નહીં. જીવનનું આકર્ષણ એ પ્રેમ જ છે. જો તે પ્રેમભાવ ન હોત તો કોઇથી જીવી શકાત જ નહીં. જીવનમાં એ પ્રેમભાવની ઉત્કટ ભાવના નથી, તો એવું જીવન સાચું જીવન પણ નથી. આવા પ્રેમભાવની મર્યાદાનો સહૃદયતાથી વધુ ને વધુ વિસ્તાર કર્યાં કરીએ, ને એની મર્યાદા ન આંકીએ તો કેવું સારું ! **સત્કર્મનો બદલો સત્કર્મ આપી જ ચૂકે છે.** સત્કર્મની ભાવનામાં અપેક્ષાને સ્થાન જ નથી. તેવી રીતે આપણા હૃદયનો જેવો પ્રેમભાવ તેવું જ આપણું જીવન ફળતું રહેતું હોય છે. પ્રેમભાવનાનું જોશ ને વેગ આપણામાં જે ગતિ પ્રેરે છે, તે ગતિમાં આપણને કયાંયે લઈ જવાની શકિત છે. આપણને જો એનો ઉપયોગ કરતાં આવડે, ભગવાન કૃપા કરીને એવી ઊંડી સમજ અને અંતરને અનુભવવાની ઉકેલ આપે તો આપણા પ્રત્યેક કર્મમાં તે કર્મના સમગ્રપણાના એ પ્રેમના સાધનથી આપણને દર્શન થાય જ. એવા પ્રેમભાવના તારથી મારાં સકળ સ્વજનોની સાથે હું પોતાને સંકળાયેલો અનુભવું છું. અને એ પ્રેમભાવ મારાં વહાલાં સ્વજનો તરફથી હૃદયની નિર્મળતાથી વધારે ને વધારે મળતો રહે, તો જીવનની આપલે થઈ શકે એ હેતુથી આ શરીરના આજના જન્મ દિવસે પ્રત્યેક સ્વજનને આ કાગળ પાઠવું છું.

---

# વૃત્તિનો સદુપયોગ

કરાંચી;
તા. ૧૭–૩–'૪૭

ઘણું વહાલાં દંપતી,

લગ્નજીવન એ કંઈ એકલું માત્ર કામતૃપ્તિના નર્યા સંતોષ માટે નથી. જીવનમાં તે વૃત્તિનો સંયમ કેળવવાને માટે અને તેમાંથી જીવનની સમજણ અને ભાવના જ્ઞાન-ભક્તિપૂર્વક કેળવવાને માટે લગ્નજીવનનો હેતુ છે. માનવી શરીરમાં જે અનેક પ્રકારની વાસનાઓનો ઉદય થાય છે તેવા સંસ્કારના ઉદયના પરિણામ પરત્વે જો માનવીનું મન જોવાનું રાખે, અને તેની સાથે જીવનના આદર્શને ઘટતો સુમેળ ક્યાં ક્યાં નથી બની શકતો, તે તે અંગે તટસ્થ-તાથી, વિવેકપૂર્વક વિચારે, તો તેવો માનવી વાસનાને તેવી તેવી રીતે ભોગવવામાં જરૂર ખંચકાય. જીવનનું રહસ્ય અને મહત્ત્વ સમજાયા વિના અને જીવનનો આદર્શ પણ નિશ્ચિતપણે હૃદયમાં આકાર પામ્યા વિના કોઇ પણ જીવ કામવાસનાને સંયમની ભાવનાથી કેળવી શકવાનો નથી. જો લગ્નજીવનમાં કામતૃપ્તિ અનિવાર્ય છે, ને પ્રજાની ઉત્પત્તિ પણ થવાની છે તે વાત પણ જો નક્કી છે, આમ આ બન્ને હકીકત જો નક્કી હોય, તો માનવીએ જેમ દરેકને મર્યાદા હોય છે તેમ એની પણ મર્યાદા બાંધી લેવી ઘટે. વસ્તુનો સદુપયોગ કરવાનો હક્ક છે, બગાડવાનો હક્ક નથી. જેમ વસ્તુનો વધારે પડતો યદ્વાતદ્વા ઉપયોગ થવાથી તે ઘસાઈ

જઇ નકામી બની જતી હોય છે તેમ કામવાસનાનું પણ છે. કામની વૃત્તિ માનવીના હૃદયનો એકરાગ પ્રગટાવવા, કરાવવા ને એકભાવે સંકળાવવા કાજે છે, તેના સાધનરૂપે છે. પ્રજાની ઉત્પત્તિ જો થવાની જ હોય, તો તે ઉત્તમોત્તમ થાય એવું વિચારવાનું કામ પણ માતાપિતાનું છે. ગમે તેવાં છોકરાં ઉત્પન્ન કરવાં એ તો અણઘડનું કામ કહેવાય. જેનામાં સહેજે અક્કલ છે, તે તો છોકરાં જેટલાં સારાં થાય તેટલું વધારે સારું એમ જ ઇચ્છે. છોકરાં સારાં થવાં તેનો માબાપનાં માનસિક દૃષ્ટિ, વૃત્તિ અને વલણ ઉપર સકળ આધાર છે. એટલે માબાપ જેટલાં ઉત્તમ સાત્ત્વિક વિચાર વર્તન ધરાવનારાં હોય ને કર્મ કરતી પળે જેટલાં વધારે હૃદયની ભાવનાથી ચિંતનશાળી રહેતાં હોય તેના પર બાળકના સંસ્કાર ઘડાવાનો પૂરો આધાર રહે છે. સંસાર તો ચાલતો જ રહેવાનો છે. જે સરે છે એનું જ નામ સંસાર. પ્રત્યેક કાંઈ એકથી અનેક થવાને જ સરજાયેલું છે. જીવમાં પણ તેવી સહજ વૃત્તિ છે જ. કામની વૃત્તિની પાછળનો જ્ઞાનપૂર્વકનો હેતુ માનવી જો સમજી શકે તો કુદરતની એ તો મોટામાં મોટી ને ઉત્તમમાં ઉત્તમ બક્ષીસ માનવીને મળેલી છે, એનું એને જ્ઞાન થાય. તેથી કામની વૃત્તિ જ અયોગ્ય છે એમ કહેવું તે ઠીક નથી; પણ એનો જીવનવિકાસને કાજે જ્ઞાનપૂર્વકનો ઉપયોગ થવો ઘટે; નકામો નકામો નહીં. બાળકને ઉત્પન્ન કરવાનું હોય, તો તે ઉત્તમમાં ઉત્તમ પાકે એવું માનસ, વિચાર, ભાવયુક્ત જ્ઞાનપૂર્વકનું વર્તન કરી કરીને તે પછી કામની વૃત્તિનો ઉપયોગ લેવો એ યથાર્થ ગણી શકાય. ને તે કામવૃત્તિના

રસમાં તે વેળા આંધળાં થઇને ગુલતાન ન થઈ જવાય, પણ બાળકના જીવનની ભાવના તે વેળા મનહૃદયમાં જાગતી રહે તેવી Consciousness ચેતનાભરી જાગૃતિ આપણામાં રહે, એવા આપણે રહી શકીએ, તો જ તે કામવૃત્તિનો સદુપયોગ; નહિતર તો દુરુપયોગ છે.

જેને માનવી પોતાની મહેનતથી રળેલું ધન કે એવું જે કંઈ તે પોતાનું માને છે, તેનો ઉપયોગ તે ગમે તેમ કરતો હોતો નથી. તેની પાસે હોય છે, તેટલું તે ખરચી નાંખતો નથી, તે તો દેખીતી સમજાય તેવી વાત છે. પોતાને મળેલી મિલકત ગમે તેટલો તે રફેદફે કરે, છતાં પણ તેમાં તેવી રીતે ખરચાઈ જવાનાં માઠાં ફળનો એને વિચાર આવ્યા વિના રહી શકતો નથી; એ બધું ખરચાઈ જશે તો બૂરા હાલ થશે, તેની પણ તેને ખબર પડે છે. લાખોમાં કોઇક જ એવો હશે કે જે એટલી હદ સુધીની બૂરી આદત કે લતમાં ફસાયેલો હશે કે પોતાની મળેલી મૂડીનો એવો ફનાફાતિયાં થઈ જાય એવો દુરુપયોગ કરે. એવાને નસીબે તો અંતે કમનસીબી જ લખાયેલી હોય છે; એ પણ આપણે જગતમાં જોયું છે. આમ માનવી મળેલી જગતની શક્તિને સામાન્યપણે તો ગમે તેમ વેડફી દેતો હોતો નથી; ઊલટું સાચવી સાચવીને વાપરે છે. કેટલાક તો વળી કંજુસાઇથી પણ વાપરે છે; ને કેટલાક કરકસરથી પણ વાપરે છે; ને કેટલાક એને દિલની ઉદારતાથી દાનમાં પણ વાપરતા જોયા છે; કિંતુ એવી સંખ્યા બહુ જ નજીવી હોય છે. માત્ર કુદરત તરફથી માનવીને મળેલી જે મૂડી છે, એને માનવી

યદ્વાતદ્વાપણે વાપર્યા કરે છે, તેમાં તે સ્વચ્છંદપણે પ્રવર્ત્યા કરે છે, એનો તે બેફામપણે દુરુપયોગ પણ કર્યા કરે છે ને પોતે તે રીતે જીવનથી ખુવાર થતો જતો હોય છે, એનું એને ભાન પણ રહેતું હોતું નથી. કુદરત તરફથી માનવીને મળેલી કામવૃત્તિ એના પોતાના ઉપભોગ કાજે છે, એમ માનવામાં તે ભૂલ કરતો હોય છે. તે શક્તિ તો મળેલી છે પરસ્પર હૃદયથી એક થવા, એક બીજાંનાં હૃદય પરત્વે આકર્ષણ થવા, એકબીજાંમાં એક ભાવે, એક રાગે, એક રસે પ્રવર્તવાને, એકબીજાંનાં હૃદયમાં એકનિષ્ઠાથી રહેવા કાજે પ્રેરણાત્મક બળ તરીકે મળેલી છે. સ્ત્રીના સ્વભાવમાં ને પુરુષના સ્વભાવમાં સ્થૂળપણે જે અદેખાઈની વૃત્તિ છે (સ્ત્રી પોતાના પુરુષને અન્ય સ્ત્રી સાથે ખેલતો, વાતો કરતો કે વિનોદ કરતો સાંખી શકતી નથી; તેવી જ રીતે પુરુષ પોતાની સ્ત્રીને બીજા પુરુષ સાથે વાતો કરતી, હસતી, ખેલતી, કૂદતી કે વિનોદ કરતી કે આનંદ કરતી સાંખી શકતો નથી) તે પણ એકબીજાંનામાં બેળેબેળે પણ એક રખાવવાના કારણે રહેલી હોય છે. જો તેવું સ્ત્રીપુરુષના સ્વભાવમાં જ ના હોત તો તો સમાજનું બંધારણ લૂલું લૂલું પ્રવર્ત્યા કરત ને કોઈપણ પોતપોતાના ઠેકાણામાં વર્તી શકતું ના હોત. આ તો પુરુષ કે સ્ત્રીની બહિર્મુખી વૃત્તિને પાછી ઠેકાણે લાવ્યાં કરવામાં એકબીજાંને તેવી વૃત્તિ કુદરતી રીતે માનવીને મદદકર્તા બનતી હોય છે. બાકી સ્ત્રી કે પુરુષ પોતપોતાની મેળે પોતાની ઉપર સ્વેચ્છાથી અંકુશ સ્વીકારી લઈને ભાનપૂર્વક, જ્ઞાનપૂર્વક, રામસીતા જેવી ભાવના કે વૃત્તિ જીવતી રાખી શકે એવું ભાગ્યે જ બને છે. આમ

કુદરત તરફથી મળેલી શક્તિ જે કામવૃત્તિ છે, તે તો માનવી જીવનને ઉદ્ધારવા, અને માનવી જીવનને સચેતન બનાવવા, એને નવપલ્લવિત ને પ્રેરણાન્વિત કરવા, એને **एकोऽहं बहुस्याम्**ના ભાવની લીલામાં વ્યક્ત કરાવવા શ્રીભગવાનના શક્તિપ્રસાદરૂપે મળેલી છે; કિંતુ એને એ સ્વરૂપે કોણ ઓળખે છે ને કોણ જાણે છે! એને ભોગવવાની છે પણ ત્યાગ કરી કરીને. માનવીની પ્રકૃતિમાં ભોગ અને ત્યાગની વૃત્તિ કુદરતે મૂકેલી જ છે. માનવી ભોગવતો પણ હોય છે અને ત્યાગ પણ કરતો હોય છે. કિંતુ તે બંને કર્મ તે જડસુ રીતે કરે છે, એનું એને ભાન સરખું પણ હોતું નથી. ભોગ ને ત્યાગ એ તો પ્રકૃતિનાં સહજ લક્ષણો છે. આપણે જો બરાબર ઊંડું વિચારીએ તો જીવનનાં સર્વ ક્ષેત્રોમાં, તે તે ક્ષેત્રના વ્યવહારમાં, ભોગવતા પણ હોઇએ છીએ ને ત્યાગ પણ કરતા હોઇએ છીએ. માત્ર એનું તે તે વેળા સમજણપૂર્વકનું જાગ્રતિભર્યું જ્ઞાન ભાન આપણાને હોતું કે થતું હોતું નથી. જે માનવી ઓછામાં ઓછો ભોગ ભોગવે છે ને વધારેમાં વધારે ત્યાગ કરે છે, તે દૈવી બની શકે. તેવો જ **जीव** શ્રીભગવાનની લીલા સમજવાને દિવ્ય દૃષ્ટિ કેળવી શકે છે. તે કારણથી કુદરત તરફથી મળેલી શક્તિ સ્વરૂપ જે કામવૃત્તિ છે, તેને ભોગવવાનું કોઇ ના પાડતું નથી, પણ એને ગમે તેમ વાપરશો તો તે પોતે અસલ સ્વરૂપમાં તો શક્તિ સ્વરૂપે છે, પણ એનો જે દુરુપયોગ કરે છે એને તે કદી 'જતાં' પણ કરી શકતી નથી; એનો જે જ્ઞાનપૂર્વક સદુપયોગ કરે છે, એનાં ઉત્તમ ફળ પણ તે માનવીને ચખાડે છે.

કુદરતે જે જે શક્તિ કૃપા કરીને માનવીને બક્ષી છે, તે કાંઈ એમ ને એમ તો નથી જ. એનાં પણ કારણો છે. એનો હેતુ પણ છે. શ્રી ભગવાનના દિવ્ય હેતુને ફળાવવા કાજે જે એવી શક્તિનો જ્ઞાનપૂર્વક, તેના યોગ્ય ભાન સાથે, સદુપયોગ કરે છે, તેને તે શક્તિ અનંતગણી શકિતરૂપે વરે છે. એવી શક્તિનો ઉપયોગ જીવનની શક્તિ વધારવામાં જીવનનું નવસર્જન કરવામાં રહેલો છે ખરો, પણ તે સર્જન કલાત્મક કુદરતી સૌંદર્યમાં ભળી શકે એવું હોવું ઘટે; તેવા કળા–સૌંદર્યનો જન્મ થવા દેવા કાજે પ્રત્યેક પતિ–પત્નીએ કળાસૌંદર્યના ભકત બનવું કે થવું પડશે. કોઇને પણ એના સાચા સ્વરૂપમાં સમજવાનું કરવું હોય, તો નમ્રમાં નમ્રપણે, હૃદયના સંપૂર્ણ પ્રેમભાવે, એના હૃદયથી પરિપૂર્ણ આપણે ભકત થઇશું, તો જ તે વસ્તુનું હાર્દ કે મર્મ આપણા ખ્યાલમાં જાગી શકવાનો છે. એટલે એવી કુદરતી મળેલી શકિતનો ઉપયોગ આપણાથી મનફાવે તેમ–મનસ્વીપણે–કદી પણ થઈ શકે જ નહીં. આ જો પૂરેપૂરું ખ્યાલમાં ઊતરી શકતું હોય તો પ્રત્યેકે પરસ્પર સમજી લેવાની ઘણી ઘણી જરૂર છે. એનો અતિરેક કદી પણ ન જ થાય તે જોવાનું, સંભાળવાનું, કામ આપણું છે. એમાં પતિ પત્ની ઊપર કે પત્ની પતિ પર બળાત્કાર કરે તો એવા બળાત્કારનો સામનો કરવાની હૃદયથી હૃદયની તાકાદ કેળવવાની રહી. પુરુષની તેવી યદ્વાતદ્વાપણાની ઘેલછાવૃત્તિનો સ્ત્રીએ સામનો કરવો જ રહ્યો. એથી અનેક રીતે હેરાન થવા વારો આવે, તો તે સહર્ષ એણે સ્વીકારી લેવું ને એને ત્યાગ, બલિદાન કે સમર્પણ પોતે ગણવું. જીવનમાં એના જેવી બીજી કોઈ

તપશ્ચર્યા નથી; ને સ્ત્રીની એવી વૃત્તિનો પુરુષે જ્ઞાનપૂર્વક સામનો કરવો. જે હેતુ કાજે જે કુદરતી શક્તિ મળેલી છે, તે હેતુને ફળાવવાના અર્થ વિના તે બીજા કશામાં વાપરી શકાય જ નહીં. પુરુષ અને સ્ત્રી **જીવે** તો તેવી શાહુકારી પણ ગુમાવી દીધી લાગે છે. આપણને કુદરતે જે હેતુ કાજે તે દીધી છે, તે હેતુને તો એ સાવ ભૂલી જ ગયો છે, એનું ભાન સરખું પણ એને રહ્યું નથી. માનવી **જીવે** તે બાબતમાં તો પૂરેપૂરું દેવાળું જ કાઢેલું છે. આપણે કોઇને અમુક કામ કરવા કંઇક રકમ ધીરીએ ને તે માણસ જો તે કામ ન કરતાં દારૂ પીવામાં કે એવી ખરાબ રીતે તે રકમ ખર્ચી દે, તો આપણે તેને કેવો ગણીએ? એવું આપણું માનવીનું બન્યું છે. સર્વ કાંઇ માનવીને મળેલું ભોગવવાનું તો છે જ, પણ **તે ભોગને** મહત્ત્વપણે જીવનમાં સ્થાન નથી. મહત્ત્વપણે ત્યાગને સ્થાન દેવાનું છે. જો કે સહજપણે તો માનવીપ્રકૃતિમાં ભોગ અને ત્યાગ સરખે સરખા છે. કિંતુ આજે માનવીના સ્વભાવમાં ભોગની પ્રવૃત્તિને પ્રધાનપદ મળેલું છે. એટલે જ્યાં ત્યાં ત્યાગની સમતુલા નથી, એ કાજે સમતામાં પ્રકટાવવા મળેલી કુદરતી કામવૃત્તિની શક્તિને પહેલાં તો ત્યાગમાં જ પરિણમાવવી જ પડશે. આવો ત્યાગ સહજ બની જતાં પછીથી જે ભોગ થશે તે ઉત્તમ સાત્ત્વિક ભોગ હશે. એવો ભોગ તે કુદરતી પ્રકૃતિનું જ વલણ હશે તેમ ગણી શકાય. પરંતુ આવી સૂક્ષ્મ હકીકત ખાલી કોરી કોરી બુદ્ધિથી કલ્પનામાં પણ આવી શકે તેવી નથી તે નક્કી છે. એને દ્વંદ્વની ભૂમિકાવાળી બુદ્ધિથી સમજવાને વિચારવું એ મિથ્યાડંબર છે. જો એને આપણે વર્તમાન

જીવનમાં ભાનજ્ઞાનપૂર્વક અમલમાં મૂકતાં જઇએ, તો તો કંઇક ભણેલાંગણેલાં ગણાઈ શકીએ. બાકી આપણા કરતાં તો હજારો દરજ્જે ગામડિયા ગણાતા ખેડૂતો કે નિરક્ષર લોક સારાં છે. કારણ કે એ બિચારાંને શરીરની મહેનત એટલી બધી તો કરવી પડે છે કે એમને કુદરતી મળેલી કામવૃત્તિની શક્તિને જેમ તેમ બેફામપણે વેડફી દેવાનું પોસાઈ શકે તેવું નથી.

જે લોક ખૂબખૂબ મહેનતુ છે, એમનામાં કામવૃત્તિની લાલસાની માત્રા પણ ઓછી રહેતી હોય છે. જ્યારે બેઠાડુ આળસુ લોકોના જીવનમાં એ તો અગ્નિની જ્વાળા પેઠે ભભૂકતી રહ્યાં કરે છે. તે વાત જો સાચી લાગતી હોય, તો માનવીએ શરીરની મહેનતને ખાસ મહત્ત્વનું સ્થાન પોતપોતાના રોજીંદા વ્યવહારમાં આપવું જ ઘટે. નહિતર એવાં પતિપત્ની કદી પણ કામવૃત્તિને સંયમથી વાપરવામાં શક્તિમાન થઇ શકવાનાં નથી, તે પણ નક્કી વાત છે.

વળી જો આપણે એક પ્રાણવાન પ્રજા તરીકે જીવવું હોય, તો પણ આપણો ધર્મ છે કે આપણી પ્રજા સારા સંસ્કારવાળી, પ્રાણચેતનવાળી હોવી જોઇશે. ગમે તેવાં છોકરાં જણવાં એ તો પાશવી વૃત્તિનું કામ છે. એના જેવી પોતાની કે સમાજ કુસેવા બીજી કોઇ નથી. પોતે જીવતાં રહેવું હોય ને સમાજને પણ ઊંચે આણવો હોય ને ઘેર બેઠે બેઠે પણ સમાજની સેવા કરવી હોય, એવાંઓને કુદરતની મળેલી કામવૃત્તિની શક્તિને ગમે તેમ વેડફી દેવાનો અધિકાર નથી.

વળી શરીરમાં જે વીર્ય પેદા થાય છે, તે, જે માનવીનું મન ગમે તેમ વિચાર કર્યાં કરતું હોય એના શરીરમાં યોગ્ય

રીતે રહી શકતું પણ નથી. વીર્યનું અમુક પ્રકારનું સ્થિર થવાપણાનો—માનવીના મનની ભૂમિકા કેવા પ્રકારની રહે છે એના પર—બધો આધાર રહેલો હોય છે. માનવીનું મન ગમે તેવા વિચારો સેવતું હોય, તો એનું પરિણામ માનવીના વીર્ય પર થયા વિના રહેતું જ નથી. શુક્રની ગતિ માનવીના વિચારની જેવી ભાવના તેવી પરિણામે થતી હોય છે. તેથી કામવૃત્તિને સંયમમાં રાખવી હોય, તો માનવીએ પોતાના મનને યોગ્ય વાસ્તવિક વિચારમાં રખાવવાની જીવતી જાગતી ટેવ પડાવવી જ પડશે. એવો જીવતો અભ્યાસ મનને પડાવ્યા વિના કોઈ પણ માનવી પોતાના શુક્રને સ્થિર રાખી શકવાનો નથી તે નક્કી વાત છે. વીર્યને સ્થિર રાખવું કે કરવું એ કાંઇ નાની સૂની વાત નથી. પ્રથમ તો એ કાજે માનવીનું એવું મન થઇ જવું જોઈએ, એવી તમન્નાપૂર્વકની સાચી સમજણ ને લગની માનવીના હૃદયમાં પ્રગટવી ઘટે, તો જ તે બની શકે, બાકી તે શક્ય નથી. બાકી ખાલી ખાલી મોટી વાતો કરવી એ નકામું છે. જો આપણને આ સમજાતું હોય અને સાચું લાગતું હોય, તો આપણે જીવનમાં હૃદયની ભાવનાથી, જાગ્રત રહી રહીને, પ્રયત્નપૂર્વક એમ જીવવાનું રાખીએ, તો જ યોગ્ય ગણાય ને યોગ્ય થાય. બાકી કેવળ કાગળમાં ઊંચું ઊંચું લખીએ એનો કાંઇ અર્થ નથી. એથી કશો દા'ડો વળી શકતો નથી. કરોડો મણ ઉપરછલ્લા ખાલી ખાલી વિચારો કરતાં એક અધોળ જેટલા વિચારનું પાલન અનેકગણું ચઢિયાતું છે એમ સાંભળ્યું, જાણ્યું છે; તો આપણે એ વિચારનું પાલન કરવામાં પ્રભુકૃપાથી ખંતીલાં અને ઉત્સાહી બનીએ એ જ પ્રાર્થના.

# વ્યષ્ટિમાં સમષ્ટિનો ઉકેલ

ટ્રેનમાંથી, મદ્રાસથી મુંબઇ જતાં;
તા. ૧૧-૧૦-'૪૨

પ્રિય ભાઈ,

જીવનની સાધના એ કૈં જીવનથી નોખાપણે નથી. સમગ્ર જીવનને જીવવાના કોઈક એક કાળથી જેમ નોખું પાડી શકાતું નથી, અથવા તો જીવનના કોઇક એક પાસાને, અથવા તો જીવનના કોઇક એક moodને (ઉત્કટ લાગણી ભરેલી વિવશતા) તેના તેના સમગ્રપણામાંથી તદ્દન અલગપણે આપણે છૂટાં પાડી શકતાં નથી, તેમ સાધનાનું પણ સમજવાનું છે. જગત સાથે આપણે શી લેવાદેવા છે, જગત જગતનું ફોડી લેશે એવી માન્યતા ભ્રમભરેલી છે. પ્રત્યેક વ્યક્તિ કે જીવ જગતના જીવો સાથે સંકળાયેલો જ છે. કોઇ કોઇનાથી વાસ્તવિકપણે જુદું થઇ શકતું જ નથી; જોકે જ્યાં સુધી આપણને જીવનની સાધનામાંથી એક પ્રકારની સમાધાન વૃત્તિ ન ઊગી હોય, ત્યાં લગી આપણે સાધનાના એકાંત કે એકાગ્રપણામાં કે એકાંગપણામાં ભલે તન્મય રહ્યાં કરીએ તે સમજાય તેવું છે (ત્યારે પણ આપણે જે વખતે જે પરિસ્થિતિ ઉદ્ભવે એને નકારી તો શકીએ જ નહીં.). જગત તે કંઇ આપણાથી જુદું છે એમ માનવું, કલ્પવું કે સમજવું તે યોગ્ય પણ નથી. આપણે જગતમાં છીએ ને જગતમાંના એક છીએ તે પણ આપણા ખ્યાલમાં રહેવું ઘટે. જગતના અનેક પ્રશ્નો અને અનેક પ્રકારની સમસ્યાઓ પોતપોતાનો ઉકેલ માગી રહેલાં છે. તેનો ઉકેલ કરવાને આપણે અધીરાં ન બનીએ,

સ્વસ્થતા રાખીએ, ધીરજ રાખીએ, પણ કદી યે એની ઉપેક્ષા તો ન જ કરી શકીએ. આપણા જીવનમાં અનેક પ્રકારના પ્રશ્નો અને સમસ્યાઓ ઉકેલને માટે બાંગ પોકારતી જ હોય છે. જે જીવ જ્ઞાનભકિતયોગપૂર્વક પોતાના જીવનની ગૂંચ, મુશ્કેલી, પ્રશ્ન અને સમસ્યાનો ઉકેલ, સ્થિરતાથી, ધીરજથી અને સાચી સમજથી, (કે જેથી કરીને જીવનની સ્થિતિ વિકાસના ક્રમમાં આગળ વધવાની છે એવી રીતે), તટસ્થતાથી અને વિવેકપૂર્વક ને એની પાછળના સમજણના હેતુને લક્ષમાં રાખીને કર્યાં કરે અને જેમ જેમ તે તે ગૂંચ, મુશ્કેલી, પ્રશ્ન કે સમસ્યા—એનો ઉકેલ આપણાથી સ્પષ્ટપણે જેટલો થયાં કરે તેટલા પ્રમાણમાં આપણામાં જગતની સમસ્યાઓના ઉકેલની ચાવી મળતી જવાની છે તે નક્કી સમજવું. જે પોતાના જીવનને નકારે છે, જે પોતાના જીવનને પૂરેપૂરું સમજી શકતો નથી, જે પોતાના જીવનને યથાયોગ્ય પરિસ્થિતિમાં ઉતારી શકતો નથી અને જે જીવનને સમગ્રપણામાં અનુભવી શકવાની તમન્ના ધરાવતો નથી તેવો જીવ જગતની સમસ્યાઓનો ઉકેલ કદી પણ કરી શકવાનો નથી.

જીવનની સાધના એટલે કંઈ કશું આપણે કરવાપણું રહેલું જ નથી, એ ખ્યાલ નર્યો અજ્ઞાનભર્યો છે. **જીવનની સાધના એટલે તો પળેપળનો જ્ઞાનભક્તિયોગધ્યાનની ભાવનાપૂર્વકનો ઉપયોગ.** આજના સમાજનું જીવન રેઢિયાળ અને ભારોભાર તાંમસથી ભરેલું છે, તથા જડતાથી ઘેરાઇને જીવનને બરબાદ કર્યા રહેવામાં જ પડયા રહેવાનું જે તે જીવનું વલણ છે. એવું ખાલી ખાલી પડયાં રહેવું ને કશું નક્કરપણે જીવનના વિકાસના ક્રમમાં કરવાનું ન વિચારવું—

એ તો જીવનનો સર્વનાશ વહોરવા જેવું છે. આપણો સમાજ આજે તામસથી ભરેલો પડેલો છે. એમાં પાછો આપણે ઉમેરો ન કરી બેસીએ તે જોવાનું છે. બીજાં માણસો જે ન કરી શકે એવું ને એટલું ભારે કામ આપણે કરવાનું છે. તેથી જીવનની સામે જે જે ગૂંચ, મુશ્કેલી, પરિસ્થિતિ કે સમસ્યા આવીને ઊભી રહે, તેમાં આપણે સક્રિયપણે મનને પરોવ્યાં કરવાનું છે, અને તે સાથે સાથે જીવનના ધ્યેય પરત્વેની એકાગ્રતા, એના પરત્વેનું સતત એકલક્ષીપણું, ખંડિત ન થયાં કરે એ સાવચેતી પણ રાખ્યાં કરવાની છે.



# સાધનાનો મર્મ

મદ્રાસથી મુંબઇ જતાં;
તા. ૧૧-૧૦-'૪૨

વૈજ્ઞાનિકને જેની શોધ કરવાની પોતાના દિલમાં તાલાવેલી લાગેલી છે, તે તો ખાઈપીને તેની પાછળ જ, એના જ ચિંતવનમાં ને એના રસમાં જ મથ્યા કરતો જણાતો હોય છે. એવી રીતે જેને તાલાવેલી ઇશ્વરપ્રાપ્તિના માર્ગમાં લાગેલી હોય છે, એવી ( જોકે પેલા વૈજ્ઞાનિકોની તો એકમાં જ મચ્યા રહેલા હોવા છતાં એમની વાસનાઓની શુદ્ધિ થયેલી જ છે એમ કહી શકાય નહિ ) તીવ્રતર બનેલી કોઇક પ્રકારની મહેચ્છાને બળે ઇશ્વરના માર્ગે વધ્યાં જાય છે અને એ રીતે થવાયાં જતાં એ જીવોમાં રહેલી વાસનાઓને તે દબાવ્યે જતો હોય છે. જે માણસ જેની પાછળ ખંતપૂર્વક વળગી રહે, તેની પ્રાપ્તિ તે કરી શકે ખરો એ નિર્વિવાદ વાત છે. અને આમ અનેક અશુદ્ધ સંસ્કાર વાસ કરી રહેલા હોય ( પોતે ન જાણતો હોય એવો પૂરો સંભવ બને ) છતાં એને ઇશ્વરની પ્રતીતિ વિષેનો સિદ્ધાન્ત જીવનમાં બેસી ગયો હોય, સમજાઇ ગયો હોય, એમ બનવા પણ પૂરેપૂરો સંભવ છે જ. પણ તેથી કરીને તે જીવ ઇશ્વરનિષ્ઠ થયો છે કે આત્મનિષ્ઠ થયો છે એમ જરાકે ન ગણાય.

એટલે જીવનને સમજનારા જીવે 'પ્રતીતિ' અને 'નિષ્ઠા' એ બે શબ્દોની ભાવનાનો તફાવત સમજવો બહુ જ જરૂરનો છે. પ્રતીતિ અને નિષ્ઠામાં તો આસમાન જમીનનો તફાવત છે. આપણે તો નિષ્ઠ થવું છે. એટલે ચિત્તશુદ્ધિ ને અહંકાર-

શુદ્ધિ સર્વાંગપણે (જીવનની સમગ્રતામાં) પૂરેપૂરાં થતાં રહે, એનો દૃઢપણે અભ્યાસ, જીવતો અભ્યાસ, આપણે સતત કેળવ્યાં કરવાનો છે. એ પંથ ઘણો લાંબો છે. અને સતત જીવતી ચેતનાભરી જાગૃતિ વિના તે બનવું લગભગ અશક્ય છે. છતાં આખરનો કલ્યાણકારી માર્ગ તો એ જ છે. આમ સાધનામાં જેટલું જેટલું તદાકાર થવાતું જવાય, તે સાથે સાથે અનેક પ્રકારની વાસનાઓનું શુદ્ધતર થવાનું બન્યાં કરે, એવો દ્વિમુખી પ્રયાસ આપણે રાખ્યાં કરવાનો છે. એ કાજે આપણે આપણું પૃથક્કરણ તટસ્થપણે જ્ઞાનપૂર્વક, કર્યાં કરતાં રહેવાનું છે. વાસનાઓને એમની એમની રીતે ઉપયોગ કરવા જતાં એમનો વેગ વધવાનો છે. એ રીતે કદી તે શુદ્ધ થઇ શકે જ નહીં; પણ એના વહેણના પટથી ભિન્ન રીતે તેનો તેનો જ્ઞાનભક્તિપૂર્વક ઉપયોગ કરવાનો છે. નથી એમને નકારવાની કે નથી એમને જડ બનાવી દેવાની. નકાર્યે કે જડ બનાવી દીધે કંઈ એમનું અસ્તિત્વ નાશ પામી શકવાનું નથી. એટલે આપણે તો સતત મન, બુદ્ધિ, ચિત્ત, પ્રાણ અને અહંકારને આપણા જીવનના આદર્શમાં જ એકાકારપણે રાખવાનો સતત એકધારો જીવતો પ્રયાસ કર્યાં કરીએ અને તેમાંથી ભાવનાના જે ઓઘ પ્રગટે ને તેવા ઊછળતા ભાવધોધથી તે તે વાસનાઓના મૂળને આપણે ધોયાં કરીએ અને તેને તે રીતે પવિત્ર બનાવ્યાં કરીએ એવો આપણો જાગૃત, સતત, ચેતનાભર્યો પ્રયાસ બન્યાં કરવો ઘટે.

જીવનમાં સાધનાનું મહત્ત્વ ઘણું ઘણું છે ખરું; પરંતુ એની પરિપ્રાપ્તિ તો સાધનાના એકધારા જીવતા અભ્યાસ-

માંથી જે સમજણ ઊગે અને જે અનુભવો મળે તે તે સમજણ ને તે અનુભવ આપણા જીવનના વલણને યોગ્યપણામાં ન પ્રવર્તાવી શકે તો તેવી સાધના મિથ્યા સમજવી. જો સાધના થતી જ હોય તો તેમાંથી સાચી સમજણ અને અનુભવ પણ મળે જ મળે. મળેલા અનુભવોને યોગ્ય જીવનવર્તન સહજભાવે બન્યાં કરે ને એ આપણો જીવન-ઉત્કર્ષનો વ્યવસાય સ્વભાવસિદ્ધ થઈ જાય એમાં જ સાધનાની સફળતાની ચાવી રહેલી છે. જીવનની સાધનાનું આ જ સાચું રહસ્ય છે. એ વાતને આપણે ખાસ કરીને સમજમાં ઉતારીને અમલમાં મૂકયાં કરવાની છે તે જાણશો.



# ચિત્તશુદ્ધિ કે અહંકારશુદ્ધિ

**મદ્રાસથી મુંબઇ જતાં ટ્રેનમાંથી;**
તા. ૧૧-૧૦-'૪૨

જેણે જીવનનો વિકાસ કરવો છે, ને જીવનની સાધના કરવાનું જેનું દિલ છે તેવો **જીવ** તો સદા ય પોતાની જાતને ભૂલતો રહેવાનો છે. તે વિના પોતાની જાતને પોતે શોધી શકવાનો પણ નથી. સાધનાની શરૂઆત હુંપણાના ત્યાગથી જ થાય છે. ને પરિપૂર્ણતા, અથવા વધુ યોગ્ય તો એમ કહેવાય કે એનો છેવટનો અંત, હુંપણાના **લય** થવામાં રહેલો છે. હુંપણાનો **નાશ** થવો સંભવી શકતો જ નથી, એ તો–એ પણ–એક તત્ત્વરૂપે છે. "હુંપણું" એનો અર્થ તો કશાકમાં ગતિ કરાવનાર કે પ્રેરાવનાર, એક પ્રકારનો સ્વભાવ કે ગુણ-ધર્મ પણ કહેવાય. ગુણધર્મ કે સ્વભાવનો નાશ કદી સંભવી શકે જ નહિ. એનું રૂપાંતર થતું જાય. એટલે એ સંપૂર્ણપણે ગળી જઇ શકતો નથી, ને ગળવાનો જો "પૂરેપૂરો શુદ્ધ થવું" એવો અર્થ કરીએ તો તે યોગ્ય છે. અહંકાર જેમ જેમ સૂક્ષ્મ થતો જાય તેમ તેમ એની પકડ પણ વધારે સૂક્ષ્મ અને જોરદાર થતી જાય છે; ને તેવું ઓળખવું તે વેળા મુશ્કેલ પણ બને છે, તો તે પકડાય તો ક્યાંથી જ? દેખીતો નિરહંકારી **જીવ** તીવ્ર અહંકારી પણ હોય. જેમ ગતિમાં ખૂબ ખૂબ વેગ હોય છે ને તે સ્થિર દેખાય છે તેમ. કોઇક બુદ્ધિના **ખાં** એમ કહે કે 'આપણે બુદ્ધિની મદદથી અહંકારને ઓછો કરી શકીશું કે રૂપાંતર કરી શકીશું', તો તે વ્યર્થ ભ્રમણા છે. ઊલટું બુદ્ધિની સૂક્ષ્મતા તો અહંકારને વધારે

સૂક્ષ્મ બનાવે છે. એટલે બુદ્ધિની મદદ વડે અહંકાર ઓછો નહિ થઈ શકે. આપણે જો પોતાને ભૂલવાનું હોય તો તે માર્ગ કેવળ પ્રેમભકિતનો જ છે. સામેની વ્યક્તિ પરત્વેના ભાવની ઉત્કટ પ્રેમમયતાને લીધે પોતાની જાતને તેનામાં ભૂલવાનું બની શકે, અને એ જ અહંકારની શુદ્ધતાનો માર્ગ છે. એના વિના એની શુદ્ધતાને માટે બીજો કોઈ ઉપાય જણાયો નથી. પોતાને આવી મળેલાં કર્મમાં તે તે કાળ પૂરતા ઘણા જીવો તેમાં તદાકાર થઈ જતા આપણે જોઇ શકીએ છીએ. કર્તવ્યમાં મશગૂલ થયેલા તે તે કર્તવ્યના રસમાં, શોધમાં મચી રહેલા તદાકાર થયેલા વૈજ્ઞાનિકો તેમના તે તે વિષયના શોધના રસમાં, વેપારી વેપારમાં, બાળક રમતોમાં, અભ્યાસવાળાઓ અભ્યાસમાં, એમ અનેક રીતે અનેક જાતના વ્યવસાયમાં એકાગ્રપણે થઈ જઈને પોતાની જાતને ભૂલી જતા અનેક પ્રકારના માનવીઓ આપણને નજરે પડે છે અને એ હકીકત પણ છે. પરંતુ એવું એમનું વિસ્મરણ થોડા વખત માટેનું અને તેટલા રોકાયેલા સમય અને વિષય પૂરતું જ હોય છે. એથી કરીને કંઈ એમના ચિત્તના સ્વભાવમાં કંઇ ફેર પડી જાય છે એમ જરાકે નથી. કારણ કે ચિત્તનો સ્વભાવ બદલાવો એ જુદી વાત છે ને આવું થોડીકવારનું વિસ્મરણ થવું એ જુદી વાત છે. અને વળી આવા પોતાના વિસ્મરણ થઈ જવાના પ્રસંગોથી તો ઘણી વાર સંભવ રહે છે કે એથી એનો અહંકાર કદાચ વધે પણ ખરો. સાધકનામાં તો આવું બનવા પૂરો સંભવ છે. જીવનસાધનાની સાર્થકતા કાજે અહંકારનું ઉચ્ચતર રૂપાંતર થયાં કરવાને માટે જેઓ જ્ઞાનપૂર્વકની વિવેકતાવાળી બુદ્ધિથી

યુક્ત હોય અને પાછા ચેતન પરત્વેની પ્રેમ—ભક્તિથી ભરેલા હોય તે જ વધુમાં વધુ નિરહંકારી થઇ શકવાના છે તે જાણશો. અહીં પ્રેમના ભાવ વિષે આપણે વિચાર કરીને સમજવું ઘટે છે. 'પ્રેમ' એટલે શું તેનો જ્ઞાનપૂર્વક વિચાર કર્યા વિના આપણે તેનો યોગ્ય ઉપયોગ પણ કરી શકવાના નથી. પતિ—પત્ની એકબીજાને આધીન રહેતાં હોય, એક-બીજાનાં ગુણોનો ઉત્કર્ષ કરવામાં સહમત થતાં હોય, એક-બીજાને માટે સર્વસ્વ અર્પણ કરવાનાં દિલવાળાં હોય, પર-સ્પરની સેવા પણ કરતાં રહેતાં હોય, પરસ્પરમાં સમજૂતિથી રહેવા મથતાં હોય, એવાંઓમાં એકબીજાના જીવનનો રસ પરસ્પરમાં પ્રવર્તે છે અને એવાંઓમાં એકપણું પણ હોય એવું ઉપરથી લાગે ખરું, પણ ત્યાં ય એટલે એવાં યુક્ત પતિ—પત્નીના સંબંધમાં પણ વિકારો, પરસ્પર સ્વાર્થ અને મોહ ભળેલાં હોય છે. એટલે ત્યાં પરસ્પરનો પર-સ્પરમાં શુદ્ધ પ્રેમ છે એમ ન ગણાય. એટલે એવા પ્રેમથી પૂરેપૂરી ચિત્તશુદ્ધિ ને અહંકારશુદ્ધિ થઈ શકે એમ તો ન જ કહેવાય. વળી બીજો દાખલો લઇએ. આગળ વિચારતાં મિત્રોની મિત્રતાનાં બીજ પણ ઘણીવાર પૂરેપૂરાં શુદ્ધ નથી હોતાં. તેમાં ય કાંઈ ને કાંઈ કશું સેળભેળપણું રહેલું હોય છે જ. એટલે એવો પ્રેમ પણ ચિત્તશુદ્ધિ અને અહંકારશુદ્ધિ કરાવવામાં ફળીભૂત થઇ શકતો નથી. એટલે જીવનસાધનાના માર્ગને કાજે વિકાસના ઉપયોગને કાજેનો જે પ્રેમભાવ જરૂરનો છે, તે તો સંપૂર્ણપણે નિઃસ્વાર્થ હોય, નિઃસ્પૃહી હોય છતાં યે પાછો સ્પૃહી હોય, ઉદાત્ત હોય અને જ્ઞાનવાળો પણ હોય.... એવા પ્રેમભાવમાં જીવનના સર્જનતાભર્યા સંસ્કાર

પણ હોય ને તે ઉપરાંત તે સંપૂર્ણપણે નિરાસક્ત પણ હોય. આપણા જીવનનો પ્રેમભાવ જે તે કોઈ સાથે કેવળ એક શ્રેયની વાંછનાથી જ જોડાયેલો હોય, ત્યારે એનું પરિણામ શ્રેયકારી નીપજવાનું એમાં શંકાને સ્થાન નથી. અને તે સમજાય તેવું છે. પરંતુ જીવનવ્યવહારમાં જ્યાં કંઇ ઉત્કટ ગરજ છે, જ્યાં કંઈ ઉત્કટ રાગ છે, કે જ્યાં કંઈ ભારે સ્વાર્થ લાગ્યો છે, ત્યાં ત્યાં તે તે **જીવ** સાથે આપણને મેળ મેળવી લેતાં વાર લાગતી નથી. ત્યાં ત્યાં ગરજ, રાગ કે સ્વાર્થની મનમાં જાગ્રતિ પણ હોય છે. અને તેવી જાગ્રતિને પરિણામે જ ત્યાં મેળ ખાતો હોય છે. એવી રીતે જીવનઆદર્શની તમન્ના જે **જીવ**ને લાગેલી છે અને જેને ફળાવવાને કાજે જેનામાં તે વળેલી છે, એવા ઉચ્ચ જીવાત્મામાં હૃદયની પ્રેમભક્તિ જો કેંદ્રિત, એકાગ્ર ને એકાંગી થયેલી હોય તો, તે જીવનને ફળાવ્યા વિના રહી શકતી નથી. જેને કંઈ કશાની ગરજ છે કે કંઈ સ્વાર્થ છે તે **જીવ**નો બીજા **જીવ** સાથેનો તેવો સંબંધ તેવી રીતે ન ફળી શકવાનું બનતાં આપોઆપ માનવી ત્યાં થંભી જાય છે. બીજા **જીવ**ની સાથે ગરજ કે સ્વાર્થ સરવાનાં કારણો ન હોય તો ત્યાં ઝાઝી લપછપ **જીવ** રાખી શકતો નથી. એટલે આપણા જીવન–આદર્શની તમન્નાને આકારમાં પરિણમતી અનુભવી શકાય તો જ તે જીવાત્મા સાથેનો આપણો હૃદયનો સંબંધ શ્રેયસ્કર છે એમ સમજવું ને માનવું. પરંતુ તેવા આધ્યાત્મિક સંબંધમાં પણ એક ફરક કે ભેદ સમજવા જેવો છે, એટલું જ નહિ પણ લક્ષમાં રાખવા જેવો છે. જેને શ્રેયમાર્ગની પ્રતીતિ થઇ છે, તેનામાં શ્રદ્ધા

આવે ને જાય. જ્યારે નિષ્ઠાવાળાંમાં તે સતત સહજપણે પ્રવર્તે. પ્રતીતિવાળા **જીવ**માં ભાવ એકધારો એકસામટો વધે ને ઘટે પણ ખરો. નિષ્ઠાવાળામાં તેવું ન બને. પ્રતીતિવાળા **જીવ**માં બુદ્ધિનું પ્રાધાન્ય ભાવની ભૂમિકા ઉપરનું નથી હોતું, નિષ્ઠાવાળામાં ભાવ જ પ્રથમ છે. પ્રતીતિવાળાની બુદ્ધિ સાત્ત્વિકી થઇ ગયેલી નથી હોતી. નિષ્ઠાવાળામાં બુદ્ધિ સંપૂર્ણ સાત્ત્વિક થઇ હોય છે. પ્રતીતિવાળો **જીવ** કોઇ પણ પ્રશ્નને સમગ્ર ને સળંગ રીતે જોઇ શકતો નથી, **કદાચ** વિચારી શકે. નિષ્ઠાવાળામાં તેવું નથી. તે જ્ઞાનયુક્ત જ હોય. પ્રતીતિવાળો **જીવ** સતત મથામણવાળો, મંથનવાળો ને જીવતો પ્રયત્ન કરનાર હોય. નિષ્ઠાવાળા **જીવ**માં તેવું **કરવા-પણું** રહેતું નથી. પ્રતીતિવાળો **જીવ** પરિસ્થિતિને સમજે ને ઉકેલવાને મથે ને નિષ્ઠાવાળો પરિસ્થિતિને જ્ઞાનભક્તિપૂર્વક ઉકેલે ને તેનાથી પર પણ રહે. પ્રતીતિવાળા **જીવ**માં હજુ જીવ-સ્વભાવ પૂરો ગયો નથી એમ ગણાય; ભલે જવા માંડયો હોય. નિષ્ઠાવાળા **જીવ**માં જીવસ્વભાવનું રૂપાંતર થતાં થતાં તે તેના સહજપણામાં પણ પ્રવર્તી શકતો હોય. જીવનનો પ્રેમભાવ એક માત્ર શ્રેયની જ ઉત્કટ ઇચ્છાથી જોડાય, તો તેનું પરિણામ અત્યંત કલ્યાણકારી નીપજે એ વાત જેટલી સાચી છે, તેટલું જ તેવા **જીવો**ને તેમ માની લેવામાં પણ ભારે જોખમ અને સાહસ રહેલાં છે તે પણ વિચારવા જેવી વાત છે. તે સાથે સાથે જ્યાં ત્યાં બધે શંકા કે સંશયવાળી વૃત્તિ રાખીને જ ફર્યા કરવું એ તો જીવનની ઘાત સમું છે. આપણે જો આપણી સર્વ પ્રકારની યોગ્યતામાં પ્રવર્ત્યાં કરતાં હોઇશું અને આપણો જીવનનો પ્રેમભાવ એક માત્ર શ્રેયની

જ ઉત્કટ ઇચ્છાથી જે તે કોઈમાં પરોવાયો હશે, તો તેનાથી અતિરિક્તપણે બીજું કંઇ કરવાની કોઈની તાકાદ પણ નથી. આમ ચિત્તશુદ્ધિ કે અહંકારશુદ્ધિને કાજે સરળમાં સરળ માર્ગ પ્રેમભક્તિનો છે. એ પ્રેમભક્તિનું ઝરણું હૃદયથી પ્રગટ થતાં અને વહેવા માંડતાં વૃત્તિઓને તે શુદ્ધ કર્યાં કરશે જ. કિંતુ એ તો અનુભવનો વિષય છે. તમને બધાંને જો સાચે સાચું ચિત્તશુદ્ધિ કરવાનું ને અહંકારની શુદ્ધિ કરવાનું દિલમાં ખરેખરું લાગ્યું હોય તો તેવી પ્રેમભક્તિ થવી શકય બનશે. લાગ્યા વિના કશું લાગી શકતું નથી, અને લાગતાં લાગતાં જ લાગી જાય છે તે જાણશો.



# સ્મૃતિ

દ્રિચિ;

સપ્ટેંબર ૧૯૪૪

સાધકને પોતાના પ્રવાસમાં જાતજાતનું ભાથું રાખવું પડે છે, તેમાં સ્મૃતિ એક ઘણું પૌષ્ટિક ખાદ્ય છે પણ જેમ પૌષ્ટિક અન્ન પણ યોગ્ય રીતે અને યોગ્ય પ્રમાણમાં ખવાય તો જ લાભદાયી નીવડે, તેમ સ્મૃતિશક્તિનો પણ યોગ્ય ઉપયોગ થાય તો જ તે લાભ આપી શકે.

ગીતાજીમાં તો સ્મૃતિને ભગવાનની એક મુખ્ય શક્તિ –મુખ્ય નારીસ્વરૂપોમાંની એક–ગણી છે, જો માનવીમાં સ્મૃતિ ન હોત તો એ કદી પોતાની જાતનો વિકાસ કરી શકત નહિ; અને માનવ સંસ્કૃતિ કે માનવોની જુદી જુદી જાતની જુદી જુદી સંસ્કૃતિ જેવું કશું જ થાત નહિ. અનુભવોની પરંપરાથી જ માનવી આગળ વધે છે; પણ તેનું કારણ એની સ્મરણશક્તિ છે. અગ્નિમાં હાથ નાખવાથી દઝાય છે એવો અનુભવ થયાં પછી જો તેની સ્મૃતિ માનવીને ન રહેતી હોત તો પછી તેનામાં અને પતંગિયામાં કશો ફેર રહેત નહિ. આ સ્મૃતિશક્તિ સાધકને પણ ઘણી મદદ કરે છે; કેમકે તેને તો ઈતર માનવી કરતાં વધારે કડવા મીઠા અનુભવો થયા કરે છે. તેમાંથી અલબત જો કે તે પોતાની વિવેકશક્તિ અનુસાર જ ઓછોવત્તો સાર કાઢી શકે છે. તો પણ જો તે સારનો પણ સ્મૃતિશક્તિની મદદથી સદુપયોગ થઈ શકતો ન હોત, તો તો એને દર વખતે નવો જ એકડો ઘૂંટવાનો આવત.

સંસ્કારો સંગ્રહી રાખવાની ક્રિયામાં પણ સ્મૃતિ મદદ કરે છે—જો કે સીધી રીતે નહિ. સંસ્કારોનો સંગ્રહ કરવાનું કામ મનની ગ્રહણશક્તિ કરે છે. સ્મૃતિ તો એ સંસ્કારોને ફરીથી જગાડવાનું કામ કરે છે; સૂતેલા સંસ્કારોને વિચારનું કે કલ્પનાચિત્રનું મૂર્તિમંત સ્વરૂપ આપવાનું કામ તે કરે છેઃ આથી પડેલા સંસ્કાર સજ્જડ થઈ જાય છે અને તે રીતે સંસ્કારોના સંગ્રહકાર્યમાં તે સહાયરૂપ થાય છે.

તે ઉપરાંત સંસ્કાર પહેલીવાર પડે ત્યારે પણ સ્મૃતિઓના ગ્રહણકાર્યમાં મદદ કરે છે. એક સંસ્કાર પડ્યો કે તરત સ્મૃતિ એ સંસ્કારની સાથે સંબંધ ધરાવતા બીજા કોઈ સંસ્કારને જગાડે છે અને તે રીતે પહેલા સંસ્કારને બીજા સંસ્કારની સાથે ચેતના–સાંકળે જોડે છે; એટલે પરિણામે પહેલો સંસ્કાર મનમાં દૃઢ રીતે ઠસી જાય છે. કેટલાક સંસ્કારો મનના અજાગૃત વિસ્તારમાં ઊતરી જાય તોપણ પેલી ચેતના–સાંકળથી જોડાયેલો અને તેથી પ્રાણવાન હોવાથી તે સંસ્કાર આપોઆપ અનુકૂળ તક મળતાં, ઉપર તરી આવે છે અને વિચાર લાગણી વગેરે રૂપે પરિણામ પામે છે. વર્ષો પછી એકાએક અમુક સંસ્કાર જાગે છે, એ તો આપણા સૌ કોઇના અનુભવની વાત છે. તે જાગી શકે છે કેમકે તે સ્મૃતિશક્તિથી કોઇ બીજા સંસ્કાર સાથે સંકળાયેલો છે. અને સ્મૃતિશકિતનો એ સંસ્કારના ફરીથી ઊઠવામાં પણ ઉપયોગ હોય જ એ તો દેખીતું છે આમ સ્મૃતિ સંસ્કારને ઠસાવવામાં અને ફરી જાગ્રત કરવામાં એમ બંને ક્રિયામાં ઘણી સહાય કરે છે.

આ ઉપરથી સમજાશે કે સ્મૃતિશકિત આપીને માનવી ઉપર ભગવાને એક અમૂલ્ય ઉપકાર કર્યો છે. પણ શકિત-માત્રની માફક સ્મૃતિનો પણ દુરુપયોગ કરવાનું માણસ ચૂક્યો નથી. દુનિયા જેને લીધે દુઃખમાં ડૂબેલી રહે છે, એ કારણોમાં પણ સ્મૃતિ એક મુખ્ય કારણ છે. આજે જગતમાં જે ભયંકર સંહાર ચાલી રહ્યો છે અને વેરઝેરનાં વૃક્ષો ફૂલીફાલી ઊઠયાં છે તેનું એક કારણ સાચા કે માનેલા નુકસાનની સ્મૃતિ જ છે. માનવીની વેરવૃત્તિને સ્મરણ-શક્તિનું પોષણ ન હોત તો તે બાળક જેવી ક્ષણજીવી લડાઈ જ ઊભી કરી શકત. ગૃહજીવનના કલેશમાં પણ આ જ સ્મરણશકિત કેટલો બધો ભાગ ભજવે છે! તેથી તો અંગ્રેજીમાં "ભૂલી જાવ અને ક્ષમા આપો" એવું ઉપદેશ વાક્ય ઉદ્દભવ્યું છે.

એટલે જ સાધકે સ્મૃતિનો બહુ વિવેકપૂર્વક ઉપયોગ કર-વાનો છે. સ્મૃતિ ભારે શકિત છે પણ વરાળ કે વિદ્યુત્ જેવી શકિતની માફક તેનું પણ યોગ્ય નિયંત્રણ કર્યું હોય તો જ ઉપયોગી થાય. હૃદય અને બુદ્ધિના કેટલાક ઉદાત્ત ગુણોના નિયમનથી જ સ્મૃતિ સાધકને સહાયકારક થાય; સ્મૃતિ તો સાધક–બાધક બધા સંસ્કારોને પ્રાણવાન કરી શકે છે એટલે જ સાધકે કેટલાકને પોષવાના છે ને બીજાને મારવાના છેઃ આ ક્રિયા–પ્રક્રિયામાં અને એનું પરિણામ આણવામાં સાધકનો દમ નીકળી જાય છે. જેમ દાઢમાં ભરાઈ ગયેલા કોઈ પણ કણને બહાર કાઢી નાંખે ત્યારે જ જીવને જંપ વળે છે, તેવી રીતે હાનિકારક સંસ્કારોને સ્મૃતિની મદદથી ઊંડા જતા અટકાવ-

વાની અથવા પડેલા સંસ્કારોને તાજા થતાં અટકાવવાની ટેવ મનને પડી શકે છે; પણ ફેર એટલો જ કે જીભને ટેવ પાડવામાં કશી જ મહેનત નથી પણ મનને આ ટેવ પાડવામાં ઘણી સાધના કરવી પડે છે: સાધક આવું મન એ જ સ્મૃતિની મદદથી કરી શકે છે. સાધકને અનુભવ થાય છે કે તેનું મન કેટલાક અધોગામી સંસ્કારો ઝટ ગ્રહણ કરી લે છે; એટલે તેવા સંસ્કાર પડે એવો પ્રસંગ આવતાં સાધકે જાગ્રત રહીને, તટસ્થતા જાળવીને, સ્મૃતિની જ મદદથી બીજી જાતની ચેતના–સાંકળ જોડીને પેલા સંસ્કારને પડતો અટકાવવા કે ઊઠતો બંધ કરી દેવા મથવું પડે છે. કોઇ ખરાબ સંસ્કાર પડે એવી વાતચીત કે પ્રસંગ છે એમ સમજાતાં જ સાધકે નામજપ, કે પ્રાર્થના કે ગુરુસ્મરણ કે એવું કોઈ સાધન કરીને પેલા સંસ્કારને ઊંડો પડતાં અટકાવી દેવો જોઈએ. પોતાનું કોઇ તરફથી અહિત થતું દેખાય તો કાં તો ઉદારતાના, કે કાં તો અહિત કરનારના બીજા સદ્‌ગુણોના, અને બનતાં સુધી શુભ જ હેતુ આરોપવામાં મદદ થાય એવી જાતના સંસ્કારને સાધક જગાડે છે, ત્યારે જ ફાલે છે. **આવી પડેલી ટેવથી, જુદી જાતના સંસ્કારો જગાડવાની શક્તિ મેળવવી એ જ સાધનાનું એક અંગ છે.** આમ કરવા સારુ દરેક પ્રસંગને જુદી જ દૃષ્ટિવૃત્તિથી જોતાં શીખવું પડશે. પૂજ્ય મહાત્મા ગાંધીજી ગમે તેવાને પણ નિરાશ કરી નાંખે એવા વાતાવરણમાં અદમ્ય શ્રદ્ધા, ઉલ્લાસ ને હિંમત તથા આત્મવિશ્વાસ રાખે છે. તેનું કારણ એઓ તે તે વખતે ‘ સત્યાગ્રહીને તો હાર હોય જ નહિ ’ એવી કોઈ માન્યતા કે એવો કોઇ વિચાર

કે એવા અનુભવની સ્મૃતિની મદદ પોતે લે છે, તે છે. નિરાશાને હડસેલી મૂકતાં મૂકતાં તેમને એવી ટેવ પડી ગઈ છે કે નિરાશા થાય જ નહિ એવું તેમના સ્વભાવનું એક લક્ષણ થઇ ગયું છે. 'સજાતીય' ભાવો, વિચારો વગેરે જગાડવાની, સ્મૃતિની મદદથી, ટેવ પાડી ત્યારે જ આવું તેમના સ્વભાવમાં પરિવર્તન થયું.

સ્મૃતિમાં ભૂતકાળને વર્તમાનમાં જીવંત કરવાની જે શકિત છે તેથી પણ લાભ–હાનિ બન્ને થાય છે. સંતપિતાનું મરણ ભૂલી જવું એ યોગ્ય નથી પણ એ સ્મરણથી દુઃખી થવાને બદલે તેમાંથી પોતાના વિકાસ માટે પ્રોત્સાહન મળે એવી જ રીતે તે સ્મરણ થયાં કરવું જોઇએ. એટલે સ્મૃતિએ વિવેકથી દોરાઇને એવા જ વિચારોને જીવંત રાખવા મથવું જોઈએ કે જેથી પ્રોત્સાહન મળી શકે. થોડેવત્તે અંશે દરેકની સ્મૃતિ પ્રેરણાત્મક છે; એટલે સ્વજનોનાં તેવાં જ સ્મરણો જાગ્રત રાખ્યાં કરવાં એ સાધનાની એક રીત છે.

જે જે સંસ્મરણોમાં લાગણી કે ભાવના છે તેમાં ભરાઇ પડવાનો સાધક માટે સોળે સોળ આના સંભવ રહે છે. તેથી તેણે ત્યારે તો ખાસ ચેતતા રહેવાનું છે. તેવે વખતે ખૂબ તટસ્થતા જાળવીને એ સંસ્મરણોને રચનાત્મક વલણ આપવું જોઇએ. આ તટસ્થતા એટલે 'જડભરત'ની વૃત્તિ નહિ. જગત સાથે પોતાને કશી જ લેવા–દેવા નથી એવી બેપરવાઇ પણ નહિઃ પણ ભગવદ્ભાવમાં મદદ કરે એવી પ્રેમભીની અનાસક્તિ.

સાધારણ માન્યતા મુજબ તો સંત સંસારમાં રહેતો હોય, તો પણ જગત તરફ–'માયાવી' દુનિયા તરફ–તદ્દન બે-

પરવાઇની વૃત્તિ રાખે છે. આવા વિચારે જાણ્યેઅજાણ્યે દોરાઇને ઘણા સાધકો એવી વૃત્તિ અને તેને પરિણામે વિસ્મૃતિની વૃત્તિ સેવે છે. એક એવી પણ માન્યતા છે કે સંત તો વ્યવહારમાં છેક જ બોથડ હોય; વ્યવહારકુશળતા અને સંતતા એ બે વચ્ચે તેજ–છાયાનો સંબંધ છે. આપણી બુદ્ધિ એવી માન્યતાને ટેકો આપતી દલીલ પણ કરે છે. ‘ ભક્તનું મન તો ભગવાનને ચરણે ધરાયું હોય એટલે તેને દુનિયાની બાબતના વિચારો કરવાનો વખત પણ ન મળે અને શકિત પણ ન મળે. એટલે ગૃહસ્થ–જીવનનાં લક્ષણો સંતમાં ન હોય. પોતે કોઇને ત્યાં મહેમાન તરીકે જવાનો હોય તો તે હકીકત જ ભૂલી જાય (પોતાની મસ્તીમાં) અને અતિથિની રાહ જોતું પેલું ગૃહસ્થ-કુટુંબ ગમે તેટલી અગવડમાં આવી પડે તો તેથી સંતને શું ? ’ કેટલીક વાર એમ ગણવામાં આવે છે. ઘરના નિત્ય વ્યવહારમાં તે કંઈને કંઇ ભૂલ જ કરતો હોય. નરસિંહ મહેતા ઘી લેવા ગયા હતા તેવા દાખલા તરત યાદ આવે છે.

પણ નરસિંહ મહેતાની તે વખતે કેટલી ઉચ્ચ કક્ષા હશે, તે વખતના તેમના સંજોગો કેવાં હશે, એ પ્રસંગ ખરેખરો બન્યો હતો કે પછી કવિએ કલ્પનામાંથી જ ઉપજાવેલો, એ બધું પણ સાથે સાથે વિચારવું જોઈએ. વળી જો આપણે સંતમાં ભગવાનની સર્વ શકિતમત્તાનો તથા સર્વજ્ઞતાનો ગુણ આરોપતા હોઈએ તો સંત દરેકે દરેક પોતાના જીવનપંથમાં આવતી બાબતોમાં પૂર્ણત્વ પામેલો હોવો જોઇએ. એટલે જેટલો તે ભગવાનના રસમાં તરબોળ હોય તેવો જ ભગવાનના જ આવિર્ભાવરૂપ આ

સૃષ્ટિનાં એને લગતાં કાર્યોમાં પ્રવીણ હોવો જોઈએ. આમ એનામાં એકાગ્રતા અને શતાવધાનતાના ગુણો સાથે સાથે જ હોવા જોઈએ. સાધકે પણ એ જ દિશામાં પ્રયત્ન કરવાનો છે. જગતની બાબતો તરફ બેપરવાઇ અને વિસ્મૃતિ રાખ્યે તેને ન પાલવે. ભગવાનને દયા અને કઠોરતા, અત્યંત લઘુતા અને મહાનપણું (અણુથી પણ નાનાપણું ને મહાનમાં મહાનથી પણ મોટાપણું) વગેરે પરસ્પર વિરોધી દેખાતાં લક્ષણોથી વર્ણવવામાં આવ્યો છે અને સંતપુરુષ તેનું જીવંત પ્રતીક છે; એટલે તેનામાં પણ એવા ગુણો હોવાનો સંભવ અને સાધક એટલે ભવિષ્યનો સંત.

સાધકને તો આવી બેપરવાઈ અને વિસ્મૃતિ હાનિ પહોંચાડે છે, એ બુદ્ધિથી પણ સમજી શકાય છે. સંસારમાં રહેતો હોવાથી તે અનેકના સંબંધમાં આવવાનો. સામાના સ્વભાવને લીધે નહિ પણ પોતાની અકુશળતાને લીધે જો સાધકના સંબંધીઓમાં એની પ્રત્યે દ્વેષ કે ક્રોધની વૃત્તિ ઉદ્‌ભવે તો તે પણ એક સૂક્ષ્મ વિરોધી બળ છે, અને પ્રેમ જેમ સાધકને મદદ કરે છે તેમ દ્વેષ એક નકારાત્મક બળ હોવાથી સાધકને હાનિ કરે છે. વળી કોઇના અંતરના આશીર્વાદ ક્યારે મળે કે જ્યારે તેની કોઈ ઘણી જરૂરી લાગતી ખોટ પૂરાય. સાધકમાં એવી ખોટ પૂરી શકવાની શકિત હોય; દા. ત. કંઈ ચીજ આણી આપવાની. તેમ છતાં તે ભગવાનમાં તલ્લીન રહેવાને કારણે ન આણી આપે તો પેલાના આશીર્વાદ તે ગુમાવે. આમ સાધકને પ્રભુએ આપેલી આત્મવિકાસ માટેની એક તક તે ગુમાવે છે. સાધકના ભૂલકણાપણાથી બીજાને ત્રાસ પડે તો સાધકનું એ કર્મ જરૂર એને જ નડવાનું. તેથી પ્રત્યેક ઝીણાં દેખાતાં, નજીવાં દેખાતાં, 'સ્થૂલ' દેખાતાં કર્મો

તરફ પણ સાધકની ચકોર દૃષ્ટિ જવી જ જોઈએ. આ દૃષ્ટિ સ્મૃતિશક્તિની મદદથી મળી શકે છે. આમ સ્થૂલમાં સ્થૂલથી સૂક્ષ્મમાં સૂક્ષ્મ બાબતના વિકાસમાં સાધકને સ્મૃતિશકિત ઘણી મદદ કરે છે.

છેવટે સાધકને સ્મૃતિ રાખવા માટે મહેનત નથી કરવી પડતી. આપોઆપ કયે વખતે શું કરવાનું છે તેની સ્મૃતિ અંતકરણથી જ ઊઠે છે. એટલે એવા સાધકને તો એક દૃષ્ટિએ જોઈએ તો સ્મૃતિનો—એટલે યોગ્ય સમયે યોગ્ય જાતની સ્મૃતિનો—સ્વભાવ જ થઈ પડે છે. તેમાં અને અંતઃસ્ફુરણમાં પછી કશો ફેર રહેતો નથી. પણ તે સાધક જ્યારે સર્વ-વ્યાપી ચૈતન્યશકિત એટલે કે ભગવાનનું ઘણું શુદ્ધ વાહકયંત્ર બની જાય ત્યારે.

સૌથી ઉત્તમ સ્મૃતિ અથવા સાધકની સ્મૃતિના વિકાસનું છેલ્લુ પગથિયું તો અલબત સતત-નિરંતર-સદાયની ભગવત્સ્મૃતિ—ભગવદ્ભાવમાં જ રહેવાનો પડી ગયેલો સ્વભાવ. સ્થૂલ કાર્યો કરવામાં અસાધારણ કુશળતા રાખનારા અને તેમાં અદ્‌ભુત સ્મરણશકિત ધરાવનારા પ્રમાણમાં ઘણા હશે. પણ તે પોત-પોતાના ક્ષેત્રમાં જ—તે ક્ષેત્રમાં અતિશય રસને પરિણામે પાડેલા અભ્યાસને કારણે. પણ પોતાના મનની દરેકે દરેક ક્રિયાઓ, લાગણીઓ, ભાવનાઓ, વિચારો વગેરે બાબતમાં સ્મૃતિશકિતનો ઉપયોગ—યોગ્ય ઉપયોગ—કરી કરીને તે બધાંનું યોગ્ય રૂપાંતર કરવા મથનાર થોડા હશે. ને તેમાંયે થોડા તેવું ખરેખર કરી શકનાર. આમ સ્મૃતિ એ સાધન પણ છે ને સિદ્ધિ પણ છે. જ્યારે સ્મૃતિ ભગવતી ચેતનાસ્વરૂપ થાય છે ત્યારે એ સિદ્ધિ છે. ભગવાન કહે છે કે "નારી સ્વરૂપોમાં (એક સ્વરૂપ) સ્મૃતિ છું" તેનો અર્થ આવો કૈંક હશે.

# પૂર્ણપુરુષ

સાબરમતી આશ્રમ,
તા......૧૨-'૪૨

પૂર્ણપુરુષને પિછાનવો અને તેની બરાબર કદર કરવી એ કંઇ સહેલી વાત નથી. સાધારણ રીતે આપણામાં પૂર્ણ-પુરુષ વિષે **ભિન્ન ભિન્ન વિચારો પ્રવર્તે છે.** પુસ્તકોના વાચનથી, આપણી પોતાની કલ્પનાના તરંગોથી, આપણી પોતાની સમજના **દૃષ્ટિબિંદુથી ને સમજના પ્રચલિત** વિચારોથી, પૂર્ણપુરુષની રહેણીકરણી વિષે અમુક દૃઢ ખ્યાલો આપણામાં પહેલેથી જ ઘર કરી બેઠેલા હોય છે.

ઘણાની દૃષ્ટિએ પૂર્ણપુરુષ એટલે જેણે પોતાના જીવ-નની જરૂરિયાતો ઓછામાં ઓછી કરી નાંખી હોય તે. દલિતો અને ગરીબો માટે તેનામાં અત્યંત કરુણા હોય. તેને પોતાની વ્યકિતગત–અંગત–મુક્તિની કંઈ જ પડી ન હોય. તે તો સમસ્ત માનવસમુદાય માટે દયાનો સાગર જ હોય અને માનવજાતના ઉદ્ધાર માટે જ તે મથે. બીજા કેટલાક એમ માને છે કે પૂર્ણપુરુષ એટલે જે મૌન પાળે અથવા ઓછામાં ઓછું બોલે તે. તેનો ચહેરો શાંત, ગંભીર હોય. તેની સમીપ પહોંચતાં જ તેની ભવ્યતાની અથવા સાધુ-તાની છાપ આપણા ઉપર પડે જ પડે વગેરે વગેરે. પણ જો તે ખડખડાટ હસતો માલૂમ પડયો કે કોઇ સાધારણ પ્રવૃત્તિમાં મશગૂલ થતો દેખાયો, દુન્યવી વિષયોમાં રસ લેતો અને તેથી 'ક્ષુદ્ર' બાબતો વિષે છૂટથી વાત કરતો જણાયો–તો, બસ, ખલાસ–તે ગમે તેવો મહાન હોય તોપણ તેમની નજરે તો એ બહુબહુ તો પોતાની ભારે શક્તિ

અને બુદ્ધિથી લોકો ઉપર પ્રભાવ ને સત્તા બેસાડનાર ને પોતા તરફ બધાને આકર્ષનાર એવો પુરુષ જ દેખાશે. આવા લોકો એને સાધારણ પુણ્યશાળી અથવા ચારિત્ર્યવાન અને સમર્થ ગણવાની ઉદારતા પણ બતાવે, પણ આખરે તો એ 'દુન્યવી' એટલે નીચલી—પાર્થિવ—ભૂમિકામાં જ રખડનારો એમને લાગશે.

પણ આંખે ઊડીને વળગે એવી, ઉપર લખ્યા મુજબની ચિઠ્ઠીઓ કંઈ પૂર્ણપુરુષને કપાળે ચોટાડેલી હોતી નથી. શાક વેચનારે, કાપડિયાએ અને હોશિયાર ઝવેરીએ એક જ હીરાની જુદી જુદી કિંમત આંકી, એ વાત આ બાબતમાં પણ બરાબર લાગુ પડે છે. સાચા સંતની બાબતમાં તો શું, પણ દરેક અસાધારણ વિભૂતિવાળા સત્ત્વની પૂરી કદર તો તેનાથી જ થાય કે જે એ વિષયમાં ભાવજ્ઞાનપૂર્વક મંથન કરીને નિષ્ણાત થયો હોય. એમ કહેવાય છે કે પ્રો. આઇન્સ્ટીનનો સાપેક્ષવાદ આજે પણ દુનિયામાં આંગળીને વેઢે ગણાય એટલા માણસો પૂરેપૂરી રીતે સમજે છે. એ જ રીતે 'પૂર્ણપુરુષ' પૂર્ણપુરુષ તરીકે તેને જ દેખાય કે જેનામાં એને માટેની દૃષ્ટિ હોય અને કદર કરવા યોગ્ય હૃદય હોય.

આ કારણસર, આ લેખમાં પ્રસ્તુત વિષય વિષે સત્યની સીમા બતાવાઇ છે એવો જરા પણ દાવો નથી. એમાં અનેક ત્રૂટિઓ હોવાનો પૂરો સંભવ છે. આ તો એ વિષય પરત્વે અંગુલિદર્શનનો માત્ર નમ્ર પ્રયાસ છે. કૈંક અંશે સાચા સંતોના સહવાસથી, કૈંક અંશે હાર્દ શોધી કાઢવાનો એકમાત્ર ઉદ્દેશ રાખીને કરેલા પુસ્તકોના વાચનથી, કૈંક અંશે

ચામે તેવી જાજવલ્યમાન વિભૂતિ હોય તો પણ તેનાથી અંજાઇ ન જવાનો નિશ્ચય કરીને તેના કથન અને વર્તનનાં, યથાશક્તિ શાંતચિત્તે કરેલાં, અવલોકન અને મનનથી, અને કેંક અંશે સામસામા કે જુદા જુદા વિચારોના પ્રચંડ ઝંઝાવાતથી ઘસડાઇ ન જવાના દૃઢ નિશ્ચયથી, જે કંઈ સમજાયું છે તેનો નિચોડ આ લેખમાં આપવાનો પ્રયત્ન છે. સાચો સંત કેવો હોવો જોઇએ તે વિષે જ્યાં સુધી આપણા મનમાં અમુક મંતવ્યો જડ ઘાલીને બેઠાં હોય ત્યાં સુધી હિરણ્યમય પાત્રમાં છુપાયેલું સત્યનું મુખ—આ ઠેકાણે સંતનું સાચું દર્શન—જોવું અશક્ય છે. એને માટે તો પૂરેપૂરા નિરાગ્રહી, એટલે કે પરિણામની ભીતિ રાખ્યા વગર સત્યદર્શનની ઉત્સુકતા જ્યાં આપણને દોરી જાય ત્યાં જવાની તૈયારીવાળા, સાહસવાળા, અને શ્રદ્ધાવાળા માનસની જરૂર છે. તે વિના સત્યદર્શન અશક્ય છે.

પૂર્ણપુરુષની પૂર્ણતા કંઈ સ્થૂળ આંખોથી દેખાય એવા સ્થૂળ ક્ષેત્રમાં નહિ પણ મન કે હૃદય કે સ્વભાવના સૂક્ષ્મ પ્રદેશમાં જ રહેલી છે; ને તેથી તે જોવા માટે સૂક્ષ્મ દૃષ્ટિ જ કામ લાગે, એ મહત્ત્વની હકીકત આપણે આ બાબતમાં ભૂલવી ન જોઇએ. તેથી જ સંતને ઓળખવા માટે ઉપર લખેલું વિવરણ કરવું પડયું છે.

વળી બીજું કારણ એ છે કે ઉચ્ચ કોટિનો આત્મા લગભગ અપારદર્શક છે. કોઇ ખટપટિયા, પ્રપંચી માણસની ચાણાક્યનીતિ હજુ પારખી શકાય; તેને પકડી પાડી શકાય; પણ પૂર્ણપુરુષ કયા ઉદ્દેશથી અમુક કામ કરે છે તે શોધી

કાઢવું ઘણું કઠણ છે. તેના ઉદ્દેશોને આપણી કલ્પના સાધારણ રીતે પહોંચી શકતી નથી. આપણે તો આપણા ક્ષુદ્ર માનસના ગજથી તેના માનસનું માપ કાઢવા જઇએ છીએ; પણ જોકે પૂર્ણપુરુષ પણ આપણા જેવો જ હાડ-ચામનો મઢેલો માણસ છે, તેમ છતાં એનો દેહ તો એ વિભૂતિનો બહુ જ અલ્પાંશ છે. પણ તેના અસામાન્ય, અદ્‌ભુત, કેટલીકવાર ચમત્કારી લાગે એવા અનુભવને લીધે, મનુષ્યરૂપ ધારણ કરનાર એ પુરુષ ખરી રીતે ગગનસ્પર્શી છે. એનું માનસ કે જીવ આકાશ જેટલાં વિશાળ છે. અને તેથી એમાંથી ઉદ્‌ભવેલી કૃતિઓ બહારથી તદ્દન સાધારણ કે કેટલીક વખતે ઊલટી વિકૃત દેખાય છે, છતાં સાચી રીતે લોકોત્તર જ હોય છે.

દાખલા તરીકે, જે જે પ્રસંગો સંસારના રસિયાઓને ખૂબ કલેશ કરાવનારા અને દિલ હલમલાવનારા થઇ પડે છે તે તે પ્રસંગોએ એ તો પૂર્વવત શાંત જ રહેલો દેખાય. દયાહીન શત્રુનું ભયંકર આક્રમણ, દુષ્કાળરૂપી રાક્ષસનું સર્વભક્ષણ, કે બીજી કોઈ આસમાની સુલતાની, કે જીવ-લેણ વ્યાધિનો ઝપાટો વગેરે ઉલ્કાપાતો પણ એને સ્પર્શ પણ કરી શકતા દેખાતા નથી. ઉપરછલ્લી દૃષ્ટિએ એ આમ છેક હૃદયહીન પણ દેખાય.

પણ સાચી રીતે એ નિષ્ઠુર નથી. જે બીજાઓ જોઈ નથી શકતા, તે એને દીવા જેવું દેખાય છે. તેથી જ તે આવા પ્રસંગોએ નિશ્ચલ રહે છે. એ જાણે છે કે વસ્તુ માત્ર પોતપોતાની નિયતિને અનુસરે છે ને તેથી જ વસ્તુમાત્રની

ઉત્ક્રાંતિ બહારની દખલગીરી વગર–પોતાની મેળે જ–થવા દેવાનું તે યોગ્ય ગણે છે; ને તેથી આવે પ્રસંગે તે નિશ્ચેષ્ટ રહે છે કે દેખાય છે. વળી તેની માત્ર સૂક્ષ્મ, મૂંગી અનુકંપા બીજાઓની દોડધામ અને ધાંધલિયા પ્રવૃત્તિઓથી ક્યાંયે વધારે અસરકારક છે, તેનો એને એકલાને જ અનુભવ છે.

સરળ રીતે પોતાને માર્ગે વહી જતી નદી જેવી એની વૃત્તિ હોય છે. એ પોતાની જાતને નિર્બંધ રાખે છે અને એવી જ રીતે બીજાઓને પણ મુક્તપણે વિહાર કરવા દે છે, કે જેથી તેઓ પોતપોતાની પ્રકૃતિ અનુસાર ઘડાય. આમ જોકે દેખીતી રીતે એ તદ્દન નિવૃત્ત લાગે છે, પણ ખરી રીતે બીજાંઓની એ સારામાં સારી સેવા કરે છે.

એની દૃષ્ટિએ કાંઇ પણ તત્ત્વતઃ બીજાથી ચડિયાતું નથી. એ પોતાનું સ્વત્વ ભૂલે છે, અને તેથી એ બધા ભેદભાવોથી પર જઈ શકે છે. કશાની પણ એને લાલસા કે આકાંક્ષા ન હોવાથી એને કશા માટે જહેમત ઉઠાવવી પડતી નથી. એટલે એને માટે વિજય, ફલપ્રાપ્તિ કે પૂર્ણાહુતિ જેવું કશું જ રહેતું નથી. એનો આત્મા સર્વનો સમાવેશ કરે છે. તેથી તે સંપૂર્ણ સમતાથી વસ્તુમાત્ર સાથે એકાકાર થાય છે અને આમ પોતાનું વ્યક્તિત્વ લુપ્ત કરે છે. સંતાત્માને તેથી કોઇ નામ નથી.

વસ્તુમાત્રથી, સંજોગમાત્રથી, અને સ્થાનમાત્રથી એને પૂર્ણ સંતોષ છે. તેથી તે સદાનો સુખી જીવડો છે. ફેરફારો એને તો શાશ્વત સમુદ્રના તરંગો જ લાગે છે. અને એવા

તરંગો ઉપર તે સહેલાઇથી તરે છે. કશાની પણ ખોટ, ઇચ્છા કે જરૂર એને ન હોવાથી રાજ્યકાર્ય સંભાળવાને માટે પણ એ જ સૌથી લાયક છે.

દરેક વસ્તુ આપોઆપ, પોતાની મેળે જ, એનામાં સરજાય છે એમ એ જાણે છે. મતમતાંતરો માટે કોઈ પણ જાતનો પક્ષપાત કે અણગમો, ભોગ કે ત્યાગ, એને હોતાં નથી. એટલું જ નહિ, પણ એને પોતાને મત જ હોતો નથી. જુદાં જુદાં મંતવ્યોમાંથી કોઇનો પણ તે વિરોધ કરતો નથી, માત્ર તે તેની પાર જાય છે ને પર હોય છે. સ્વાભાવિક રીતે અને સરળ ભાવે થઇ રહેલી બધાંની ઉત્ક્રાન્તિને તે સ્વસ્થતાથી જોયા કરે છે, તેથી તે કુદરતી રીતે પરિણામ પામતી વસ્તુસ્થિતિમાં આડખીલીરૂપ થતો નથી.

તે પરમતત્ત્વમાં સદા ય ડૂબેલો હોય છે. અને તેથી તે પોતે જ અંતિમ જ્ઞાન છે. તે કોઇ પણ જાતની રચના કરતો નથી, તેથી તે કશાનો વિનાશ કરતો નથી. તે પ્રત્યક્ષ અનુભવમાં જ રહ્યાં કરે છે. એના પર સંસ્કારો પડે છે પણ તે તેને સંઘરી રાખતો નથી. અનુભવની પહેલાં કે પછી તે વિષે તે કશો વિચાર કરતો નથી. ભાવિ માટે તેને કશી પણ ઉત્સુકતા હોતી નથી અને તે બાબત તે તદ્દન નિઃસ્પૃહ રહે છે. જેવી અદૃશ્ય રીતે વખત પસાર થાય છે તેવી જ રીતે ભૂતકાળ એનામાંથી પસાર થઇ જાય છે. તેને માટે વર્તમાન જેવું પણ કશું નથી. બહારની દુનિયાનું સભાન અવલોકન કે આંતરિક દુનિયાનું સભાન સંવેદન એને થતું નથી. પ્રત્યેક ચીજમાં એ તે તે રૂપે આનંદ માણે છે

અને પ્રત્યેક સ્થળ અને પ્રત્યેક ફેરફારને તે અનુકૂળ થાય છે. જીવન ને મરણ માટે તેને કશી પરવા નથી હોતી. એનું મન ખાલી છે. જે કંઈ છાપ એનામાં પડે છે તે છાપ એની ચેતનામાં પડે છે. એનો આત્મા તો અલિપ્ત રહે છે. પરંતુ સામાન્ય રીતે એને એવી કશી છાપ પડતી હોય એવું ભાન હોતું નથી. કોઈક વખતે જ્યારે એની ચેતનામાં છાપ ઊઠે છે, ત્યારે તે ભગવત્કાર્યમાં પરિણામ પામીને આપોઆપ પાછી વિલીન થઈ જાય છે. પણ સંતલોકોની આવી વૃત્તિને કોઈ પણ બંધનકારક પાળ હોતી નથી. એટલે સંતલોકોની વૃત્તિને આપણે પામી શકતા નથી. ખરી રીતે જોતાં તો એમને વૃત્તિ હોતી જ નથી.

એ તો માત્ર સ્વયંચાલિત તત્ત્વ છે. કોઈ વાર એ શાંત ઉપાયોથી કામ લે છે, તો કોઈવાર વળી બીજી રીતે–જેવી પ્રસંગની જરૂર અને પરિસ્થિતિ. પરંતુ એની ભૂમિકા તો ગુણોથી જ પર રહે છે; કોઈક વાર વળી ગુણોમાં પણ હોય છે; ને કેટલીક વાર તો ગુણોમાં યે નહિ ને ગુણોથી પર પણ નહિ એવી કોઈ અગમ્ય મધ્યમ સ્થિતિમાં પણ એની ભૂમિકા રહે છે. જે કંઈ અનિવાર્ય છે તેને એ વિધિનું નિર્માણ જાણે છે, અને તેથી તે હંમેશ સ્વસ્થ રહે છે. દેખીતી રીતે એ બીજાઓને અનુપયોગી છે, પણ એના અસ્તિત્વમાત્રથી જ આપોઆપ સમસ્ત વિશ્વની ઉત્ક્રાન્તિમાત્રમાં તે ભાગ લે છે. આમ પૂર્ણપુરુષ પ્રત્યેકને પોતપોતાની પરિપૂર્ણતાની પ્રાપ્તિ તેમની તેમની રીતે કરવા દે છે. તત્ત્વથી વિરોધાત્મક એવું એને કશું દેખાતું નથી.

તે સ્તુતિનિંદાથી પર છે. તેની પ્રકૃતિનાં સ્વરૂપ ને લક્ષણો જુદી જુદી જાતનાં હોય છે. કાળના પ્રવાહ ઉપર તે તરતો વહે છે અને કશાને યે આગ્રહ રાખી પકડી રાખતો નથી. તે કદી ઊંચે ને કદી નીચે હોય છે. બનાવો પ્રત્યે એ સદાય પ્રશાંત હોય છે. એ પોતે પ્રસંગોને પ્રસંગો જ માત્ર ગણે છે, ને તેમ વર્તે છે. પ્રસંગો તેને પોતાના પ્રવાહમાં તાણી શકતા નથી. પ્રસંગોની ગતિ, એનું જોમ અને તેનો વળાંક તે પોતાનામાં વાળે છે.

એ પોતે જ પરાકાષ્ઠા છે; કારણ કે તે કાળચક્રની ગતિને પારખે છે. તેથી કાળથી થતાં પરિવર્તનો તેને અસ્વસ્થ કરી શકતાં નથી. આમ જ્યારે તે કાળને પારખે છે ત્યારે તે તેનાં કારણો શોધવા બેસતો નથી. વિસંવાદી ઘટનામાં પણ એ સંવાદ જુએ છે. એને 'હું' જેવું કશું નથી તેથી તેને કશામાં રાગ નથી, અને પરિણામે કોઇ જાતનું યુદ્ધ કે હાર તેને વેઠવાં પડતાં નથી. વિધિની કૃતિઓ એને હલમલાવી શકતી નથી. એનામાં સદ્‌ગુણો છે, પણ જાણે નથી એવો જ એ દેખાય છે. તે શરીરથી માનવ છે ખરો, પણ તે માણસ જેવો સ્પષ્ટ જણાતો નથી. એ કોઈ જાતની યોજના ઘડતો નથી, તેથી તેને જ્ઞાનની જરૂર પડતી નથી. એના વિચાર વર્તનમાં કોઇ જાતની ન્યૂનતા નથી, તેથી તેને નૈતિક સિદ્ધાન્તોની જરૂર રહેતી નથી. એનામાં કોઈ પરત્વે પાર્થિવ પ્રેમ નથી. પરાક્રમથી મળે એવી કોઇ સિદ્ધિ તેને જોઈતી નથી. તેથી નિષ્ફળતા માટે શોક કે વિજય માટે હર્ષનું તેને કારણ રહેતું નથી. એને કશું

ભૂલી જવાપણું યે નથી ને યાદ રાખવાપણું યે નથી. તે જાતે જ શુદ્ધ અનુભવ છે, તેથી તે શુદ્ધ વિજ્ઞાન છે. પ્રકૃતિ અને પુરુષનું તે એકીકરણ છે અને વસ્તુમાત્રને તત્ત્વમાં સરખી રીતે જુએ છે. એને માટે વસ્તુઓ વચ્ચે ક્યાંય પરસ્પર વિરોધ નથી. તે, તે તે વસ્તુઓને, તેમના તેમના અનુભવની દૃષ્ટિએ જુએ છે. બધાંની ઉપર, બધાંની અંદર અને બધાંની વચ્ચે તે તત્ત્વરૂપે છે. તેથી તે ખાલી છે અને ભરપૂર પણ છે. તેને પોતાની અલગ અસ્મિતાનું ભાન નથી હોતું; કારણ તે સ્વભાવથી જ સરળપણે સર્વત્ર હોય છે. આમ તે અદ્ભુત રીતે પોતાની જાતનું એકીકરણ ને સમીકરણ પોતાની બીજી જાત સાથે કરે છે. તે ગુણોની સમગ્રતા છે. અસ્તિત્વમાત્રની, સર્જનની, પ્રેરણાની, જડ અને ચેતનની, મન અને પદાર્થની, કાળ અને અવકાશની એ બધાની સમગ્રતા પણ તે જ છે. ટૂંકમાં, પ્રકૃતિના સ્વયંભૂપણાની સમગ્રતા પણ તે પોતે છે.

એક રીતે એ કશું જ કરતો નથી. કારણકે પ્રત્યેક જે તે કંઈ સ્વયંભૂ છે; પરંતુ તે સ્વયંભૂત્વની સમગ્રતા હોવાથી, બીજી રીતે જોતાં તે બધું જ કરે છે. આમ સર્જન ન કરતો હોવા છતાં તે સર્જન કરે છે. એને તો બધું જ સર્જન અને વિનાશની મર્યાદામાં સપડાયેલું લાગે છે. વળી એને વિનાશની પ્રક્રિયામાં યે સર્જનની જ પ્રક્રિયા દેખાય છે. સર્વવ્યાપી, પૂર્ણ, શાંત, કલ્યાણકારી સત્‌થી જુદી એવી એને એકે ઇચ્છા નથી. તે આમ નિવૃત્તિમાં પ્રવૃત્ત રહે છે. એ કશું અયોગ્ય કરતો નથી. તે રડે છે, હસે છે, વિનોદ કરે છે, બોલે છે, વાતો કરે છે, ગણગણે છે કે બબડે છે, અને એવી બધી ક્રિયાઓ કરે છે, પણ તે આપોઆપ, અનુકંપાથી; નિર્મળ સરળતામાં તે વિહરે

છે ને સર્વ સાથે અભેદ અનુભવે છે; વ્યક્તિગત વલણ જેવું એને કશું હોતું નથી. આપોઆપ એની અસર સર્વ-વ્યાપી થાય છે; અને આમ જે તે કંઇ પોતાના સ્વરૂપને મેળવે છે. કોઇ વાર તે નિશ્ચેષ્ટ દેખાશે; તો કોઈ વાર ખૂબ સ્ફૂર્તિવાળો ને પ્રવૃત્તિમાન જણાશે; કદીક સ્થિર, સ્વસ્થ ને શાંત તો કદીક ઉદાસીન; આમ તે સર્વ આવેશ અને વૃત્તિઓની પણ સમગ્રતા છે, ને તેની પાર તે જાય છે. આવી રીતે પ્રવૃત્તિમાં પણ તે નિવૃત્ત રહે છે.

એને ને કીર્તિને કશું લાગતું વળગતું નથી. એ કશાનો માલિક નથી અને બધાનો માલિક છે. તે અનંતની સાથે તન્મય હોય છે. એનું મન આરસી જેવું છે, તેથી તે પરિસ્થિતિ પ્રત્યે કુશળ વર્તન રાખી શકે છે. પરંતુ પરિસ્થિતિ એને કદી પણ આવરી લઇ શકતી નથી. કાળના સમજુપણાની અને તેના હેતુની તથા સંજોગોની યથાર્થતાની તેને સૂઝ પડી જાય છે, અને તે રીતે દુનિયાને તે પોતાનું સંભાળી લેવા દે છે. એ કોઇનું પણ અનુકરણ કરતો નથી, કેમકે અનુકરણથી સમયયોગ્ય વર્તન થાય નહિ. એને એકલા એની પોતાની જ સાથે સરખાવી શકાય, બીજા કોઇની સાથે નહિ, એવો એ અનેરો છે. તે બીજા કશા ઉપર આધાર રાખતો નથી અને તે પોતે સ્વતંત્રપણે સંપૂર્ણ હોય છે.

ઘણી ચીજો તરફ એ એકસામટું લક્ષ આપે છે, પણ તેમાં તે તણાઇ જતો નથી, અને ઘણો બોજો ઉઠાવે છે છતાં તેનું હૈયું હળવું જ રહે એવી એની કળા તેનામાં એની મેળે જ પ્રગટ થયેલી હોય છે. વસ્તુમાત્રની તાત્ત્વિક સમતાનું જ્ઞાન એને હોય છે. દેખીતા ભેદમાં એ તો સત્ય દૃષ્ટિએ એકતા જ જુએ છે. આમ તે અગમ્ય છે. તેને માટે 'नेति' જ શબ્દ વપરાય.

# આ જ લેખકની બીજી કૃતિઓ

[ આ પુસ્તકોનો આમુખ કે પ્રસ્તાવના શ્રી. મનુ સૂબેદાર, શ્રી. રવિશંકર મહારાજ, પ્રા. અનંતરાય રાવળ, શ્રી. રૈહાનાબહેન તૈયબજી. શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઇ, પ્રિ. ડોલરરાય માંકડ વગેરેએ લખી છે. ]

| નંબર | પુસ્તકનું નામ | પ્રકાશક | કિંમત |
|---|---|---|---|
| ૧ | મનને | સસ્તુ સાહિત્ય કાર્યાલય અમદાવાદ | ૦-૩-૦ |
| ૨ | તુજ ચરણે | રામકૃષ્ણ સેવા સમિતિ અમદાવાદ | ૦-૪-૦ |
| ૩ | હૃદયપોકાર | ,, | ૧-૦-૦ |
| ૪ | જીવન પગલે | સસ્તુ સાહિત્ય કાર્યાલય | ૦-૧૦-૦ |
| ૫ | શ્રી ગંગાચરણે | રામકૃષ્ણ સેવા સમિતિ | ૦-૮-૦ |
| ૬ | કેશવચરણકમળે | મૂળજીભાઈ ભક્ત | ૦-૮-૦ |
| ૭ | કર્મગાથા | સસ્તુ સાહિત્ય કાર્યાલય | ૧-૦-૦ |
| ૮ | પ્રણામ-પ્રલાપ | વજુભાઇ જાની, સાયલા. | ૧-૮-૦ |
| ૯ | પુનિત પ્રેમગાથા | ભક્તિમાર્ગ કાર્યાલય અમદાવાદ | ૨-૮-૦ |
| ૧૦ | જીવનસંગ્રામ | સસ્તુ સાહિત્ય કાર્યાલય | ૦-૮-૦ |

ઉપરનાં બધાં પુસ્તકો નીચેને ઠેકાણેથી મળશે:-

**(૧) મહાજન બુક ડીપો, ફરનાન્ડીઝ પૂલ નીચે;**
ગાંધીમાર્ગ, **અમદાવાદ.**

**(૨) સસ્તુ સાહિત્ય કાર્યાલય, ભદ્ર પાસે, અમદાવાદ.**

**(૩) નંદલાલ ભોગીલાલ શાહ,**
હરિજન આશ્રમ, **સાબરમતી.**

# કેટલાક અભિપ્રાયો

## —મનને (કિંમત ૦–૩–૦)

અજ્ઞાત રહેવા ઇચ્છનારા એક સંતની આ કવિતાઓની ઉત્કૃષ્ટતા પુસ્તક શરૂ કરતાંની સાથે જ વાચક જોઇ શકશે. શિવાજીના ગુરુ રામદાસ સ્વામીના "**मनाचे श्लोक**" મહારાષ્ટ્રમાં કરોડો માણસોને નૈતિક બળ આપી રહ્યાં છે. ગુજરાતીમાં આ મૌલિક કાવ્યો એવી રીતે ઘણાં ઉપકારક થઇ પડે એમ છે. મનોનિગ્રહ માટેના જરૂરી 'અભ્યાસ'માં આ કાવ્યો અવશ્ય મદદકર્તા થઈ પડે તેમ છે.

શ્રી. મનુ સૂબેદાર

## —તુજ ચરણે (કિંમત ૦–૪–૦)

આ કાવ્યો એક પ્રાર્થના સમાન જ છે. અને સવારમાં ઊઠી જાણે તેમાંથી બંદગી કરવાનું મન થઈ આવે છે.

પ્રો. ફિરોઝ કા. દાવર અધ્યાપક,

એસ. એલ. ડી. આર્ટ્સ કોલેજ, અમદાવાદ.

પુસ્તિકા મળી. દરિયે લઈ ગયેલો. આખાનો પાઠ કરી ગયો. મિત્રોને આપવા માટે 'તુજ ચરણે'ની ૫૦ પ્રતો અમદાવાદથી મંગાવી છે.

હરખચંદ મોતીચંદ, ચોરવાડ.

**—હૃદય પોકાર.** (કિંમત ૧—૦—૦)

આપનો ભક્તિપ્રસાદ મળ્યો છે. આભારી છું. સરળ હૃદયના ઉદ્‌ગારો વાંચવા કોને ના ગમે? ઉદ્‌ગારોમાં સહૃદયતા છે ને તેથી એનું વાચન રોચક લાગે છે. ભાવની ઋજુતા એ જ સાચી કમાણી છે.

ગોકુળભાઈ ભટ્ટ, સીરોહી.

**—જીવન પગલે** (કિંમત ૦—૧૦—૦)

"ગીતા" અને ગાંધીજીની "મંગળ પ્રભાત" એ નાનકડી પુસ્તિકા એ બેનું વાંચન જેમ મને ઘણી વાર શાંતિ સ્ફૂર્તિદાયક લાગ્યું છે, તેવું આનું ય લાગતાં આ પુસ્તકને પણ એ પ્રકારના વાંચનમાં હું એ બેની જોડે અવશ્ય સ્થાન આપું. આઠ દસ દિવસે એકેકવાર એનું વાંચન થતું રહે. તો જીવનપાથેય સારું મળતું રહે અને પ્રેરણા તથા દૃષ્ટિ પણ.

અનંતરાય રાવળ,
પ્રાધ્યાપક, ગૂજરાત કૉલેજ, અમદાવાદ.

આ પુસ્તકના સુજ્ઞ લેખક (જેઓ પોતાનું નામ પ્રજા પાસે મૂકવા માંગતા નથી) તેમને મળવાનું સદ્ભાગ્ય અમને પ્રાપ્ત થયું હતું. તેમનાં સરળતા ને સૌજન્ય બધી રીતે ઉપર તરી આવતાં હતાં. તેમનો આદર્શ તેમની ભવ્ય કવિતામાં ઠેકાણે ઠેકાણે તૈલધારાની જેમ દેખાઈ આવે છે.

સાધકને વખતો વખત સંશય અને દૌર્બલ્ય પોતાના રસ્તામાં ઊભાં થાય છે ત્યારે ધીરજ અને શ્રદ્ધાથી ઇશ્વર ઉપર બધું છોડી દેતાં કેમ આપોઆપ સરળતા થઇ જાય છે, તે મુખ્ય વાત તેમણે આમાં સચોટ કહી દેખાડી છે.

મનુ સૂબેદાર
સસ્તુ સાહિત્ય કાર્યાલય, મુંબઈ.

**—ગંગાચરણે** (કિંમત ૦–૮–૦)

"ગંગામૈયાને ચરણે મને સ્થાન આપી ઉપકૃત કર્યો છે. પરમતમ કૃપામયી ભગવતી ગંગાના જ્યોતિર્મય પ્રવાહમાં અવગાહન કરી આનંદ પામું છું. જે ભક્તાત્માના હૃદય–પાત્રમાં થઇ મૈયાજી વહી આવ્યાં છે, તેમને મારો આદરભાવ નિવેદિત કરશો.

સાધુ હૃદયોનાં પુણ્યાત્માઓની તરંગિત પ્રવાહ–લીલા એ જ પૃથ્વીને પાવન કરનારી પવિત્ર ભાગીરથી. પ્રેમાત્માઓના ભક્તિરસના ઉમળકાને જોનારા ને ઝીલનારા સાચે જ ભાગ્યશાળી છે.

સરળ, સરસ, સાત્ત્વિક સ્નેહભાવના વાઙ્મય સ્વરૂપે વહેવા માંડે ત્યારે એની સાદાઈ જે સુંદરતાનો અનુભવ કરાવે છે તે ઓર છે."

**કવિ પૂજાલાલ**, અરવિંદાશ્રમ, **પોંડિચેરી.**

**—કેશવચરણ કમળે** (કિંમત ૦–૮–૦)

"તેનો શરણભાવ ને ભક્તિરસ અજબ છે"

**સરલાદેવી સારાભાઇ**, શાહીબાગ, **અમદાવાદ.**

**—કર્મગાથા** (કિંમત ૧–૦–૦)

"પૂજ્ય........ભાઇની પ્રસાદી 'કર્મગાથા' મળી. એ અપરોક્ષાનુભૂતિના ઉદ્દગારો અમૃતતૂલ્ય છે. એમના કવનને જીવનામૃત કહીએ તો એમાં જરાયે અતિશયોક્તિ નથી"

**દેવકૃષ્ણ જોશી, કેનેનોર, મલબાર.**

"કર્મગાથાનો આનંદપૂર્વક સત્કાર કરું છું. આ પ્રકારનું સાહિત્ય પ્રગટ કરી તમે એક પ્રકારની સેવા કરી રહ્યા છો તે બદલ ગુજરાત તમારું ઋણી રહેશે."

**કવિ પૂજાલાલ**, અરવિંદાશ્રમ, **પોંડિચેરી.**

## —પ્રણામ–પ્રલાપ (કિંમત ૧–૮–૦)

ભાઇ.......ભક્ત સ્પષ્ટ શુદ્ધ ધર્મભાવનાને જ કવિતામાં ઉતારવાની પ્રવૃત્તિ કદી કદી કરે છે એ સાહિત્યમાં સ્થાન પામવા માટે નહીં. ભાવ હૃદયમાં સમાયેલો ન રહે ત્યારે તે વૈખરીમાં ઊતરે છે અને વિખરાઈ ભાષાનો આકાર લે છે. શ્રી.......ને કીર્તિલોભ નથી જ. તેમની કેટલી યે સાહિત્ય-પ્રવૃત્તિ વગર નામે જ બહાર પડી છે. અને તેણે ઠીક ઠીક અસર અધિકારીઓ ઉપર કરી છે."

**રમણલાલ વસંતલાલ દેસાઇ**, સરસૂબા, વડોદરા રાજ્ય.

## —પુનિત પ્રેમગાથા (કિં. ૨–૮–૦)

પુનિત પ્રેમગાથા એક વિશુદ્ધ ભક્ત હૃદયની ઊર્મિઓનો પુનિત પ્રવાહ છે એને વિષે મારા મનમાં કદી બે મત હતા જ નહીં. વળી ભક્તહૃદયો માટેની એ પ્રવાહની પુનિત ઉપકારકતા વિષે પણ મેં તમને આગળના પત્રમાં લખ્યું હતું. અંગત પ્રશ્ન સાહિત્યના મૂલ્યાંકનનો હતો.

ભાઈશ્રી.......ને કાંઈ આ પ્રકાશન કે એના વિષેના અભિપ્રાયો વિષે કશી સ્પૃહા હોય જ નહિ, અને છતાં એમના વિશાળ ભક્તહૃદયની ઊર્મિઓ તમે આટલા ભાવથી મોકલાવી છે તેનો સત્કાર કરતાં ભાઈશ્રી....ને મારા હૃદયનાં અભિનંદન પાઠવું છું, અને એમને ઉચ્ચોચ્ચ દાનો પ્રભુના પ્રેમરૂપે મળી રહો એમ વાંછું છું."

**—અંબાલાલ પુરાણી**, શ્રી અરવિંદાશ્રમ, **પોંડિચેરી.**

"તમારા શુભ પ્રેમનો પરિચય વધારતી 'પુનિત પ્રેમગાથા'ની પુનિત ભેટ આનંદપૂર્વક સ્વીકારું છું. અને જેમના ભક્ત હૃદયમાંથી એ સ્ફુરી છે, તથા જેમના સદ્ભાવે મને તે ગોચર બનાવી છે, તે બંનેનો કૃતજ્ઞતાપૂર્વક આભાર માનું છું. અર્વાચીન ગુજરાતમાં પ્રાચીન સાધનાની નવીન આવૃત્તિનો પરચો પ્રચારવાનું શુભ કાર્ય તમે આરંભ્યું છે, તે પ્રશંસનીય છે. અર્વાચીન ભક્ત સાધકોને તેમાંથી પ્રેરણાનાં પાન મળે અને તેમનો પુણ્ય પ્રયાસ યશસ્વી બનાવનાર બળ પ્રાપ્ત થાય તો તે સ્વાભાવિક જ છે.

કવિ પૂજાલાલ, અરવિંદાશ્રમ, પોંડિચેરી.

**—જીવનસંગ્રામ** (૦-૮-૦)

"પુસ્તક મળ્યું. અને તે આવ્યું તેવું જ મેં વાંચી નાંખ્યું. પુસ્તક બહુ સારું છે. તમને તેમજ હેમંતભાઈને સંપાદન માટે ધન્યવાદ ઘટે છે."

કિશોરલાલ મશરૂવાળા, વર્ધા.



## ગુજરાતને આંગણે
## એક જ્ઞાનગંગા વહી રહી છે

**આ પવિત્ર નીરનું પાન કરો અને પાવન થાઓ.**

# સંદેશ ભક્તિરસ ગ્રંથમાળા

મહાગૂજરાતની ધર્મપ્રિય જનતાની આ માનીતી ગ્રંથમાળા ત્રીજા વર્ષમાં પ્રવેશે છે. ત્રીજા વર્ષનાં પ્રકાશનો નીચે રજુ કર્યાં છે. આ ગ્રંથો જેમ જેમ પ્રગટ થશે તેમ તેમ અમારા ગ્રાહક બંધુઓને મળી જશે. **"સંદેશ ભક્તિરસ ગ્રંથમાળા"** ગુજરાતી સાહિત્યમાં શ્રેષ્ઠ ધાર્મિક સાહિત્ય આપતી એક સસ્તામાં સસ્તી ગ્રંથમાળા છે. **આ ગ્રંથમાળાનાં પુસ્તકો દરેક સંસ્કારી કુટુમ્બે વસાવવાં જ જોઇએ.**

## ત્રીજા વર્ષનાં પ્રકાશનો

*** જીવન સંદેશ** — મહાગૂજરાતના એક જાણીતા ભક્તની આ પ્રસાદી જીવનનો સાચો માર્ગ ચિંધશે.

*** મહારથી કર્ણ** (ટૂંક સમયમાં પ્રગટ થઇ જશે) — **શ્રી. પ્રભુદત્ત બ્રહ્મચારીજીની** અભ્યાસી કલમે લખેલી અને **શ્રી. મંગળજી શાસ્ત્રીની** અભ્યાસી કલમે ગુજરાતીભાષામાં આકાર પામેલી આ રસકથા દરેક જિજ્ઞાસુએ વાંચવી જોઇએ.

*** ભગવાન મનુ** — સરળ શૈલીમાં લખાયેલી આ કૃતિ આપણને એક દૈવી વ્યક્તિના દર્શન કરાવે છે.

*** નિત્યોપાસન ધર્મપ્રદીપ** — **પરમપૂજ્ય સ્વામીશ્રી કૃષ્ણાત્મજજીની** અદ્ભુત જ્ઞાનપ્રસાદી જે હૃદયમાંથી ભક્તિનાં ઝરણાં વહાવશે.

**૧૦૦૦ પૃષ્ઠનું ધાર્મિક વાચન માત્ર રૂા. ૭-૦-૦ સાત રૂપિયામાં મેળવવા આપ આજેજ મ. ઓ. કરો અને ગ્રાહક બનો.**

તા. ક : પુસ્તકોના ક્રમમાં કે પસંદગીમાં સમયાનુસાર ફેરફાર કરી શકાશે.

**સંદેશ પ્રકાશન મંદિર** ઘીકાંટા રોડ, પિત્તળીઆ બંબા સામે, **અમદાવાદ.**